

# ગુજરાત શાળાપત્ર પુસ્તક ૪૮ મું. સને ૧૯૦૯.

# ગુજરાત શાળાપત્ર, પુસ્તક ૪૮ મું, સને ૧૯૦૯.

## અનુક્રમણિકા.

—❧—

# ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૪૮ મું.   જાન્યુઆરી. ૧૯૦૯.   અંક ૧ લો.

## ગતવર્ષનું પુનરવલોકન.

### શિક્ષણશાસ્ત્રના વિષયો.

આ માસિકનું ૪૭ મું વર્ષ પૂરૂં થઈ ૪૮ મું વર્ષ બેઠું છે. એ વર્ષમાં પણ ઈશ્વરકૃપાથી અનેક ઉપયોગી વિષયો ચર્ચાયા છે, તેનું પુનરવલોકન કરી દિગ્દર્શન અત્ર કરી જઈએ છિયે. પ્રથમ શિક્ષણશાસ્ત્રના વિષયો પર નજર કરીએ. માર્ચ માસના અંકમાં શિક્ષકોને કેટલીક અગત્યની સૂચના આપી છે. કયા ગુણો તેમનામાં આવશ્યક છે અને તે તેમનામાં હોય તોજ શિષ્યવર્ગમાં તે લાવી શકે એ વિષે તેમાં કહ્યું છે. સપ્ટેંબર માસના અંકમાં વાક્યપૃથક્કરણ વિષે લખ્યું છે તે તરફ અમે શિક્ષકનું ખાસ ધ્યાન ખેંચીએ છીએ. એ વિષય વિષે પુ. ૪૫ ના અંકોમાં પણ વિસ્તર લખ્યું છે; પરંતુ કેટલાક શિક્ષકોને એ શિક્ષણ કેવી રીતે આપવું તેનું ભાન ન હોવાથી તેમને માટે સપ્ટેંબર માસના એ અંકમાં ખાસ વિવેચન કર્યું છે. અશુદ્ધ શબ્દો વપરાવી પાછળથી શુદ્ધ શબ્દ વપરાવવા એના કરતાં શુદ્ધ શબ્દો અઘરા હોય તો આરંભમાં તે ન વપરાવવા ને પાછળથી વપરાવવા એ વધારે સારૂં છે; કારણ કે ખોટા શબ્દો એક વાર શિખવ્યા પછી તે કાઢી નંખાવવાનું કામ ઘણું અઘરૂં થઈ પડે છે. આ કારણથી 'કર્તૃપક્ષ' અને 'વિધાનપક્ષ' એવા અશુદ્ધ શબ્દ શિખવવા નહિ; પરંતુ શિષ્યનો એ વિષયમાં પ્રવેશ થાય અને 'ઉદ્દેશ્ય' ને 'વિધેય' એ શું છે તેનું બરાબર જ્ઞાન થાય ત્યાર પછીજ એ શબ્દો શિખવવા. શબ્દજ્ઞાન કરતાં વસ્તુજ્ઞાન પર વિશેષ લક્ષ આપવું. વસ્તુજ્ઞાન વગરનું શબ્દજ્ઞાન નિરર્થક છે એ કદી પણ ભૂલવું નહિ, માટે

ત્રીજા ધોરણમાં એ શબ્દો શિખવવા નહિ; પરંતુ ચોથામાં શિખવવા. આ વિષયનું સામાન્ય રીતે શિક્ષકોમાં ઘણું અજ્ઞાન જોવામાં આવે છે, માટે તે ઉપર તેમણે ખાસ ધ્યાન આપવું. આ કેવલ, શાળોપયોગી વિષય ઉપરાંત, બીજા પણ કેટલાક શિક્ષણને લગતા વિષયો વિષે લેખો થયા છે. 'જર્મનિની શાળામાં દાક્તરી તપાસ' 'પ્રાચીન ગ્રીક લોકો', 'પ્રાચીન રોમન લોકો', 'પ્રાચીન ઇજિપ્શિયન લોકો', 'હિંદુસ્તાન માટે સ્લોઈડ,' તથા જસ્ટિસ ચંદાવારકરના કેળવણી વિષેના કેટલાક વિચારો જે તેમણે ધિ ઑનરબલ મિ. સેલ્બિને એલ. એલ. ડી. ની ડીગ્રી અર્પતી વખતે દર્શાવ્યા હતા, એ બધું શિક્ષકોએ વાંચવા અને મનન કરવા લાયક છે. શિક્ષકોનું નીતિનું વર્તન ઘણા ઊંચા પ્રકારનું રહેવું ઘણું આવશ્યક છે, માટે નીતિના ઉચ્ચ સંસ્કારો પ્રસંગે પ્રસંગે પાડવા ઇષ્ટ છે એમ ધારી બહુધા દરેક વર્ષના કોઈક અંકમાં એ વિષે લખવામાં આવે છે. ગયે વર્ષે પણ 'સ્વાભિમાનનું શિક્ષણ' એ ઑક્ટોબર માસના લેખમાં એવા વિચારો ખાસ દર્શાવ્યા છે. દરેક શિક્ષકે તે બરોબર લક્ષપૂર્વક વાંચવું. વળી આનન્દની સાથે જ્ઞાન આપે એવા પણ કેટલાક વિષયો એ વર્ષના અંકોમાં દાખલ કર્યા છે. 'શમીવૃક્ષ,' 'બિલ્વપત્ર,' 'શિક્ષણ વિષે સંવાદ' એ એવા વિષયો છે.

પદાર્થપાઠને લગતા વિષયો પણ ગત વર્ષમાં ચર્ચાયા છે. 'મરી', 'પ્રાચનક્રિયા અને તેને લગતા અવયવો,' 'ભૂસ્તરવિદ્યા,' 'ગુંભ વિષે' અને 'આધુનિક વિજ્ઞાન' આ વિષયોના લેખો વાંચવાથી શિક્ષકને ઘણો લાભ થશે.

'વાચનમાળાના ખુલાસા' ગયા વર્ષમાં આપવા જારી રાખ્યા છે, તેમજ 'કિન્ડર્ગાર્ટન' વિષે પણ થોડુંક લખાણ આપવામાં આવ્યું છે.

વળી 'સંગીતવિષય' ગયા વર્ષમાં દાખલ કર્યો છે. જેઓ ધ્યાન દઈ વાંચશે તેમને એથી ઘણો લાભ થશે. ઑક્ટોબર માસમાં હાર્મોનિયમ વગાડવાનું જ્ઞાન થાય એવી સૂચના પણ આપવામાં આવી છે.

વળી સંસ્કારી વર્ગને માટે 'ન્યાયશાસ્ત્ર,' 'પ્રાકૃતપ્રકાશ,' 'કાવ્યશાસ્ત્ર,' જેવા વિષયો પણ એ વર્ષમાં ચર્ચાયા છે. નવીન વર્ષમાં પણ એજ શૈલીએ ભિન્ન ભિન્ન વિષયો વિષે લખવામાં આવશે. આશા છે કે વાચકવર્ગ તેનો લાભ પોતે લેશે અને શિષ્યવર્ગને આપશે. તથાસ્તુ !

---

હૅલિનો કૉમેટ—યર્કસ વેધશાલાના પ્રોફેસર બર્નાર્ડ 'સાનફ્રાન્સિસ્કો કૉલ' માં મિસ મેરિ પ્રૉક્ટર સાથેના સંભાષણમાં કહે છે કે હૅલિનો કૉમેટ ઇ. સ. ૧૯૦૯ ના શિઆળામાં ૪૦ ઇંચના વ્યાસવાળા દુર્બીનથી જણાશે. તે સમયે તે કૉમેટ સારા દુર્બીનથી દૃશ્ય થાય એવો પ્રકાશિત થયો હશે; અને ઇ. સ. ૧૯૦૯ ની ૨ જી ઑક્ટોબરે તે ૧૪ મા દરજ્જાનો થશે તેથી ૫ કે ૬ ઇંચના વ્યાસનો જેમાં પ્રકાશમાર્ગ હોય એવા ગમે તે દુર્બીનથી તે જોઈ શકાશે. તે દિવસ પછી તે બેશક વધારે વધારે પ્રકાશમાન થશે. કૉમેટના પ્રકાશની નરી આંખ કરતાં જેથી છબી પાડી શકાય એવા કાચ પર વધારે અસર થાય છે. છબી પાડી શકાય એવા કાચવાળા દુર્બીનથી માત્ર જોઈ શકાય એવા દુર્બીન કરતાં વિશેષ પ્રદેશનું અવલોકન થઈ શકે છે; તેથી જે પ્રદેશમાં કૉમેટ હોય તે સર્વ પ્રદેશનું ચિત્ર છબી પાડી શકાય એવા કાચવાળા દુર્બીનથી એકદમ લઈ શકાય છે.

હમણા એ કૉમેટ બુધ (જ્યુપિટર) અને શનિ (સૅટર્ન) એ ગ્રહોના પરિક્રમણમાર્ગની વચ્ચે છે. ૧૯૦૯ ના ૧ લી માર્ચ પછી બુધના પરિક્રમણમાર્ગની પાસે આવશે. બહુ સારા દુર્બીન કે છબી પાડવાના યન્ત્રની મદદથી આ શિઆળામાં પણ કોઈક વિદ્વાન એ કૉમેટને જોઈ શકે એ સંભવિત છે, ગ્રહોની દૈનિક ગતિનો જે સારો અભ્યાસક છે તેની મદદ વડે આ માસની (સપ્ટેંબરની) શરૂઆતમાં પણ એ કૉમેટની શોધ કરી શકાય. ઑક્ટોબરમાં તો તે અવશ્ય જણાશે. તે સમયે તે ગોળ દેખાશે; કેમકે જે તેની પૂછડી છે તે પૃથ્વી પરથી જોનારને તેની પાછળ હોવાથી તે ગોળ દેખાશે.

ઇ. સ. ૧૯૦૯ના ઑક્ટોબર પછી તે કૉમેટ ઘણું કરીને નરી આંખને પણ દૃશ્ય થશે. હમણાં પણ તે શનિ કરતાં પૃથ્વીની વધારે નજીક છે અને દર મિનિટે ૫૨૦ માઇલને વેગે તે ગતિ કરે છે. બુધની પેલી તરફ ગયા પછી તેની ગતિ દર મિનિટે ૭૮૩ માઇલની થશે. પછી તે બુધ અને મંગળની વચ્ચે જે નાના નાનો ગ્રહો છે તેની વચ્ચે થઈને જશે. જે કોઈ એવો નાનો ગ્રહ એ કૉમેટની સાથે અથડાશે તેની કમબખ્તી સમજવી; પરંતુ જો એ કૉમેટ તેની ગાંડી ગતિને લીધે બુધ ગ્રહ સાથે અથડાશે તો તે કૉમેટને નુકસાન થયા વિના રહેશે નહિ.

ઇ. સ. ૧૮૩૫ ના જ્યારે હૅલિનો કૅામેટ દેખાયો ત્યારે તે બુધ ગ્રહની પ્રણોખરો નજીક ગયો હતો; અને તેથી તે કૅામેટને જલદી પાછું ફરવું પડયું હતું. પરંતુ હાલ એ કૅામેટ વિષે કંઈ ભય રાખવાની જરૂર નથી; કેમકે તે લાખો માઇલ સુધથી દૂર રહેશે. ખરું જોઈએ તો કોઈ મોટો ગ્રહ એ કૅામેટની પાસે આવતો નથી. બુધ, નાર્યું, ગ્રહમંડળ અને મંગળનો માર્ગ ઓળંગ્યા પછી એ કૅામેટની ગતિ વધીને દર મિનિટે ૧૨૮૪ માઇલની થશે; અને પૃથ્વી તરફથી થઈને જશે તે સમયે તેની ગતિ દર મિનિટે ૧૫૪૮ માઇલની થશે; અને સૂર્યની આસપાસ જશે ત્યારે જાણે તેની ઉષ્ણુતાથી બચવાનો પ્રયાસ કરતો હોય તેમ તે કૅામેટની ગતિ દર મિનિટ ૧૮૭૮ માઇલની થશે. જો દર મિનિટે આ ગતિવેગમાં ૧૭ માઇલનો વધારો થાય તો એ ગતિવેગ (૧૮૯૫ માઇલ દર મિનિટે) નાશકારક થાય. કૅામેટ એવી ભિન્ન દિશાને માર્ગે જાય કે તે પછી ફરીથી આપણને કદી જણાય નહિ.

૧૯૧૦ ની ૧૨ મી જુને એ કૅામેટ પૃથ્વીના પરિક્રમણમાર્ગથી ૫૦ લાખ કે ૧ કરોડ માઇલને અન્તરે થઈને જશે અને પછી સૂર્યને પ્રણામ કરી અવકાશમાં ધીમે ધીમે પાછો ફરશે. પાછો ફરશે એટલે જાણે અતિશ્રમથી થાકી ન ગયો હોય તેમ તેની ગતિ ઓછી થશે. નેપ્ચ્યૂનને ઓળંગી જશે એટલે તેની ગતિ દર મિનિટે ૬૫ માઇલની થઈ જશે, અને સૂર્યથી ઘણે દૂર જશે ત્યારે તેની ગતિ એથી પણ ઓછી થઈ દર મિનિટે ૩૯ માઇલની થશે.

---

# वररुचिप्राकृतप्रकाश·

( ચાલુ પૃ. ૪૭ પૃ. ૩૩૧ થી )

## उमुसु विध्यादिष्वेकस्मिन् ॥ १८ ॥

विध्यादिष्वेकस्मिन्नुत्पन्नस्य प्रत्ययस्य यथासंख्यं उ सु मु इत्येते आदेशा भवन्ति ॥

हसउ । हससु । हसमु ॥ हसतु । हस । हसानि ॥

વિધિ આદિને વિષે એકવચનના પ્રત્યયોના અનુક્રમે उ सु ને मु એવા આદેશો થાય છે.

हसतु નું हसउ ( તે હસે, તેણે હસવું ); हस ને સ્થાને हससु ( તું હસ, તારે હસવું ), અને हसानि નું हसमु ( હું હસું, મારે હસવું ) થાય છે.

## न्तुहमो बहुषु ॥ १९ ॥

विध्यादिषु बहुषूत्पन्नस्य प्रत्ययस्य यथासंख्यं न्तु हमो इत्येत आदेशा भवन्ति ॥

हसंतु । हसह । हसामो ॥

વિધિ આદિને વિષે બહુવચનના પ્રત્યયોના અનુક્રમે न्तु, ह અને मो એવા આદેશો થાય છે.

हसन्तु નું हसंतु ( તેઓ હસે ), हसत નું हसह ( તમે હસો ) અને हसाम નું हसामो ( અમે હસીએ ) થાય છે.

## वर्तमानभविष्यदनद्यतनयोर्ज्जज्जा वा ॥ २० ॥

वर्तमाने भविष्यदनद्यतने विध्यादिषु चोत्पन्नस्य प्रत्ययस्य ज्ज ज्जा इत्येतावादेशौ वा भवतः । पक्षे यथाप्राप्तम् ॥

वर्तमाने तावत् । होज्ज होज्जा । हसेज्ज हसेज्जा । पक्षे होइ हसइ ॥

भविष्यदनद्यतने । होज्ज होज्जा । पक्षे होहिइ इत्यादि ॥

विध्यादिष्वेवम् ॥

વર્તમાન, અનદ્યતન ભવિષ્ય અને વિધિ આદિમાં ઉત્પન્ન થયલા પ્રત્યયના ज्ज અને ज्जा એવા આદેશો વિકલ્પે થાય છે. પક્ષે જે પ્રત્યયો પ્રાપ્ત થાય તે થાય છેજ.

वर्तमानमां होज्ज, अने होज्जा; पक्षे होइ—ते थाय छे.

हसेज्ज, हसेज्जा; पक्षे हसइ—ते हसे छे.

अनद्यतन भविष्यमां होज्ज, होज्जा, पक्षे होहिइ—ते हसशे. एज प्रमाणे विधि आदिना अर्थमां रुपो थाय छे.

## मध्ये च ॥ २१ ॥

वर्तमानभविष्यदनद्यतनयोर्विध्यादिषु च धातुमत्यययोर्मध्ये ज्ज ज्जा इत्येतावादेशौ वा भवतः ॥

वर्तमाने । होज्जइ होज्जाइ ॥ पक्षे यथाप्राप्तम् ॥

विध्यादिषु । होज्जउ होज्जाउ । भवेदित्यादि ॥

वर्तमान, अनद्यतन भविष्य अने विधि आदि काळ अने अर्थमां धातु अने प्रत्ययनी वच्चे ज्ज अने ज्जा एवा आदेशो विकल्पे थाय छे.

वर्तमानमां होज्जइ के होज्जाइ; पक्षे होइ इत्यादि—ते थाय छे.

अनद्यतन भविष्यमां होज्जहिइ के होज्जाहिइ; पक्षे होहिइ—ते थशे.

विध्यर्थ—आज्ञार्थमां होज्जउ, होज्जाउ; पक्षे होउ—ते थाय.

## नानेकाचः ॥ २२ ॥

वर्तमानभविष्यदनद्यतनयोर्विध्यादिषु चानेकाचो धातोः प्रत्यये परे मध्ये ज्ज ज्जा इत्येतावादेशौ न भवतः किंत्वन्त एव भवतः ॥

हसइ तुवरइ ॥ अन्ते यथा हसेज्ज हसेज्जा तुवरेज्ज तुवरेज्जा ॥ एवमन्येऽप्युदाहर्तव्याः ॥

वर्तमान, अनद्यतन भविष्य अने विध्यादिमां अनेकाच् (जेमां अनेक स्वर होय एवा) धातुना प्रत्यय पर छतां मध्यमां ज्ज अने ज्जा एवा आदेशो थता नथी, पण अन्तमांज थाय छे.

हसइ (ते हसे छे), तुवरइ (ते त्वरा करे छे). एना अन्तमां आदेश थई हसेज्ज हसेज्जा अने तुवरेज्ज अने तुवरेज्जा रूपो थाय छे. एवां बीजां पण उदाहरण आपवां.

## ईअ भूते ॥ २३ ॥

भूते काले धातोः प्रत्ययस्य ईअ इत्ययमादेशो भवति ॥ हुवीअ । हसीअ ॥ अभवत् । अहसत् ॥

भूत काळमां धातुना प्रत्ययनो ईअ एवो आदेश थाय छे, अभवत् नुं हुवीअ (ते थयो) अने अहसत् नुं हसीअ (ते हस्यो) एवां रूपो थाय छे.

## एकाचो हीअ ॥ २४ ॥

भूते काल एकाचो धातोः प्रत्ययस्य हीअ इत्ययमादेशो भवति ॥ होहीअ ॥ अभूत् ॥

भूतकाळमां एकाच् (एक स्वरवाळा) धातुना प्रत्ययनो हीअ एवो आदेश थाय छे.

होहीअ—अभूत् नुं—ते थयो.

## अस्तेरासिः ॥ २५ ॥

अस्तेर्भूते काल एकस्मिन्नर्थे आसि इति निपात्यते । आसि राआ । आसि वहू ॥ आसीद्राजा । आसीद्वधूः ॥

अस् धातुनुं भूत काळमां एकवचनमां आसि एवो निपात थाय छे—एवुं रूप थाय छे.

आसि राआ—आसीद्राजा ने बदले—राजा हतो.

आसि वहू—आसीद्वधूः ने बदले—वहु हती.

## णिच एदादेरत आत् ॥ २६ ॥

णिच् प्रत्ययस्य एकारादेशो भवति। धातोरादेरकारस्य च आत्वं भवति ॥

कारेइ । हासेइ । पाढेइ ॥ कारयति । हासयति । पाठयति ॥

णिच् પ્રત્યયનો ( પ્રેરકના પ્રત્યયનો ) एકાર આદેશ થાય છે અને ધાતુના આદિ अકારનો आ થાય છે.

कारयति નું कारेइ—તે કરાવે છે; हासयति નું हासेइ—તે હસાવે છે; અને पाठयति નું पाढेइ—તે પઢાવે છે.

## आवे च ॥ २७ ॥

णिच आवे इत्ययमादेशो भवति । चकारात् पूर्वोक्तं च ॥

करावेइ । हसावेइ । पढावेइ । कारावेइ इत्यादि ॥

णिच् નો आवे એવો આદેશ થાય છે. સૂત્રમાં चકાર છે. તેથી પૂર્વ કહેલું પણ રૂપ થાય છે.

करावेइ કે कारावेइ—તે કરાવે છે.

हसावेइ—તે હસાવે છે.

पढावेइ—તે પઢાવે છે.

## आविः क्तकर्मभावेषु वा ॥ २८ ॥

णिच आविरादेशो भवति वा क्तप्रत्यये परतो भावकर्मणोश्च ॥

कराविअं हसाविअं पढाविअं । कारिअं हासिअं पाढिअं ॥

भावकर्मणोश्च कराविज्जइ । हसाविज्जइ । पढाविज्जइ । कारिज्जइ । हासिज्जइ । पाढिज्जइ ॥

कारितम् । हासितम् । पाठितम् । कार्यते । हास्यते । पाठ्यते ॥

णिच् નો क्त ( ભૂત કૃ. નો त ) પ્રત્યય પર છતાં અને ભાવ અને કર્મના અર્થના પ્રયોગે પર છતાં आवि આદેશ વિકલ્પે થાય છે.

कारितम् નું कराविअं કે कारिअं—થાય છે—કરાવાયલું.

हासितम् नुं हसाविअं के हासिअं थाय छे—हसावायलुं.

पाठितम् नुं पढाविअं के पाढिअं थाय छे—पढावायलुं.

भावे अने कर्मणि—

कार्यते नुं कराविज्जइ के कारिज्जइ—करावाय छे.

हास्यते नुं हसाविज्जइ के हासिज्जइ—हसावाय छे.

पाठ्यते नुं पढाविज्जइ के पाढिज्जइ—पढावाय छे.

## नैदावे ॥ २९ ॥

क्तभावकर्मसु णिच्प्रत्ययस्य एत् आवे इत्येतावादेशौ न भवतः ॥

कारिअं । कराविअं । कारिज्जइ । कराविज्जइ ॥

क्त प्रत्यय अने भाव के कर्मना अर्थमां णिच् प्रत्ययना एत् अने आवे एवा आदेशो थता नथी.

कारिअं के कराविअं—कारितम् ने स्थळे.

कारिज्जइ के कराविज्जइ—कार्यते ने स्थळे.

## अत आ मिपि वा ॥ ३० ॥

अकारान्ताद्धातोर्मिपि परत आकारादेशो भवति वा ॥

हसामि । हसमि ॥

अकारान्त धातुने मिप् ( १ पु० ए० व० ) पर छतां आकार आदेश विकल्पे थाय छे.

हसामि के हसमि ( हुं हसुं छुं ).

## इच्च बहुषु ॥ ३१ ॥

मिपो बहुषु परतोऽत इकारादेशो भवति । चकारादाकारश्च ॥

हसिमो । हसामो । हसिम्ह । हसाम्ह ॥

૧ લા પુરુષના બહુવચન પર છતાં अકારનો इકાર આદેશ થાય છે અને चકારથી ( સૂત્રમાં છે તેથી ) आકાર પણ થાય છે.

हसिमो કે हसामो, हसिमु કે हसामु—અમે હસીએ છિયે.

## क्ते ॥ ३२ ॥

क्ते प्रत्यये परतोऽत इर्भवति ॥

हसिअं । पढिअं ॥

क्त ( ભૂત કૃ૦ ના त ) પ્રત્યય પર છતાં अકારનો इ થાય છે.

हसितम् ( હસ્યું ) નું हसिअं અને पठितम् ( પઢેલું ) નું पढिअं થાય છે.

## ए च क्त्वातुमुन्तव्यभविष्यत्सु ॥ ३३ ॥

क्त्वा तुमुन् तव्य इत्येतेषु भविष्यति काले च अत एत्वं भवति । चकारादिश्च ॥

हसेऊण हसिऊण । हसेउं हसिउं । हसेअव्वं हसिअव्वं । हसेहिइ हसिहिइ ॥

क्त्वा ( અવ્યય ભૂત કૃ૦ નો પ્રત્યય ), तुम् (હેત્વર્થ કૃ૦ નો પ્રત્યય), तव्य ( વિધ્યર્થ કૃ૦ નો પ્રત્યય ) એ પ્રત્યયો પર છતાં અને ભવિષ્યકાળમાં अકારનો ए થાય છે. સૂત્રમાં चકાર છે તેથી इ પણ થાય છે.

हसित्वानुं हसेऊण, हसिऊण—હસીને.

हसितुम्नुं हसेउं કે हसिउं—હસવા.

हसितव्यम्नुं हसेअव्वम् કે हसिअव्वम्—હસવા યોગ્ય.

हसिष्यतिनुं हसेहिइ કે हसिहिइ—હસશે.

## लादेशे वा ॥ ३४ ॥

लकारादेशे परतोऽत एत्वं भवति वा ॥

हसेइ हसइ । पढेइ पढइ । हसेंति हसंति । हसेउ हसउ ॥

લૃકારના ( કાળપ્રત્યયોના ) આદેશ પર છતાં અકારનો એકાર વિકલ્પે થાય છે.

हसति નું हसेइ કે हसइ તે હસે છે.

पठति નું पढेइ કે पढइ તે પડે છે.

हसन्ति નું हसेंति કે हसंति તેઓ હસે છે.

हसतु નું हसेउ કે हसउ તે હસે.

इति वररुचिकृते प्राकृतप्रकाशे तिङ्विधिर्नाम सप्तमः परिच्छेदः ॥

ઇતિ વરરુચિકૃત પ્રાકૃતપ્રકાશમાં તિઙ્વિધિ ( કાળપ્રત્યયોનો વિધિ ) નામનો સપ્તમ પરિચ્છેદ સમાપ્ત થયો.

---

## ચમત્કાર.

### કુદરતી મહાન્ ગુફા.

ઉત્તર અમેરિકાના યુનૈટેડસ્ટેટસમાં ઓહીઓ નદીના કિનારા ઉપર લુઈસવીલ નામે શહેર છે. આ શહેરથી દક્ષિણે ૯૦ મૈલ દૂર એક કુદરતી મહાન્ ગુફા આવેલી છે. આ ગુફા ' મેમથકેવ ' ના નામથી ઓળખાય છે. તેમાં પ્રવેશ કરવાનું મુખ ૭૦ ફીટ પહોળું અને ૫૦ ફીટ ઉંચું છે. ગુફાના આ મુખ વાટે આગળ ચાલતાં એક લોઢાનો દરવાજો આવે છે. આ દરવાજામાં થઈને ગુફા આગળ વધાય છે. ગુફામાં અંધારૂં ઘણું હોવાથી જોવાજનારે પ્રથમથી પોતાની જોડે અજવાળા માટે ફાનસ રાખી લીધેલું હોય છે. તેને અજવાળે આગળ ચાલતાં એક મોટો ઓરડો નજરે પડે છે. આ ઓરડો લગભગ ગોળાકાર છે. તેની ઉંચાઈ ૧૦૦ ફીટ અને વચ્ચેથી પહોળાઈ ૧૫૦ ફીટ છે. અર્ધો મૈલ આગળ ચાલતાં જમણા હાથ તરફ પંદર પગથીઆંનો એક દાદર આવે છે. આ દાદરેથી ઉપર ચડતાં એક ઘણી સુંદર જગ્યા આવે છે. આ જગ્યાને ગુફાનું દેવળ કહે છે. દેવળમાં કેટલાક થાંભલા છે. જેમાંના આઠ આબાદ સ્થિતિમાં છે, અને બીજા પડી ગએલા છે. થાંભલાને લીધે આ ગુફાનું દેવળ ઘણું સુંદર લાગે છે. દેવળ મૂકી આગળ ચાલતાં પત્થરમાંથી કારા-

પછી એક ઘુમટ આવે છે. અહિં પત્થરમાંથી પાણીનો એક નાનો ધોધ નીકળે છે. પાસે એક નાનું સુંદર તળાવ છે. તેનું પાણી ઘણુંજ સ્વચ્છ છે.

ગુફાના મુખથી એક મૈલ દૂર એક ઓરડો આવે છે. આ ઓરડો લગભગ ૫૦૦ ફીટ લાંબો, ૭૦ ફીટ પહોળો અને ૬૦ ફીટ ઊંચો છે. તેનું નામ ' તારાનો ઓરડો ' ( Star-chamber ) પાડેલું છે. ગુફા દેખાડવા માટે આવેલા ભોમીઆ, જોવા આવનારને આ સ્થળે સલ્ફેટ ઓફ્ મેગ્નીશીયાની મદદથી ઊંચે અંધકારમાં તારા દેખાડે છે. તે સિવાય મધ્યરાત્રિ અને પ્રાતઃકાળના દેખાવ પણ દેખાડે છે. જોનારને આ દેખાવો જોતી વખતે ગુફાનું ઉપરનું પત્થરનું ઢાંકણુ જાણે ખસી ગયું હોય તેમ લાગે છે. નજીકમાં પેટીના આકારનો એક મોટો પત્થર છે. આ પત્થરની લંબાઈ ૪૦ ફીટ, પહોળાઈ ૨૦ ફીટ અને ઊંચાઈ ૮ ફીટ છે. એવું ધારવામાં આવે છે કે ઘણાં વરસ ઉપર એ પત્થર ઉપરથી તૂટી પડેલો હોવો જોઈએ. આ પત્થરનો આકાર પ્રાચીન પ્રજાનું શબ દાટવાની પેટી જેવો હોઈ, તેનું નામ ' મુડદાં દાટવાની રાક્ષસી કદની પેટી ' ( Giant's Coffin ) પાડયું છે.

આ ગંજાવર પત્થર મૂકી આગળ ચાલતાં થોડે દૂર એક મોટા વિસ્તારવાળી જગ્યા આવે છે. તેમાં મોટી મોટી ૭ ખો દૃષ્ટિએ પડે છે. તેમની ઊંડાઈ ૧૦૦ ફીટ છે. આ ૭ ખોમાંની એક ખો ઉપર પૂલ બાંધેલો છે. આ પૂલની લંબાઈ ૨૫ ફીટ છે. પૂલ ઉપર ઉભા રહી ખોમાં સળગતો કાકડો નાંખવાથી, તેનું ભયંકર ઊંડાણ જોઈ જોનાર દબકી જાય છે. પૂલ ઉપરથો દબકાવનારો દેખાવ નજરે પડે છે માટે આ પૂલનું નામ રડતો પૂલ ( Bridge of Sighs ) પાડયું છે.

ગુફાના મુખથી બે મૈલ દૂર એક ઓરડો આવે છે. આ ઓરડો

સૌથી સરસ છે. અહિં જે ધ્વનિ થાય છે તેનો તરત પડઘો પડે છે. માટે આ નદીનું નામ ' પડધા નદી ' ( Echo River ) પાડ્યું છે. આ નદીની પહોળાઈ વધારેમાં વધારે કોઈ ઠેકાણે ૨૦૦ ફીટ, અને ઓછામાં ઓછી કોઈ ઠેકાણે ૨૦ ફીટ છે. લંબાઈ લગભગ પોણો મૈલ છે. નદીના કાંઠા ઉપર બોટો-હોડીઓ-હોય છે. આ બોટોમાં બેસી જોવાજનાર નદીમાં સહેલ કરે છે. નદીમાં રંગે ધોળી, બે ત્રણ ઇંચ લાંબી, આંધળી કેટલીક માછલીઓ છે; અને કેટલાક કાચબા છે. આ માછલીઓ અને કાચબા સિવાય બીજો કોઈ પ્રાણી તેમાં નથી. ગુફામાં એક બીજી ' લીલી ' ( Green ) નામે નદી છે. ' પડધા ' નદી આ ' લીલી ' નદીને મળે છે. ' પડધા ' નદીમાંથી ' લીલી ' નદીમાં સહેલથી જઈ શકાતું નથી, પણ બન્ને નદીઓ વચ્ચે સંબંધ છે. ' પડધા ' નદીમાંથી કાગળનો કટકો તરતો મુકયો હોય, તો તે ' લીલી ' નદીમાં જાય છે.

ગુફામાંની આ નદીઓના પાણીમાંથી વાજીંત્ર વાગતાં હોય તેવા અવાજ નીકળે છે. નદીના પાણીને ખૂબ હલાવવાથી, થોડીવારમાં રૂપાની ઘંટડીઓ વાગતી હોય તેવો નાદ થાય છે. થોડીવાર આ નાદ ચાલ્યા પછી જાણે મોટા ઘંટ વાગતા હોય તેવા નાદ થાય છે. પાણીનાં આંદોલન જ્યાંસુધી ચાલુ હોય છે, ત્યાંસુધી આવા મધુર નાદ થયા કરે છે. આંદોલન બંધ થતાં નાદ પણ બંધ થાય છે.

પડધા નદીથી આ ગુફા આગળ વધેલી છે, પણ ખડકો તૂટી પડવાથી રસ્તો બંધ થઈ ગએલો હોવાથી, આગળ જઈ શકાતું નથી. અહિંથી એક ટૂંકે રસ્તે ગુફાના મુખ પાસે નીકળાય છે; પણ આ રસ્તો ઘણો મુશ્કેલ છે. રસ્તો ઘણો સાંકડો હોવાથી જાડું માણસ મહા મુશ્કેલીથી ચાલી શકે છે. આ કારણથી તેનું નામ ' જાડા માણસની મુશ્કેલી ' (Fat Man's Misery) પાડ્યું છે.

આ અદ્‌ભુત મહાન્ ગુફા, જોનારને ઘણું આશ્ચર્ય ઉપજાવે તેવી છે. તેમાં નાના મોટા ૨૨૬ રસ્તા છે. આ રસ્તાઓની કુલ લંબાઈ લગભગ ૨૦૦ મૈલ છે. તેમાં પત્થરમાંથી કોરાયલા ૪૭ ઘુમટો, ૨૩ ઊંડી ખો, ૮ પાણીના ઝરા, ત્રણ નદીઓ, બે સરોવર અને એક દરીઓ છે! એક ઘુમટ ૩૦૦ ફીટ ઊંચો છે, અને એક ખો ૧૭૫ ફીટ ઊંડી છે.

ायहनइ स्थूल--जाडी--जांघ हुइ अथ सूक्ष्म--पातली हुइ ते लक्ष्मी भोगवइ अनइ ऊंटना शरीखी हुइ ते अभाग्यवंत हुइ ।

અથ–અથવા, અભાગ્યવંત–ભાગ્યહિન

कागना शरीखी जांघ हुइ ते राजा हुइ । इति जांघ लक्षणं ।

एक रोम हुइ ते राजा । द्वि रोम हुइ ते धनवंत हुइ । त्रिणि रोम हुइ ते पंडित हुइ । घणा राम हुइ ते दारिद्री होय । इति राम लक्षणं ।

દ્વિ–બે

ाजहनइ हंस हस्तिनी गति चालइ ते पुरुष राजा हुइ । अनइ वृषभ चाख पोपटनी गति चालइ ते भोगवंत हुइ ।

હસ્તિ–હાથી, વૃષભ–બળદ, ચાખ–ચાસ પક્ષી.

ाज पाणीनी लहरनी गति चालइ अथ गोहड ( घोअड ) नी गति चालइ ाते निर्धन हुइ ।

ઘોઅડ ( ગોહડ )—ઘૂડ

ाजहनइ गति श्वान, ऊंट, महिप, गर्दभ, शूकर, एहनी गति चालइ ते निर्धन हुइ । इति गति लक्षणं ।

શ્વાન–કૂતરો, મહિષ–પાડો, ગર્દભ–ગધેડો, શૂકર–ભૂંડ.

( પુસ્તકનાં ત્રણ પાનાં જતાં રહેવાથી આગળ સમ્બન્ધ મળશે નહિ )

येहनइ हाथि चक्राकार हुइ अथ ध्वजपताका हुइ खड्गाकार हुइ ते पुरुष विद्यावंत हुइ ।

ખડ્ગ–તલવાર, ધ્વજ પતાકા–ધજા, ચક્રાકાર–ચક્રનો આકાર.

येहनइ हाथि शूल हुइ ात पुरुष यज्ञवंत हुइ । धर्म दान देव ब्राह्मण पूजइ ।

શૂલ–ત્રિશૂલ, યજ્ઞવંત–યજ્ઞવાળો

येहनइ हाथि शक्ति हुइ तोमर बाण हुइ रथ छत्र एतलां माहि दीसइ तेहनइ राजप्राप्ति हुइ।

શક્તિ–સાંગ ,તોમર–ભાલો, એતલાં–એટલાં.

येहनइ हाथि वृक्ष अथ शक्ति दीसइ तेहनइ प्रधानपणूं हुइ। महा बुद्धि हुइ।

વૃક્ષ–ઝાડ

येहनइ चिटांगुलीथी रेखा ऊफरी हुइ प्रदेशिनी अंगूठ काहिलिनी ।तइथी आघी हुइ रेखा तेहनइ वर्ष १०० आयु हुइ।

પ્રદેશિની–અંગૂઠા પાસેની આંગળી, કહ્નિલિની–કન્હેની, પાસેની.

अंगठइथी रेखा तर्जनी लगइ जाइ तु संपूर्ण राज्य हुइ।

તર્જની–અંગૂઠા પાસેની આંગળી

कनिष्ठ मूल ।रखा हुइ जेतली तेतलां कल जाणिवी।

તેતલી–તેટલી

येहनइ कोट वाटली हुइ अथ पूर्ण कुंभ शरीखी हुइ ते राजलक्षण हुइ। बहु धन हुइ।

વાટલી–વર્તુળ, ગોળ. પૂર્ણકુંભ–ભર્યો ઘડો

येहनइ कोट लांबी हुइ अथ मोरना शरीखी हुइ अथ बकना शरीखी हुइ। अथ सूडा अथ काग एतली वर्जीइ। इति कोट लक्षणं।

બક–બગલું, સૂડા–એક જાતનું પોપટને મળતું પક્ષી, કાગ–કાગડો, એતલી–એટલી, વર્જીઈ–તજી દેવી.

येहनइ सांडना शरीखूं खांध हुइ अथ हस्तिना शरीखूं हुइ अथ केलिना थांभ शरीखुं हुइ ते राजा हुइ। रूडा भोग, धन पामइ। स्कंध लक्षणं।

સાંડ–સાંઢ, આખલો. કેલિ–કેળ.

येहनइ चंद्रना शरीखुं मुख हुइ ते पुरुष धर्मी हुइ । । शीलवंत हुइ ।

શીલવંત—સદાચારવાળો.

येहनइ मुख रौद्र हुइ अथ विरुहुं हुइ ते धनहीन हुइ। घोडाना शरीखुं हुइ तु दारिद्र दुःखभोगी हुइ । इति मुख लक्षणं ।

રૌદ્ર—ભયંકર, વિરૂહુ—વરવું.

येहना गाल कमलनी पांखडीना हुइ ते पुरुष भाग्यवंत हुइ । सर्व सुख पामइ ।

येहना गाल सिंह अथ वाघ अथ हस्ति एहना शरीखा हुइ तु सुखभागी हुइ । बहु पुत्र हुइ ।

સુખભાગી—સુખી

येहना होठ राता हुइ ते ठाकुर हुइ । स भाग्यवंत हुइ । अनइ लांबां हुइ तु दुःखी हुइ । जाडा हुइ ते अपार भुंडा हुइ ।

સ—ને

येहना दांत पुष्पनी परिप्रकाश हुइ ते भूपति हुइ । राक्षस बांका वानरना शरीखा हुइ ते सदा भूख तरस संपीडइ ।

પરિ—માફક, પ્રકાશ—ચળકતા, સંપીડઈ—પીડે,

जेहना दांत हस्तीना शरीखा हुइ अथ मोटा हुइ अथ विरला हुइ अथ रूक्ष हुइ ते पुरुष दुःखजीव हुइ ।

વિરલા—છૂટા છૂટા, રૂક્ષ—લૂખા, કકરા.

जेहनइ ३२ दांत हुइ ते राजा हुइ । ३१ हुइ ते भोगवंत हुइ । ३० हुइ ते सुखदुःख समू हुइ । दांत लक्षणं

સમૂ—સરખું

जेहनइ काली जीभ हुइ ते पुरुष बहु दुःखजीवी हुइ । अनइ सामली हुइ तु पापकर्मा हुइ ।

દુઃખજીવી-દુઃખે જીવનાર, પાપકર્મા-પાપનાં કામ કરનાર.

जेहनइ स्थूल—जाडो—जीभ हुइ ते सदा जूठुं बोलइ । पांडरी जीभ हुइ ते शौच न करइ ।

પાંડરી-ફીકી, પીળચટી, શૌચ-ચોખવટ.

यहनइ जीभ कमल शरीखी हुइ अथवा राती हुइ ते पुरुष सदा रूडूं यमइ । अनइ विद्या लक्ष्मी पामइ ।

યમઈ-જમે

जिहनइ कालूं तालू हुइ ते कुल नाश करइ । कमल शरीखूं हुइ ते भूपति हुइ ।

तालू-તાલવું, કુલનાશ-કુળનો નાશ

जिहनइ श्वेत तालु हुइ ते धनवंत हुइ । रातूं हुइ तु धनभोगी हुइ ।

શ્વેત-ધોળું ધનભોગી-ધનના ભોક્તા

जिहनइ पीलूं हुइ ते नराधिप हुइ । धन भोगवइ ।

નરાધિપ-રાજા

येहनुं स्वर हंसना शरीखुं हुइ ते पुरुष धनवंत हुइ मेघना शरीखुं हुइ तु राजा हुइ । भ्रमरना शरीखुं तु भोगवंत हुइ ।

जेहनुं स्वर क्रौंच पक्षीना शरीखुं सदा हुइ ते भाग्यवंत हुइ अनइ काकना शरीखुं हुइ ते निर्धन, पापी हुइ ।

ક્રૌંચ-એક જાતનું પક્ષી, મેઘ-વરસાદ, ભ્રમર-ભમરો

जिहनइ नाक सूडाना शरीखुं हुइ ते राजा हुइ । अनइ दीर्घ भोगी हुइ । टूकडुं हुइ ते धर्मशील हुइ ।

ધર્મશીલ-ધર્મવાન્

येहनइ हस्तिना शरीखुं नाक हुइ अनइ पीलइवर्णि हुइ तु सर्व जननि वल्लभ हुइ ।

પીલઈ વર્ણી–પીળા રંગનો  વલ્લભ–વહાલો

ाजहनइ जाडूं नाक हुइ ते सदा निर्धन हुइ ।

य पुरुषनुं मुख दयामणूं हुइ नाक मुख भणी वलइ ते धन, शील विवर्जित हुइ ।

દયામણું–દયા આવે એવું

येहनइ राती आंखि हुइ ते धनवंत हुइ । वाघना शरीखी हुइ ते ाकापी हुइ । कूकडाना शरीखी हुइ ते सदा डाहु कुशली हुइ । मृगना शरीखी हुइ तु शुभ लक्षण हुइ ।

કોપી–કોપવાળો, ક્રોધી. ડાહુ–ડાહ્યો, કુશલી–હોંશિયાર, મૃગ–હરણ.

ाजहनी आंखि विलाडाना शरीखी हुइ अथ हंसना शरीखी हुइ ात पुरुष अधम हुइ । अनइ नोल अथ मोरना शरीखी हुइ तु मध्यम हुइ ।

અધમ–પાપી

येहना कान टूंकडा हुइ ते महा भोगी हुइ । अनइ लांबा हुइ तु मध्यम हुइ । कानि रोम हुइ तु सुख हुइ ।

ाजहनइ निलाडि अर्द्धचंद्र शरीखुं हुइ ात पृथिवीनुं इश्वर हुइ । अनइ पुहुलुं हुइ तु विद्यावंत हुइ ।

અર્ધચંદ્ર–અર્ધચંદ્રાકાર, ઇશ્વિર–પૈસાદાર

येहनइ अल्प—थोडुं—निलाड हुइ तेहनइ अल्प आयु हुइ । अनइ रुडूं हुइ तु धनवंत हुइ ।

जेहनइ विसम निलाड हुइ ते सदा दुःखी हुइ । अनइ विपर्य कर्म करइ । वंधन पामइ ।

વિસમ–સરખું નહિ, વિપર્ય–ઉલટાં, બંધન–કેદ.

जेहनइ निलाडि त्रिशूल वज्र हुइ ते ठाकुर हुइ । स्त्री वल्लभ हुइ ।

શ્રી વલ્લભ-સ્ત્રીઓને વહાલો

येहनइ निलाडि ५ रेखा हुइ तेहनइ वर्ष १०० आयु हुइ। अनइ ४ रेखा हुइ तु ८० वर्ष आयु हुइ । रेखा ३ हुइ तु वर्ष ६० आयु हुइ । रेखा २ हुइ तु वर्ष ४० आयु हुइ ।

નિલાડિ-કપાળમાં

येहनइ निलाडि रेखा १ हुइ तु वर्ष २० आयु हुइ । रेखा न हुइ तु अल्प आयु हुइ ।

जेहनइ केश फाटा हुइ रुक्ष वांका हुइ ते पुरुष चोर हुइ । दुःखी हुइ । क्षुधा पीडिइ ।

રૂક્ષ-લૂખા, કકરા. ક્ષુધા-ભૂખ

येहनइ विरला केश हुइ अथ मधु वर्ण हुइ अथ भ्रमर शरीखा हुइ ते लक्ष्मीवंत हुइ। इति सामुद्रिके पुरुष लक्षणं समाप्तं।

વિરલા-આછા

## अथ स्त्री लक्षणानि

हवं स्त्रीनां लक्षण शुभ-रूडां-अशुभ-विरूआं कहीसि एतली ठामि जोइनइ कन्या परणवी ।

ઠામિ-ઠેકાણે

येह स्त्रीनइ पागनी आंगुली समीलुंइ वइ स इकूंली हुइ ते कन्या परणवी ।

येह स्त्रीनइ पागि चक्र हुइ छत्र, ध्वज—पताका हुइ ते राजपत्नी हुइ ।

तर्जनी रेखा तल हुइ ते स्त्री विहिलु भर्त्तार पामइ । अनइ भर्त्तानइ वाहली हुइ ।

વિહિલુ-વહેલું, ભર્ત્તાર-ભરથાર, ધણી.

जे स्त्रीनइ पागनी चिटांगुली भुंइ न लागइ पिहीला भर्त्तार मारि बीजा भणी जाइ ।

ચિટાંગુલી-ટચલી આંગળી, પિહીલા-પહેલા.

जेह स्त्रीनइ अनामिका टूंकडी हुइ तेहनइ कलह प्रिय हुइ । भुंइ न लागइ तु विहनइ ( वल्ह हनइ ) खाइ ।

અનામિકા-ટચલી આંગળીની પાસેની આંગળી, વલ્લહહનઇ-વલ્લભને.

येह स्त्रीनइ पागनी आंगुली लांबी हुइ प्रवेशिनी (प्रदशिनी) तु जारशूं रमइ ।

પ્રદશિની-અંગૂઠા પાસેની આંગળી, જારશું-રાખેલા સાથે.

जेह स्त्रीनइ पांक्षी ऊंची हुइ ते दुःशीला हुइ । अनइ समी हुइ तु शोभइ । अनइ दीर्घ—लांबी—हुइ तु दारिद्री सदा खेद पामइ ।

દુઃશીલા-ખરાબ વર્તણુકવાળી, સમી-સરખી.

येहना स्तन पीन मोटा हुइ घन—कठिन—सुकुमार शिर रोम न हुइ । हस्तिना शरीखी जांघ हुइ ते स्त्री तु सुख पामइ ।

ये स्त्रीना रोम स्वर्ण शरीखा हुइ नाभि त्रिवलि धरइ ते राजपत्नी हुइ[1] ।

સુવર્ણ-સોનું, નાભિ-ડુંટી, ત્રિવલિ-ત્રણવાટા.

ये स्त्रीनइ नाभि गंभीर हुइ समांसल हुइ सुकुमार हुइ ते स्त्री तु सुख पामिइ ।

સમાંસલ-માંસથી ભરાવ, સુકુમાર-કોમળ.

ये स्त्रीनइ स्तन सदृढ हुइ मोटा हुइ ऊंचा हुइ समांसल हुइ ते स्त्री तु सुख पामइ ।

સદૃઢ-મજબૂત ( અહિંથી પુસ્તકનાં પાનાં જતાં રહેલાં છે )

ઝઘડિયા તા. સ્કુલ    છગનલાલ વિદ્યારામ રાવળ.

તા. ૩-૧૧-૦૮

---

૧ આ પછીના બે ત્રણ શ્લોકના અર્થ લખવાથી સભ્યતા તૂટે છે. તેથી લખ્યા નથી. ગુજરાતશાળાપત્રમાં તેવું લખાય નહિ એ દેખીતું છે.

# પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજ અમદાવાદ.

## વાર્ષિક પરીક્ષાનું પરિણામ, ૧૯૦૮.

### ત્રીજું વર્ષ.

| નંબર. | નામ. | જિલ્લો. | કુલ માર્ક. | રિમાર્ક |
|---|---|---|---|---|
| ૧ | ઇશ્વરલાલ કામેશ્વર | રાધનપુર સ્ટેટ | ૭૭૬ | |
| ૨ | શંકરલાલ મૂળજી | ખેડા | ૭૪૨ | |
| ૩ | છોટાલાલ વિશ્વનાથ | નાંદોદ | ૭૧૪ | |
| ૪ | મીઆંભાઈ નૂરભાઈ | અમદાવાદ | ૭૧૨ | |
| ૫ | નર્મદાશંકર કાળીશંકર | પંચમહાલ | ૬૯૬ | |
| ૬ | સુલેભાઈ આદમ | ભરૂચ | ૬૮૩ | |
| ૭ | છગનલાલ નરોત્તમ | ખેડા | ૬૭૨½ | |
| ૮ | કરસન પીતાંબર | અમદાવાદ | ૬૬૬ | |
| ૯ | અમૃતલાલ નાથજી | અમદાવાદ | ૬૬૫ | |
| ૧૦ | દુર્લભભાઈ ફકીરભાઈ | સુરત | ૬૬૩½ | |
| ૧૧ | નારણભાઈ ભીખાભાઈ | અમદાવાદ | ૬૫૭ | |
| ૧૨ | ગોવરધન ગણપતરામ | ખેડા | ૬૪૪ | |
| ૧૩ | ચંદુલાલ ગિરધર | અમદાવાદ | ૬૪૨ | |
| ૧૪ | રામાભાઈ હરિભાઈ | સુરત | ૬૪૨ | |
| ૧૫ | હરગોવિંદ પાનાચંદ | અમદાવાદ | ૬૪૦ | |
| ૧૬ | અંબાલાલ પ્રેમાનંદ | ખેડા | ૬૩૯ | |
| ૧૭ | ખંડુભાઇ કલ્યાણજી | સુરત | ૬૩૭½ | |
| ૧૮ | રજબશાહ મલંગશાહ | ખેડા | ૬૩૪½ | |
| ૧૯ | ગોવરધન ઝવેરભાઈ | ખેડા | ૬૨૦½ | |
| ૨૦ | નરોત્તમ ભરતદાસ | સુરત | ૬૧૭ | |
| ૨૧ | ચુનીલાલ બાઉદાસ | અમદાવાદ | ૬૦૮ | |
| ૨૨ | અભરામ મહમદ | ભરૂચ | ૫૯૫ | |
| ૨૩ | શંકરલાલ જીવરામ | પંચમહાલ | ૫૯૩ | |
| ૨૪ | ડાહ્યાભાઈ દોલતરામ | અમદાવાદ | ૫૮૭½ | |
| ૨૫ | વનમાળી લક્ષ્મીશંકર | અમદાવાદ | ૫૮૬½ | |
| ૨૬ | નંદલાલ ચુનીલાલ | અમદાવાદ | ૫૮૬½ | |

| | | | |
|---|---|---|---|
| ૨૭ | ચતુરભાઈ વાઘજીભાઈ | ખેડા | ૫૭૩ |
| ૨૮ | નરોત્તમ ખુશાલ | ખેડા | ૫૭૧૧/૩ |
| ૨૯ | મોતીલાલ લલ્લુભાઈ | ખેડા | ૫૬૬ |
| ૩૦ | ભોળાનાથ છગનલાલ | અમદાવાદ | ૫૬૨ |
| ૩૧ | અલીમીઆં બાવામીઆં | અમદાવાદ | ૫૫૭૧/૩ |
| ૩૨ | મહાનંદશંકર ડોસારામ | કડી | ૫૫૫૧/૩ |
| ૩૩ | હઠીસંગ વલ્લભ | અમદાવાદ | ૫૩૬ |
| ૩૪ | જોસફ જેરોમ (મેહેતાજી) | આણંદ | ૫૩૦૨/૩ |
| ૩૫ | માવજી જગાભાઈ | સુરત | ૫૨૫ |
| ૩૬ | કરસનસિંહ ખેડાભાઈ | અમદાવાદ | ૫૨૪ |
| ૩૭ | મરઘાભાઈ ખોઘાભાઈ (મહેતાજી) * | | ૪૭૨ |

## બીજું વર્ષ.

| નંબર. | નામ. | જિલ્લો. | કુલ માર્ક. | રિમાર્ક. |
|---|---|---|---|---|
| ૧ | અંબાલાલ ગિરધરભાઈ | ખેડા | ૭૬૭૧/૩ | |
| ૨ | મગનલાલ દલસુખરામ | રાજપીપળા | ૭૨૪ | |
| ૩ | નાથજી ત્રિભુવન | વાડાસીનોર | ૭૧૪૧/૩ | |
| ૪ | અંબાલાલ ગિરધર | ખેડા | ૭૧૦ | |
| ૫ | પરસોતમ વાલજીભાઇ (મહેતાજી) | | ૬૯૬૧/૩ | |
| ૬ | ભીમભાઈ કલ્યાણજી | સુરત | ૬૬૮૧/૩ | |
| ૭ | દાભઈ અમઈદાસ | ભરૂચ | ૬૬૧૧/૩ | |
| ૮ | શિવલાલ છગનલાલ | ખેડા | ૬૨૨ | |
| ૯ | ફુલાભાઇ છોટાભાઇ | ખેડા | ૬૨૧૨/૩ | |
| ૧૦ | ઇસપમહમદ ઉમરજી | ભરૂચ | ૬૨૦૧/૩ | |
| ૧૧ | સોમેશ્વર બહેચર | પંચમહાલ | ૬૧૭ | |
| ૧૨ | જેઠાલાલ પ્રજારામ | અમદાવાદ | ૬૧૬૧/૩ | |
| ૧૩ | નારાયણ પીતામ્બર | અમદાવાદ | ૬૧૬૧/૩ | |
| ૧૪ | દામોદર ઉત્તમરામ | રાજપીપળા | ૬૧૬ | |
| ૧૫ | નારણજી વસનજી | સુરત | ૬૧૪૧/૩ | |
| ૧૬ | ખંડુભાઈ દાજીભાઈ | સુરત | ૬૧૦ | |
| ૧૭ | કુબેરદાસ ગોકળદાસ | ખેડા | ૬૦૮ | |
| ૧૮ | હીરાચંદ કસળચંદ | અમદાવાદ | ૬૦૬૧/૩ | |
| ૧૯ | સોમેશ્વર શિવલાલ | અમદાવાદ | ૬૦૪ | |
| ૨૦ | માણેકલાલ બહેચરદાસ | ખેડા | ૬૦૦ | |

| | | | |
|---|---|---|---|
| ૨૧ | મણિશંકર નારણજી | અમદાવાદ | ૫૯૬ |
| ૨૨ | જોરાભાઈ લલ્લુભાઈ | ખેડા | ૫૯૦ |
| ૨૩ | શિવશંકર છગનલાલ ( મહેતાજી ) | * | ૫૮૯ |
| ૨૪ | ફુલાભાઈ નથુભાઈ | અમદાવાદ | ૫૮૭ |
| ૨૫ | જેઠાભાઈ મીઠાભાઈ | ખેડા | ૫૮૬½ |
| ૨૬ | નાથાલાલ ગલાભાઈ | ખેડા | ૫૮૬ |
| ૨૭ | બાજીશાહ લાલશાહ | ભરૂચ | ૫૮૫ |
| ૨૮ | રણછોડજી કલ્યાણજી | સુરત | ૫૮૦ |
| ૨૯ | નરસિંહભાઈ મૂળજીભાઈ | ખેડા | ૫૭૯ |
| ૩૦ | બાપશંકર ગણપતરામ | સુરત | ૫૭૫ |
| ૩૧ | રૂગનાથજી રૂદરજી | સુરત | ૫૭૪½ |
| ૩૨ | પ્રાણજીવન બાપુજી | અમદાવાદ | ૫૭૧ |
| ૩૩ | મોહનલાલ કલ્યાણજી | અમદાવાદ * | ૫૬૮ |
| ૩૪ | બીમભાઈ દાજીભાઈ | સુરત | ૫૬૦½ |
| ૩૫ | મગનલાલ સૂરજરામ | રાજપીપળા | ૫૬૦ |
| ૩૬ | પરશોત્તમ મથુરદાસ | પંચમહાલ. | ૫૪૫ |
| ૩૭ | મોહનલાલ મથુરદાસ | ખેડા | ૫૪૦ |
| ૩૮ | પ્રભુલાલ જયદેવ | ખેડા | ૫૩૯½ |
| ૩૯ | ખંડુભાઈ ડાહ્યાભાઈ | સુરત | ૫૩૬½ |
| ૪૦ | મંછુભાઈ મકનજી | સુરત | ૫૩૪ |
| ૪૧ | સોમાભાઈ મંગળભાઈ | ખેડા | ૫૩૧ |
| ૪૨ | અંબાલાલ ઉમેદભાઈ ( મહેતાજી ) | | ૫૩૦ |
| ૪૩ | રણછોડજી બાવાભાઈ | સુરત | ૫૩૨½ |
| ૪૪ | મથુરભાઈ મનસુખ | પંચમહાલ | ૫૨૮¾ |
| ૪૫ | માણેકલાલ મગનલાલ | ખેડા | ૫૨૫ |
| ૪૬ | અંબાલાલ રણછોડ ( મહેતાજી ) | | ૫૧૪¾ |
| ૪૭ | ચુનીલાલ દલસુખરામ | રાજપીપળા | ૫૦૨½ |
| ૪૮ | રામચંદ્ર દલપતરામ | ડભકા (ગાયકવાડી) | ૪૯૨½ |
| ૪૯ | શંકરજી લાલભાઇ | સુરત | ૪૪૮ |

## પહેલું વર્ષ.

| નંબર. | નામ. | જિલ્લો. | કુલ માર્ક. |
|---|---|---|---|
| ૧ | મણિભાઈ નિચ્છાભાઈ | સુરત | ૭૫૫½ |
| ૨ | ધનજી પાનીઆ | સુરત | ૭૧૬ |

| | | | |
|---|---|---|---|
| ૬૯ | સોમાભાઈ ગોપાળભાઈ | અમદાવાદ | ૪૬૧ |
| ૭૦ | દેવાજી ખુશાલજી ( મહેતાજી ) | | ૪૫૬½ |
| ૭૧ | ગુલાબભાઇ ગોવિન્દજી* | સુરત | ૪૫૩ |
| ૭૨ | ઘેલાભાઈ ડાહ્યાભાઈ | સચીન સ્ટેટ | ૪૫૦ |
| ૭૩ | ઇશ્વિરલાલ લલ્લુભાઇ | ખેડા | ૪૪૪ |
| ૭૪ | વજા હગીયા* | સુરત | ૪૪૦½ |

નીચેના વધુ શિક્ષણ લેવા આવેલા મહેતાજીઓને પ્રમાણપત્ર આપવામાં આવેલાં છે.

અમદાવાદ.

૧ મગનલાલ ડાહ્યાભાઇ — ૨ ભોગીલાલ કૃપાશંકર
૩ છગાભાઈ રામદાસ — ૪ દેવશંકર જગજીવન
૫ ગોવિંદરામ સેવકરામ — ૬ બાજરભાઈ ઉમેદભાઈ
૭ લલ્લુભાઈ કાશીરામ — ૮ છગનલાલ રણછોડ
૯ મોહનલાલ મોતીલાલ — ૧૦ લક્ષ્મણ ભીખાભાઈ
૧૧ મણીલાલ લલ્લુભાઈ — ૧૨ કાળીદાસ શામળદાસ

ખેડા.

૧૩ બકોરભાઈ શંકરભાઈ — ૧૪ છોટાલાલ ગોરધન
૧૫ સોમાભાઈ કાળીદાસ — ૧૬ પુરૂષોત્તમ અચરતલાલ
૧૭ મરઘાભાઈ ખોઘાભાઈ — ૧૮ મરઘાભાઈ નાગરદાસ
૧૯ નાનચંદ પરભુદાસ — ૨૦ દોલતરામ નરસિંહરામ
૨૧ ચતુરભાઈ મથુરભાઈ

પંચમહાલ.

૨૨ મુસા માનજી — ૨૩ દામોદર નાથજી
૨૪ મનસુખરામ મોતીરામ — ૨૫ ધનેશ્વર મોરારજી
૨૬ આરતભાઈ ઉકાભાઈ — ૨૭ અંબાલાલ રણછોડ
૨૮ નાથજી નાનકેશ્વર

ભરૂચ.

૨૯ ધનેશ્વર નાનાભાઈ — ૩૦ આદમજી સુલેમાન
૩૧ ડાહ્યાભાઈ નરસિંહ — ૩૨ ઇસપ ઇબ્રાહીમ
૩૩ ગૌરીશંકર હરિશંકર — ૩૪ કાનજી રણછોડ
૩૫ સુલેમાન ઇસ્માઇલ — ૩૬ વજેસીંગ માનસીંગ
૩૭ ધનસુખરામ ધીરજરામ

* ટ્રેઇંગની પરીક્ષા આપવાની:—

સુરત.

૩૮ દયાળજી લલ્લુભાઈ ૩૯ નરસિંહ કીડાભાઈ
૪૦ મણિલાલ વસનજી ૪૧ ગોવિંદજી કુંવરજી
૪૨ પ્રાગજી દાજીભાઈ ૪૩ ખંડુભાઈ ભગવાનજી
૪૪ મકનજી શંકરજી ૪૫ ગુલાબભાઈ ડાહ્યાભાઈ

રાજપીપળા.

૪૬ જટાશંકર શાલીગ્રામ

મુંબઈ.

૪૭ ગોકળભાઈ ઝવેરભાઈ

ત્રીજું વર્ષ.

| | રિમાર્ક. |
|---|---|
| ઇશ્વરલાલ કામેશ્વર | ૧. રૂપાનો હોપ મેડલ (શિક્ષણ માટે)<br>૨. કસરત માટે રૂપાનો મેડલ.<br>૩. મહીપતરામ મેડલ ( ભાષા માટે )<br>૪. ચૅટફીલ્ડ પ્રાઇઝ ( પહેલે નંબરે પાસ થવા માટે ) |

| | રિમાર્ક. |
|---|---|
| મુસેભાઈ આદમ | બ્રાૅંઝનો મેડલ ( શિક્ષણ માટે ) |

---

# केळवणीखातानी खबरो.

## જાહેર ખબર.

( મે. ઉ. બા. ના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના તા. ૧ લી ડિસેમ્બર ૧૯૦૮ ના હુકમ નં. ૭૩૯૭ ઉપરથી )

મુંબઈની મ્યુનિસિપલ રંગારી સ્ટ્રીટ સ્કૂલના હેડ માસ્તર મિ. જગન્નાથ જેઠાભાઈ રાવળે બનાવેલું 'બાળવિનોદ' નામનું પુસ્તક, મે. પબ્લિક ઇન્સ્ટ્રકશનના ડિરેકટર સાહેબે, ઇનામ માટે મંજુર કર્યું છે.

૨. પુસ્તકની કિં. રૂ. ૦-૫-૬ છે.

(સહી) P. Lory,
Educational Inspector,
N. D.

---

# પંચાંગ.

## ઇસ્વી સન ૧૯૦૯, સંવત્ ૧૯૬૫–૬૬.

| તારીખ. | જાન્યુઆરી. | | ફેબ્રુઆરી. | | માર્ચ. | | એપ્રિલ. | | મે. | | જુન. | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | પોસ–માહ. | | માહ–ફાગણ. | | ફાગણ–ચૈત્ર. | | ચૈત્ર–વૈશાખ | | વૈશાખ–જેઠ. | | જેઠ–અષાડ. | |
| | તિથિ. | વાર. | તિથિ. | વાર. | તિથિ. | વાર. | તિથિ. | વાર. | તિથિ. | વાર. | તિથિ. | વાર. |
| ૧ | ૧૦ | શુ. | ૧૧ | સો. | ૧૦ | સો. | ૧૧ | ગુ. | ૧૧ | શ. | ૧૩ | મ. |
| ૨ | ૧૧ | શ. | ૧૨ | મં. | ૧૧ | મં. | ૧૨ | શુ. | ૧૨ | ર. | ૧૪ | બુ. |
| ૩ | ૧૨ | ર. | ૧૩ | બુ. | ૧૨ | બુ. | ૧૩ | શ. | ૧૩ | સો. | ૧૪ | ગુ. |
| ૪ | ૧૩ | સો. | ૧૪ | ગુ. | ૧૩ | ગુ. | ૧૪ | ર. | ૧૪ | મં. | ૧૫ | શુ. |
| ૫ | ૧૪ | મં. | ૧૫ | શુ. | ૧૪ | શુ. | ૧૫ | સો. | ૧૫ | બુ. | ૧ | શ. |
| ૬ | ૧૫ | બુ. | ૧ | શ. | ૧૫ | શ. | ૧ | મં. | ૧ | ગુ. | ૩ | ર. |
| ૭ | ૧ | ગુ. | ૨ | ર. | ૧૫ | ર. | ૨ | બુ. | ૨ | શુ. | ૪ | સો. |
| ૮ | ૨ | શુ. | ૩ | સો. | ૧ | સો. | ૩ | ગુ. | ૩ | શ. | ૫ | મં. |
| ૯ | ૩ | શ. | ૪ | મં. | ૨ | મં. | ૪ | શુ. | ૪ | ર. | ૬ | બુ. |
| ૧૦ | ૪ | ર. | ૫ | બુ. | ૩ | બુ. | ૫ | શ. | ૫ | સો. | ૭ | ગુ. |
| ૧૧ | ૫ | સો. | ૬ | ગુ. | ૪ | ગુ. | ૬ | ર. | ૬ | મં. | ૮ | શુ. |
| ૧૨ | ૬ | મં. | ૭ | શુ. | ૫ | શુ. | ૭ | સો. | ૭ | બુ. | ૯ | શ. |
| ૧૩ | ૭ | બુ. | ૮ | શ. | ૬ | શ. | ૮ | મં. | ૮ | ગુ. | ૧૦ | ર. |
| ૧૪ | ૭ | ગુ. | ૯ | ર. | ૭ | ર. | ૯ | બુ. | ૯ | શુ. | ૧૧ | સો. |
| ૧૫ | ૮ | શુ. | ૧૦ | સો. | ૮ | સો. | ૧૦ | ગુ. | ૧૦ | શ. | ૧૨ | મં. |
| ૧૬ | ૯ | શ. | ૧૧ | મં. | ૯ | મં. | ૧૧ | શુ. | ૧૨ | ર. | ૧૩ | બુ. |
| ૧૭ | ૧૦ | ર. | ૧૨ | બુ. | ૧૦ | બુ. | ૧૨ | શ. | ૧૩ | સો. | ૩૦ | ગુ. |
| ૧૮ | ૧૧ | સો. | ૧૩ | ગુ. | ૧૧ | ગુ. | ૧૩ | ર. | ૧૪ | મં. | ૧ | શુ. |
| ૧૯ | ૧૨ | મં. | ૧૪ | શુ. | ૧૨ | શુ. | ૧૪ | સો. | ૩૦ | બુ. | ૨ | શ. |
| ૨૦ | ૧૩ | બુ. | ૩૦ | શ. | ૧૪ | શ. | ૩૦ | મં. | ૧ | ગુ. | ૩ | ર. |
| ૨૧ | ૧૪ | ગુ. | ૧ | ર. | ૩૦ | ર. | ૧ | બુ. | ૨ | શુ. | ૪ | સો. |
| ૨૨ | ૧ | શુ. | ૨ | સો. | ૧ | સો. | ૨ | ગુ. | ૩ | શ. | ૫ | મં. |
| ૨૩ | ૨ | શ. | ૩ | મં. | ૨ | મં. | ૪ | શુ. | ૪ | ર. | ૫ | બુ. |
| ૨૪ | ૩ | ર | ૪ | બુ. | ૩ | બુ. | ૫ | શ. | ૫ | સો. | ૬ | ગુ. |
| ૨૫ | ૪ | સો. | ૬ | ગુ. | ૪ | ગુ. | ૬ | ર. | ૬ | મં. | ૭ | શુ. |
| ૨૬ | ૫ | મં. | ૭ | શુ. | ૫ | શુ. | ૭ | સો. | ૭ | બુ. | ૮ | શ. |
| ૨૭ | ૬ | બુ. | ૮ | શ. | ૬ | શ. | ૮ | મં. | ૮ | ગુ. | ૯ | ર. |
| ૨૮ | ૭ | ગુ. | ૯ | ર. | ૭ | ર. | ૯ | બુ. | ૯ | શુ. | ૧૦ | સો. |
| ૨૯ | ૮ | શુ. | | | ૮ | સો. | ૯ | ગુ. | ૧૦ | શ. | ૧૧ | મં. |
| ૩૦ | ૯ | શ. | | | ૯ | મં. | ૧૦ | શુ. | ૧૧ | ર. | ૧૨ | બુ. |
| ૩૧ | ૧૦ | ર. | | | ૧૦ | બુ | | | ૧૨ | સો. | | |

## પંચાંગ. શક ૧૮૩૦–૩૧.

| તારીખ. | જુલાઈ. | | ઑગસ્ટ. | | સપ્ટેમ્બર. | | ઑક્ટોબર | | નવેમ્બર. | | ડિસેમ્બર. | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | અપાડ–અધિક-શ્રાવણ | | અધિક-શ્રા. દ્વિતીય-શ્રા. | | દ્વિતીય શ્રા. ભાદરવો. | | ભાદરવો–આસો. | | આસો–કાર્તિક. | | કાર્તિક–માગશર. | |
| | તિથિ | વાર | તિથિ | વાર | તિથિ | વાર | તિથિ | વાર | તિથિ | વાર | તિથિ | વાર |
| ૧ | ૧૩ | ગુ. | ૧૫ | ર. | ૧ | બુ. | ૨ | શુ. | ૪ | સો. | ૪ | મ. |
| ૨ | ૧૪ | શુ. | ૧ | સો. | ૩ | ગુ. | ૩ | શ. | ૫ | મં | ૫ | બુ. |
| ૩ | ૧૫ | શ. | ૨ | મં. | ૪ | શુ. | ૪ | ર. | ૬ | બુ. | ૬ | ગુ. |
| ૪ | ૧ | ર. | ૩ | બુ. | ૫ | શ. | ૫ | સો. | ૭ | ગુ. | ૭ | શુ. |
| ૫ | ૨ | સો. | ૪ | ગુ. | ૬ | ર. | ૬ | મં. | ૮ | શુ. | ૮ | શ. |
| ૬ | ૩ | મં. | ૫ | શુ. | ૭ | સો. | ૮ | બુ. | ૯ | શ. | ૯ | ર. |
| ૭ | ૪ | બુ. | ૬ | શ. | ૮ | મં. | ૯ | ગુ. | ૧૦ | ર. | ૧૦ | સો. |
| ૮ | ૫ | ગુ. | ૭ | ર. | ૯ | બુ. | ૧૦ | શુ. | ૧૧ | સો. | ૧૧ | મં. |
| ૯ | ૬ | શુ. | ૮ | સો. | ૧૦ | ગુ. | ૧૧ | શ. | ૧૨ | મં. | ૧૨ | બુ. |
| ૧૦ | ૮ | શ. | ૯ | મં. | ૧૧ | શુ. | ૧૨ | ર. | ૧૩ | બુ. | ૧૩ | ગુ. |
| ૧૧ | ૯ | ર. | ૧૧ | બુ. | ૧૨ | શ. | ૧૨ | સો. | ૧૪ | ગુ. | ૧૪ | શુ. |
| ૧૨ | ૧૦ | સો. | ૧૨ | ગુ. | ૧૩ | ર. | ૧૩ | મં. | ૩૦ | શુ. | ૩૦ | શ. |
| ૧૩ | ૧૧ | મં | ૧૩ | શુ. | ૧૪ | સો. | ૧૪ | બુ. | ૩૦ | શ. | ૧ | ર. |
| ૧૪ | ૧૨ | બુ | ૧૪ | શ. | ૩૦ | મં. | ૩૦ | ગુ. | ૧ | ર. | ૨ | સો. |
| ૧૫ | ૧૩ | ગુ. | ૩૦ | ર. | ૧ | બુ. | ૧ | શુ. | ૨ | સો. | ૩ | મં. |
| ૧૬ | ૧૪ | શુ. | ૧ | સો. | ૨ | ગુ. | ૨ | શ. | ૩ | મં. | ૪ | બુ. |
| ૧૭ | ૩૦ | શ. | ૨ | મં. | ૩ | શુ. | ૩ | ર. | ૪ | બુ. | ૫ | ગુ. |
| ૧૮ | ૧ | ર. | ૨ | બુ. | ૪ | શ. | ૪ | સો. | ૫ | ગુ. | ૬ | શુ |
| ૧૯ | ૨ | સો. | ૩ | ગુ. | ૫ | ર. | ૫ | મ. | ૬ | શુ. | ૭ | શ. |
| ૨૦ | ૩ | મં. | ૪ | શુ. | ૬ | સો. | ૬ | બુ. | ૭ | શ. | ૮ | ર. |
| ૨૧ | ૪ | બુ. | ૫ | શ. | ૭ | મં. | ૭ | ગુ. | ૯ | ર. | ૯ | સો |
| ૨૨ | ૫ | ગુ. | ૬ | ર. | ૭ | બુ. | ૮ | શુ. | ૧૦ | સો. | ૧૦ | મં. |
| ૨૩ | ૬ | શુ. | ૭ | સો. | ૯ | ગુ. | ૯ | શ. | ૧૧ | મં. | ૧૧ | બુ. |
| ૨૪ | ૭ | શ. | ૮ | મં. | ૧૦ | શુ. | ૧૦ | ર. | ૧૨ | બુ. | ૧૨ | ગુ. |
| ૨૫ | ૮ | ર. | ૯ | બુ. | ૧૧ | શ. | ૧૧ | સો. | ૧૩ | ગુ. | ૧૪ | શુ. |
| ૨૬ | ૯ | સો. | ૧૦ | ગુ. | ૧૨ | ર. | ૧૨ | મં. | ૧૪ | શુ. | ૧૫ | શ. |
| ૨૭ | ૧૦ | મં. | ૧૧ | શુ. | ૧૩ | સો. | ૧૩ | બુ. | ૧૫ | શ. | ૧ | ર. |
| ૨૮ | ૧૧ | બુ. | ૧૨ | શ. | ૧૪ | મં. | ૧૫ | ગુ. | ૧ | ર. | ૨ | સો. |
| ૨૯ | ૧૧ | ગુ. | ૧૩ | ર. | ૧૫ | બુ. | ૧ | શુ. | ૨ | સો. | ૩ | મં. |
| ૩૦ | ૧૩ | શુ. | ૧૪ | સો. | ૧ | ગુ. | ૨ | શ. | ૩ | મં. | ૪ | બુ. |
| ૩૧ | ૧૪ | શ. | ૧૫ | મં. | | | ૩ | ર. | | | ૫ | |

# निशाळोनां इनामपत्रक.

રેવાકાંઠા-પંચમહાલ વિભાગ.

કંજરી—કન્યાશાળા ઠાકોર સાહેબ રૂ. ૫-૦-૦ ઇનામ. છોકરાની સ્કુલ-ઠાકોર સાહેબ રૂ. ૫-૦-૦ મીઠાઇ. મલાવ—ગામના સદ્‌ગૃહસ્થો રૂ. ૨૫-૮-૦ સ્કુલ જમાડી. રામપુર-કન્યાશાળા-શેઠ એદલજી રતનજી રૂ. ૫-૦-૦ પુસ્તકો વગેરે. કડાણા—શેઠ એદલજી રતનજી રૂ. ૬-૦-૦ ચોપડીઓ, સાકર. પીપલોદ—જમાદાર સાહેબ રૂ. ૩-૦-૦ સાકર. ઘોઘંબા—પાઠક કાળીશંકર નાથજી વગેરે રૂ. ૪-૦-૦ ચોપડીઓ વગેરે. લુણાવાડા—રૂ. ૫-૦-૦ સાકરીયા ચણા. ખારોળ—શેઠ દ્વારકાદાસ છોટાલાલ રૂ. ૫-૧૦-૦ પતાસાં-ચોપડીયો. કોઠંબા—સ્કુલ કમીટીના મેમ્બરો રૂ. ૩-૦-૦ પતાસાં. લુણાવાડા—મહંત બીહાગરજી રૂ. ૧૦-૦-૦ પુસ્તકો. રામપુર—રાજાજી સાહેબ રૂ. ૧૧-૧૦-૬ કપડાં. છોટાઉદેપુર—કન્યાશાળા મે. રણછોડલાલ ધારશી રૂ. ૩૦-૦-૦ ઇનામ. ગોધરા—કન્યાશાળા. શેઠ ફરદુનજી કાવસજીના ધણીયાણી રૂ. ૭૭-૧૨-૦ ખંડ-રેજા વગેરે. અડાદરા—શા. પુંજાલાલ ગોપાલજી રૂ. ૧૧-૦-૦ પતાસાં રૂમાલ વગેરે. બાકોર—શેઠ રૂપચંદ દલસુખભાઇ રૂ. ૭-૦-૦ પુસ્તકો સાકર વગેરે. ભાદરવા—દરબાર સાહેબ રૂ. ૨-૦-૦ પતાસાં. છત્રાળી—પટેલ ખુશાલ તળશી રૂ. ૩-૦-૦ મીઠાઇ. લુણાવાડા—મી. જાનમહમદભાઇ રૂ. ૩-૦-૦ પુસ્તકો સ્લેટ વગેરે. નાની શેરડી—સ્કુલ કમીટીના મેમ્બરો તથા ગામ ગૃહસ્થો રૂ. ૩-૦-૦ સાકર. રામપુર—કન્યાશાળા જુદા જુદા ગૃહસ્થો રૂ. ૨-૦-૦ ઇનામ. પાડેરપાડા—દોશી મહાસુખભાઇ કેવળભાઇ રૂ. ૬-૧૧-૦ પુસ્તકો મીઠાઇ વગેરે. શા. રૂપચંદભાઇ દલસુખભાઇ રૂ. ૬-૪-૬ પુસ્તકો મીઠાઇ. બાકોર—મહેતા લક્ષ્મીદાસ હરજીવનદાસ રૂ. ૬-૫-૩ ઇનામ. ગોધરા—મી. કરીમઅલી રહીમઅલી નાનજીઆણી રૂ. ૩૦-૦-૦ ચોપડીઓ. વેજલપુર—મે. જાનમહમદ હુશેનમીયાં શેખ રૂ. ૬-૦-૦ પુસ્તકો.

અપૂર્ણ.

# ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૪૮ મું. ફેબ્રુઆરી, ૧૯૦૯. અંક ૨ જો.


" શાળામાં સારાં આચરણ કેળવવાની યુક્તિ–" કાસ્મીરમાં શ્રીનગરમાં હાઈસ્કૂલમાં ઉત્તમ આચરણ કેળવવા માટે એક યુક્તિ શોધી કાઢી છે તેનું વર્ણન રેવરન્ડ સી ઇ. ટિન્ડેલ બિસ્કો, એમ. એ. એ મે માસના 'પંજાબ એડ્યુકેશનલ જર્નલ'માં આપ્યું છે તે વાંચવા લાયક છે. તે નીચે પ્રમાણે લખે છેઃ—

ઘણી વાર મારા મિત્રો મને કહેતા કે સારાં આચરણ માટે નિશાળમાં એક ઇનામ સ્થાપો; પણ એ વાત મને પસંદ પડતી નહિ. હું ધારતો કે એથી માત્ર છોકરાઓમાં ગર્વ ઉત્પન્ન થશે અને તેઓ ઠગતાં શીખશે. વળી ઉત્તમ આચરણનો છોકરો કયો છે એ નક્કી કરવું પણ ઘણું અઘરૂં છે. આ કારણથી હું મારા મિત્રની સૂચના લેખવતો નહિ પરંતુ હવે મેં એ બાબત વિચાર કરી માર્ક આપવાની એક વિસ્તૃત યોજના ઘડી છે તે કંઈ એકાએક થઈ નથી. વખતે વખતે તેમાં સુધારોવધારો કરી છેવટે તે નક્કી કરવામાં આવી છે. પ્રથમ અમે 'મગજ' માટેજ માર્ક આપતા, પછી 'શરીર' વિષે માર્ક આપવાનું ઉમેર્યું અને છેવટે 'આત્મા' વિષે પણ માર્ક આપવા માંડયા છે. આ પદ્ધતિ અમને ઘણીજ ઉપયોગી માલમ પડી છે. જેને વાસ્તવિક કેળવણી કહી શકાય અને જેથી ઉત્તમ લક્ષણોનું બંધારણ થાય છે એવી કેળવણી આપવામાં અમારી યોજના બહુ સફળ માલમ પડી છે.

હજારથી વધારે છોકરા મારી આગળ વર્ષમાં ત્રણ વાર ઊભા રહે છે અને તેમનાં મોં આગળ તેમનાં 'લક્ષણ' વિષેના માર્કો વાંચી જાઉં છું. માર્ક આપેલી હોય તેમાં વાંધો જેને લેવો હોય તેનાથી લઈ શકાય છે એમ દરેક છોકરો જાણે છે. ઘણી વાર એ હકનો છોકરાઓ ઉપયોગ કરે

છે પણ ખરા અને એ છોકરાઓને કે તેમના શિક્ષક કે વાલીને એવી રીતે બાંધી લેતા જોઈને ઘણી વાર બહુ આનંદ ઊપજે છે.

કવચિત્ માર્ક આપી હોય તેમાં ભૂલ માલમ પડે છે; પણ ઘણી વાર તો એમ જણાય છે કે શિષ્ય પોતાનાં લક્ષણ માટે યોગ્ય કરતાં વધારે ઊંચો અભિપ્રાય બાંધે છે. છોકરો જ્યાંસુધી પોતાને આપેલા માર્ક માટે સંતુષ્ટ થાય નહિ ત્યાંસુધી હું એ માર્કના પત્રકમાં મારી સહી કરતો નથી. તે સંતુષ્ટ થાય છે ત્યારેજ હું સહી કરૂં છું. પછી અગાઉના એવા માર્કો સાથે એ એકઠા થાય છે અને એ પ્રમાણે જે કુલ માર્ક થાય તેનો દાખલો છોકરો નિશાળ છોડતી વખતે લઈ જાય છે. જુદાં જુદાં ખાનાં પાડી એ માર્કો આપવામાં આવે છે તેથી છોકરાઓ કઈ બાબતમાં ન્યૂન છે તે તરત જણાઈ આવે છે અને તે પર તેઓ તેમજ તેમના શિષ્યો વિશેષ લક્ષ આપે છે. જુદા જુદા શિક્ષકોના હાથ નીચે છોકરાઓ જુદાં જુદાં ધોરણોમાં આવે છે તેમાં કયા શિક્ષકના હાથ નીચે તેમનાં લક્ષણોમાં સુધારો થયો છે અને કયાના હાથ નીચે બગાડ થયો છે તે તરત જણાઈ આવવાથી શિક્ષકો પોતાનાં કામમાં જાગ્રત્ રહે છે.

૧ મન—તમે આગળ કોઠો આપ્યો છે તે ઉપરથી જોશો કે અમે ગણિતના માર્ક ઇતિહાસ અને ભૂગોળ જેટલાજ રાખ્યા છે તેનું કારણ કંઈ એ બે વિષય સરખા છે તે નથી. યુનિવર્સિટિ પરીક્ષાઓમાં ગણિતના માર્ક વધારે હોય છે; પરંતુ ઇતિહાસભૂગોળ કરતાં ગણિતના વિષય પર છોકરાઓની અભિરુચિ વિશેષ હોય છે તેથી અમે ઇતિહાસભૂગોળને ઉત્તેજન આપવા ખાતર તેના માર્ક ગણિત જેટલાજ રાખ્યા છે. વળી અક્ષર અને સામાન્ય વિષયો વિષેનું જ્ઞાન એ બાબતો પર જોઈએ તેવું ધ્યાન છોકરાઓ આપતા નથી, તેથી અમે એના માર્ક વધારે રાખ્યા છે. 'સામાન્ય જ્ઞાન' એટલે 'ચાલતા વિષયોનું જ્ઞાન' એ વિષય શિક્ષકોને શિખવવો પડે છે, અને એથી કાશ્મીરની બહાર દુનીઆમાં અને મુખ્યત્વે બ્રિટિશ રાજ્યના જુદા જુદા ભાગોમાં શું બને છે તેથી તેઓ જાણીતા રહે છે. નિશાળની દિવાલ ઉપર, તેમની રમવાની જગાની સન્મુખ 'બ્રિટિશ રાજ્ય'નો નકશો કાઢેલો હોય છે અને ન્યુસપેપરોમાંથી કાગળો કાપી ત્યાં ચોંટાડવામાં આવે છે, એટલે અમુક બનાવ કયાં બન્યો તે તેઓ નકશામાં જોઈ જાણી શકે છે.

જો આ 'સામાન્ય જ્ઞાન'ના વિષયમાં છોકરાઓ નબળા માલમ પડે તો શિક્ષકને તે માટે ઠપકો દેવામાં આવે છે. આથી શિક્ષકો કાળજી રાખે છે; અને તેમને પણ દુનીઆમાં બનતા વૃત્તાન્તો જાણવાની જરૂર પડે છે.

વળી તમને એમ પણ માલમ પડશે કે અમે 'શરીર' કરતાં 'મન'ના ઓછા માર્કો આપીએ છીએ; કારણ કે કાસ્મીરમાં છોકરાઓ તન કેળવવા કરતાં મન કેળવવા પર વિશેષ લક્ષ આપે છે; કેમકે તન કેળવવાથી પૈસા મળતા નથી પણ મન કેળવવાથી તો પૈસા મળે છે.

૨ શરીર—પ્રથમ દૃષ્ટિએ તમને એમ લાગશે કે મન કરતાં શરીરના માર્ક આપવા અઘરા પડતા હશે; પણ તેમ નથી. રમવાને સ્થળે-ક્રિકેટના મેદાનમાં કે તરવાને સ્થળે અઠવાડીઆમાં કેટલેક દિવસે શિક્ષકે પોતપોતાના ક્લાસના છોકરાઓ સાથે જવું આવશ્યક છે. આથી તે પોતાના છોકરાઓનું કામ જાતે જોઈ જાણી શકે છે. જે ઉત્તમ ક્રિકેટ રમનાર હોય છે કે જે ઉત્તમ તરનાર હોય છે તેને સહુથી વધારે માર્ક આપતા નથી; પરંતુ જે એ બે બાબતોમાં ઉત્તમ પ્રયત્ન કરે છે તેને વધારે માર્ક આપવામાં આવે છે.

એક દાખલો આપવાથી માર્ક આપવાની પદ્ધતિ સમજાશે. ગોવિન્દ નામનો છોકરો શરીરે પુષ્ટ છે તેમજ તેના બાપ તરફથી તેને પોષણ પણ સારૂં મળે છે. કંઈ પણ મુશીબત વગર જેની લંબાઈ સાડા ત્રણ માઇલ છે તે દાલ સરોવર તરી જાય છે. એને માટે ૧૫૦ માર્ક છે. નીલના મનો બીજો છોકરો નબળો અને બીકણ છે. તેનાં માબાપ ગરીબ હોવાથી તેને જોઈએ તેવું પોષણ મળતું નથી. મહામુશીબતે તે પાસ થવા જેટલું અંતર ૫૦ વારનું છે તેથી સહજ વધારે ૭૫ વાર તરી શકે છે. આનું કારણ શું છે? કારણ એજ છે કે કુદરત તેમજ સ્થિતિ ગોવિન્દને અનુકૂળ છે અને નીલને પ્રતિકૂળ છે. અમારે ગાડરીઆ પ્રવાહની પેઠે કુદરત અને સ્થિતિને શા માટે અનુસરવું જોઈએ? તેની અનુકૂળતા તથા પ્રતિકૂળતા ધ્યાનમાં લઈ પુરૂષપ્રયત્નને યોગ્ય ઉત્તેજન આપવું જોઈએ. એ રીતે ગોવિન્દ આખું સરોવર તરી જાય છે તોપણ તરવામાં ધીમો છે, તેમજ તેના શરીરનો સ્વાભાવિક બાંધો મજબુત છે અને તેની સ્થિતિ સારી હોવાથી તેને પોષણ બહુ સારૂં મળે છે. એ બધી બાબતો પર ધ્યાન આપી તેને

કામ કરે છે ને તેમને તેનું કારણ પૂછવામાં આવે છે ત્યારે તેઓ કહે છે કે 'એ અમારી નિશાળનું 'સ્મરણવાક્ય' છે. અમે આશા રાખીએ છીએ કે આથી શહેરીમાં કેવા ગુણ હોવા જોઈએ તેની સમજ તેમનામાં કેળવાશે.

આગ, રેલ, મરકી અને એવા ઘણા પ્રસંગો પરોપકાર દર્શાવવાના આવે છે તે પ્રસંગે છોકરાઓ પોતાની ફરજ બજાવવામાં પાછા હઠતા નથી.

ગયા વર્ષના ઊનાળાના મહિનાઓમાં છોકરાઓ ઇસ્પિતાલમાંથી ૨૦૦ માંદાં માણસોને તાજી હવા માટે નિશાળની હોડીઓમાં ફરવા લઈ ગયા. અમારી શાળામાં બ્રાહ્મણના છોકરાઓ ૧,૧૦૦ છે, તેઓમાંના કોઈને મુસલમાનના છોકરાને હોડીમાં ફરવા લઈ જતો ને કોઈક વાર પીઠ બેસાડીને પણ હોડીમાં બેસવા લાવતો જોઈને આનંદ થાય છે. છોકરાઓએ આ વર્ષમાં આઠ છોકરાઓને ડૂબતા બચાવ્યા.

આ પ્રમાણે પરોપકારનાં કામ કરવા છોકરાઓને પ્રેરવામાં આવે છે. તેમને કોઈક વાર એવાં કામમાં પરાજય પણ મળે છે. એક દિવસ એક ખચ્ચર પર બે મુસલમાનો બેસીને જતા હતા તે છેક રોગિષ્ઠ ને નબળું હતું. આ કારણથી છોકરાઓ એવા ખચ્ચરની દયા લાવી તે મુસલમાનોને તેના પરથી ઊતરી જવા શિખામણ આપવા ગયા; પણ તેમાં તેમને વિજય મળવાને બદલે માર પડયો. આમ પરોપકારનાં કામ કરવામાં કેટલીક વાર સહન પણ કરવું પડે છે.

**આચરણ અને રીતભાત**—એ વિષે પણ ઘણું લક્ષ આપવામાં આવે છે. આંખ વગેરેથી મનુષ્ય વિનયશીલ છે કે ઉદ્ધત છે તે જણાઈ આવે છે. વળી ગંદી અને અશિષ્ટ રીત કાઢી નાખવા માટે પણ બનતો પ્રયત્ન કરવામાં આવે છે. મોં સાફ કરવું હોય તો ધોતીયાને છેડેથી કે એવી રીતે કરવામાં આવે એ અશિષ્ટ રીત છે. એ માટે રૂમાલ વાપરવો જોઈએ. સ્વચ્છતા પર પણ પૂરતું ધ્યાન આપવામાં આવે છે. એ બાબતમાં સ્થિતિ પર લક્ષ રાખીને અમલ કરવામાં આવે છે. તવંગર સ્થિતિના છોકરાનાં લુગડાં ને ધોબીના કે ઘાંચીના છોકરાનાં લુગડાં સરખાં હોઈ શકેજ નહિ એ ખુલ્લું છે. સ્થિતિનો વિચાર કરી સ્વચ્છતાનો અમલ કરવામાં આવે છે. આ શૈલી પ્રમાણે અમે વર્ત્તીએ છીએ. અમારી પદ્ધતિમાં પરિપૂર્ણતા નથી

એ અમે સમજીએ છીએ. અમે જાતે પણ એમાં વખતે વખતે સુધારા-વધારા કરતા રહીએ છીએ.

મન, શરીર અને આત્માના પરીક્ષણવિષયમાં કેટલા ને કઈ બાબતમાં માર્ક અપાય છે તે નીચેના કોઠા પરથી સમજાશે.

મન

| વિષય | અંગ્રેજી | ઉરદુ | ફારસી | સંસ્કૃત | ગણિત | ઇતિહાસ | ભૂગોળ |
|---|---|---|---|---|---|---|---|
| માર્ક | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૧૦૦ |

| વિષય | લખવાની ઉત્તમ શૈલી | સામાન્ય જ્ઞાન | એકંદર |
|---|---|---|---|
| માર્ક | ૧૫૦ | ૧૫૦ | ૧૦૦૦ |

શરીર

| વિષય | કસરત | હોડીની કસરત | તરવાની કસરત | રમતો | હસ્તકામ | કુલ |
|---|---|---|---|---|---|---|
| માર્ક | ૪૦૦ | ૨૦૦ | ૨૦૦ | ૨૦૦ | ૧૦૦ | ૧૧૦૦ |

આત્મા

આચરણ

| વિષય | ધર્મ-પુસ્તક | ગુરુ પ્રતિ | છોકરાઓ પ્રતિ | નિશાળ પ્રતિ | શહેર પ્રતિ | |
|---|---|---|---|---|---|---|
| | | આજ્ઞા-ધીનતા, વિનય, સહ-શીલતા, પ્રામાણિ-કતા | હિંમત, ઉદાર વૃત્તિ, સારો સ્વભાવ | સંસ્થાની મહત્તા વિષે અભિ-માન | પાડોશી પ્રત્યે ફરજ | એકંદર |
| માર્ક | ૨૦૦ | ૪૦૦ | ૩૦૦ | ૨૦૦ | ૨૦૦ | ૧૩૦૦ |

આત્મા
રીતભાત

| વિષય | માતા પ્રતિ | અશિષ્ટ રીતિનો અભાવ | આત્મદમન | એકંદર |
|---|---|---|---|---|
| માર્ક | ૨૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૪૦૦ |

આત્મા
વ્યવસ્થા

| વિષય | સ્વચ્છતા ( શરીર અને કપડાંની ) | હાજરી | નિયમિતપણું | એકંદર |
|---|---|---|---|---|
| માર્ક | ૨૦૦ | ૧૦૦ | ૧૦૦ | ૪૦૦ |

એકંદર માર્ક

૧૦૦૦+૧૧૦૦+૧૩૦૦+૪૦૦+૪૦૦=૪૨૦૦

---

# भाषावतार.

( ચાલુ પુ. ૪૭ પૃ ૩૬૬ થી. )

૯૫ ગણુ ૯૫ મો—નિયમ—भ નો ह થાય છે.

ઉદાહરણો.

घिर्मोत्तकः=ઘેહેડો. लाभः=લાહો. वल्लभः=વાહલો.
शोभते=સોહે છે. शोभायमान=સોહામણો. सौभाग्य=સોહાગ.

૯૬ ગણુ ૯૬ મો—નિયમ—म નો व થાય છે.

આ નિયમ म બોલવા કરતાં व બોલવો સરલ છે તેથી થયો છે. કેટલાક તેને એમનો એમ ( म જ ) બોલે છે.

ઉદાહરણો.

आमलक=આંબળું.૧૦૪-૧૩૧ आम्ली=આંબલી. नर्मदा=નરબદા.૧૦૦
आम्र=આંબો.૧૪-૧૩૧. चर्म=ચાંબડું.ચાંમડું. ઇત્યાદિ.
ग्राम=ગાંબડું. ગામડું. ताम्र=ત્રાંબું. ૧૨૫

૫૭ ગણુ ૫૭ મો—નિયમ—म નો व થાય છે.

જે કારણથી म નો व થાય છે તેજ કારણથી व પણ થયો છે. કેમકે એ ત્રણે ઓષ્ઠસ્થાની છે.

ઉદાહરણ.

कुमार=કુંવર, કુંવારો. कर्दम=કાદવ ૧૨૮ वर्द्धमान=વઢવાણ ૮૯
कुमारी=કુંવરી, કુંવારી, કુંવારચ. धूम्र=ધુંવાડો ૧૨૫ रोम=રૂંવાડાં.

## य વર્ગ પ્રકરણ.

૫૮ ગણુ ૫૮ મો—નિયમ—य નો ज થાય છે.

આ નિયમ એકદેશીય વૈદિક છે. તે યજુર્વેદમાં અને સામવેદમાં નિયમબદ્ધ જોવામાં આવે છે પણ લૌકિક છૂટથી ચાલ્યો છે, કેમકે પ્રાયઃ પ્રજા બધી કાશ્યપી હોઈને સામાન્યપણે યજુર્વેદીય ગણાય છે. અત એવ યજુર્વેદી બ્રાહ્મણને ગામબ્રાહ્મણ કહેવામાં આવે છે, અને જેનુ ગોત્ર વિદિત ન હોય તેને કાશ્યપગોત્ર અપાય છે.

ઉદાહરણો.

| सं. | प्रा. | मा. | अ. | गु. |
|---|---|---|---|---|
| कार्य= | કજ્જ | ૦ | ૦ | કાજ |
| आर्य= | ૦ | અજ્જ | અજ્જ | આજો (પડવો) |
| यदि= | ૦ | જઈ | | જઈયે |

अयोध्या=અજોદ્ધા कार्य=કારજ (કાજ) ૧૦૦ यजमान=જજમાન
आर्या=આરજા (આર્જા) भार्या=ભારજા ૫૦ यक्ष=જક્ષ
आश्चर्य=અચરજ ૧૦૦ मर्यादा=મરજાદ ૯૯ ઇત્યાદિ ઘણા છે.
—૧૨૬

૫૯ ગણુ ૫૯ મો—નિયમ—र નો ळ થાય છે.

આ નિયમ છન્દોદોષજન્ય છે, કેમકે } सं. रक्षति कुमारं गिरिवरे
प्रा. रक्खदि कुमाला गिलिवले

ઉદાહરણો.

कठोर=કઠોળ. मुद्गर=મુગદળ ૧૨૭ हरिद्रा=હળદર ૧૪-૧૦૦

૧૦૦ ગણુ ૧૦૦ મો—नियम આદિ र છૂટો પડે છે.

એટલે અક્ષરની ઉપર ચ્હડેલો રેફ સરલોચ્ચાર માટે છૂટો પડે છે.

ઉદાહરણો.

अकर्मी=અકરમી जीर्ण=જીરણ सर्प=સરપ
अर्घ्यं=અરઘીયું ૧૨૫ तीर्थ=તીરથ सर्षप=સરસવ, સરસવો
कर्कशा=કરકશા पार्वती=પારવતી ઇસાદિ ઘણા છે.
गर्जना=ગરજના मार्ग=મારગ

૧૦૧ ગણુ ૧૦૧ મો—नियम—અંત्य र છૂટો પડે છે.

સંયુક્તાક્ષરમાંનો બીજો અક્ષર र હોય તે છૂટો પડી ઉચ્ચારાનુકૂલતા સારુ अ ઉમેરાય છે.

ઉદાહરણો.

आश्रय=આશરો ૧૩૧ ग्रास=ગરાસ चंद्रमा=ચંદરમા
आंत्र=આંતરડાં ૧૨૫ प्रणाली=પરનાળ૨-૬૯-૧૦૪ निद्रा=નીંદર ૧૪-
कोद्रव=કોદરો ૧૩૧ वस्त्र=વસ્તર ૪૨ ઇસાદિ ઘણા છે.
क्षेत्र=ખેતર व्रत=વરત

૧૦૨ ગણુ ૧૦૨ મો—नियम—અંત્ય છૂટો પડી બાકી રહેલા અક્ષરનું દ્વિત્વ થાય છે.

ઉદાહરણ.

अत्र=અત્તર (અત્તરઘડી) पुत्र=પુત્તર (અપમાનમાં)
चक्र=ચક્કર विप्र=વિપ્પર
छत्र=છત્તર पात्र=પાત્તર
पत्र=પત્તર शुक्र=શુક્કર

૧૦૩ ગણુ ૧૦૩ મો—नियम—ल નો र થાય છે.

ઉદાહરણો.

चालनी=ચારણી ૮૯

૧૦૪ ગણુ ૧૦૪ મો—नियम—ल નો ळ થાય છે.

સંસ્કૃતમાં ल અને ळ એવા બે ભેદ નથી પણ વેદમાં છે. એમ આગળ ઉદાહરણસહિત દેખાડ્યું છે. આ નિયમ સંસ્કૃતમાંથી ગુજરાતીમાં એવાને એવાજ શબ્દ આવ્યા છે તેમાંનો છે. પણ ઉચ્ચારફેર સારુ જુદો નિયમ કર્યો છે.

---

# વાચનમાળાના ખુલાસા.

(બીજી ચોપડી ચાલુ પુ. ૪૭ પૃ. ૩૬૮).

## ભાગ ૨ જો.

પાઠ ૩૬.

ઓળો—પડછાયો.

આ પાઠ આપતી વેળાં દિશાઓનું, તેમજ લાંબાટુંકા પડછાયાનું બરાબર ભાન કરાવવું. અમુક અમુક કલાકે અમુક ઝાડના પડછાયામાં થતા ફેરફારની નોંધ કરી લેવા વિદ્યાર્થીઓને કહેવું.

પાઠ ૩૭.

સ્લેટ—ઇંગ્રેજી ભાષાનો શબ્દ છે; પથ્થરપાટી. સ્લેટ એ પથ્થરની એક જાત છે. આ જાતનો પથ્થર ઇંગ્લંડ, સ્કૉટ્લંડ, વેલ્સ, ફ્રાન્સ, વગેરેમાં પુષ્કળ મળી આવે છે. હિન્દુસ્તાનમાં સ્લેટના પથ્થર નીકળે છે. કાઠીઆવાડમાં, રજપૂત સંસ્થાનોમાં અલવારના રાજ્યમાં, કૃષ્ણા નદીના પ્રદેશમાં, બંગાળામાં ખરકપુર નામના ડુંગરમાં, છોટાનાગપુર પાસેની માનભમ અને સિંહભમની ટેકરીઓમાં અને હિમાલયના પ્રદેશમાં સ્લેટના પથ્થર નીકળે છે.

**ગેલેરી, ટેબલ, માસ્તર, ઇંગ્રેજી ભાષાના શબ્દો છે.**

પાઠ ૩૮.

પેન—પથ્થરપેન.

ગોચર—ગાયને કે ઢોરને ચરવા માટેની જમીનનો કકડો; ખેતર કે ખેતરનો અમુક ભાગ.

પાઠ ૩૯.

પોપડો—પોપડાની અંદર ઘાસજ ઉગી શકે છે.

ભાઠું—નદીને કાંઠે આવેલી ખેડાણની જગા.

આ ત્રણે પાઠો આપ્યા પહેલાં વિદ્યાર્થીઓને ફૂટપટ્ટી વડે બરાબર માપ લેતાં આવડે છે કે નહિ તેની ખાત્રી કરી જોવી. આ પાઠ આપ્યા

પહેલાં શરૂઆતમાં જે નિશાળમાં વિદ્યાર્થીઓ ભણતા હોય તેજ નિશાળનો નકશો તેઓને ચીતરતાં શિખવવું. પહેલાં નકશો આશરા પડતો કઢાવવો, પણ તેની અંદર નિશાળનો બરાબર ખ્યાલ આવે તેવા બધા ભાગ આવી જવા જોઈએ. આમ કર્યા પછી જુદી જુદી વસ્તુઓનાં બરાબર માપ લેવરાવી માપ પ્રમાણે ફરીથી ચોક્કસ નકસો કઢાવવો.

પાઠ ૪૦. ગામના અધિકારીઓ.

ગામડામાં મુખી અને તલાટી એ અગત્યનાં માણસો છે. તલાટી અને મુખી એ બંનેની નીમણુક સરકાર તરફથી થાય છે. મુખીને માથે ગામમાં બંદોબસ્ત રાખવાની અને તલાટીને વસુલ ઉઘરાવવામાં મદદ કરવાની જવાબદારી હોય છે. તલાટીનું મુખ્ય કામ વસુલ ઉઘરાવવાનું છે. શહેરમાં પોસ્ટમૅન-ટપાલનો પટાવાળો-કાગળ, મનીઑર્ડર, પાર્સલ, વગેરે ઘેર પહોંચતાં કરે છે, પરન્તુ ગામડામાં ટપાલ, વગેરેનો બંદોબસ્ત કંઇક જુદીજ રીતે રાખવામાં આવે છે. ગામડામાં નિશાળનો મહેતાજી પણ અગત્યનું માણસ ગણાય છે. ટપાલખાતા તરફથી તે મહેતાજીને ટપાલનું કામ કર્યા બદલ મહેતાજી તરીકેના પગાર ઉપરાંત ખાસ માસિક પગાર આપવામાં આવે છે. ગામડામાં મહેતાજી કાગળોની વહેંચણી કરે છે, અથવા ઘણે ભાગે એક ટુંકા પગારના માણસ દ્વારા કરાવે છે. મનીઑર્ડર, રજીસ્ટર્ડ પાર્સલ, વગેરે તો મહેતાજી માલધણીને હાથોહાથ સોંપે છે. નાનાં નાનાં ગામડામાંની બધી ટપાલ મહેતાજીના ગામમાં એકઠી કરવામાં આવે છે; અને ત્યાંથી તે મહેતાજી કાગળ, મનીઑર્ડર, પાર્સલ, વગેરે જે કંઈ હોય, તેની નોંધ રાખી મુકરર કરેલી પોસ્ટ ઑફિસમાં મોકલાવી દે છે. ટપાલ સંબંધે હિસાબ રાખવાની જોખમદારી મહેતાજી ઉપર હોય છે.

ભાગ. ૩ જો.

પાઠ ૪૩.

કેટલેક......બાળે છે—ચાકને બાળવાથી ચૂનો બને છે. ચાક એ કૅલ્સ્યમ કાર્બોનેટ છે; તેને તપાવવાથી તેની અંદરથી કાર્બોનિક ઍસિડ વાયુ ઊડી જાય છે, અને બાકી ચૂનો રહે છે.

ઓરો......થયો હતો—જમીન ઉપરથી ચાક ગળાઉ કે અગળાઉ સ્થિતિમાં પાણીની સાથે દરીઆમાં ઘસડાઈ જાય છે, અને આ પ્ર-

માણે અસંખ્ય વર્ષો સુધી થયાં કરે છે. આવી રીતે ઘસડાઈ આ-વેલા ચાકનાં દરીઆની અંદર પડ બંધાયં છે, અને તે પડ—ધરતી-કંપ, વગેરે કારણુને લીધે—પાછાં જમીન રૂપે બહાર આવે છે.

તેવાં.........બનાવ્યો હતો—જે ચાક જમીન ઉપરથી દરીઆમાં તણાઈ જાય છે, તે ચાક દરીઆઈ સૂક્ષ્મ જંતુઓને બહુ ઉપયોગી થઈ પડે છે. આ ચાકમાંથી તે જંતુઓ પોતાને રહેવાનાં ઘર બનાવે છે. છીપ અને શંખલાં, જંતુએ બનાવેલાં ચાકનાં ઘરજ છે. દરીઆમાં હંમેશાં આવાં અસંખ્ય જંતુઓ મરી જાય છે, અને તેવાં અસંખ્ય ચાકનાં ઘર દરીઆની તળે બેસી જવાથી ઘણે વર્ષે ત્યાં તેનાં પડ બંધાય છે. આ પડ ધરતીકંપ, વગેરે કારણોથી જમીન રૂપે બહાર આવે છે, અને તેને ખોદવાથી ચાક મળે છે.

ચાંચવાં—તીક્ષ્ણ.

પાઠ ૪૫.

પિત્તળ—એક ભાગ જસત અને બે ભાગ તાંબાની મેળવણીથી જે પીળી ધાતુ ઉત્પન્ન થાય છે તે.

જસત—આ ધાતુ બતાવી ઓળખાવવી.

મજાગરાં—મિજાગરાં પણ કહેવાય છે. જેને યોગે બારણું દેવાય ઉઘડે તે; મજાગરાં બતાવવાં.

પાઠ ૪૬.

ગડીઓ—ગાંઠ.

ઉપલાણે—ઉપરના ભાગમાં.

પાઠ ૪૭.

સળંગ—( સં. ) संलग्न=સાથે લાગેલું; તે ઉપરથી સલંગ કે સળંગ—આખી—સાંધા વિનાની.

રાતડીઓ—રાતી જુવાર.

ઉપરના પાઠોમાં જે જે ધાન્યોનાં નામ આવે છે, તે તે ધાન્યો સાક્ષાત્ બતાવવાં. આ ધાન્યો નિશાળને લગતા નાના સંગ્રહસ્થાનમાં કાચની શીશીઓની અંદર ભરી રાખવામાં આવે તો વધારે સારૂં.

પાઠ ૪૮.

હળ અને તેના જુદા જુદા ભાગનું અવલોકન કરાવી, તે તે ભાગનો ખાસ ઉપયોગ શિખવવો.

કોઢ—કોડ કે કોહોડ પણ વપરાય છે. ગાય, ભેંસ, બળદ, વગેરેને બાંધવાની જગા.

ચવડું—ચવડું ત્રિકોણાકાર હોય છે. તે લાકડાનું હોવાથી ઘસાય છે, અને તેથી વરસમાં તેને ઘણી વાર બદલવું પડે છે.

જગતનો તાત ગણાયો—જેવી રીતે પિતા છોકરાંઓનું પોષણ કરે છે, તેવી રીતે તું પણ ધાન્ય ઉપજાવી આખા જગતનું પોષણ કરે છે.

લટ્ઠ—મજબુત.

ઉત્તમ ખેતી—ઉત્તમ ખેતી, મધ્યમ વ્યાપાર અને કનિષ્ઠ નોકરી એ કહેવત સરખાવો. ખેતીને ઉત્તમ કહેવાનું કારણ એટલું કે તે ધંધો ખેડુ સ્વતંત્ર રીતે કરી શકે છે, અને અનાજ જેવી જીંદગીને નીભાવનારી અતિ ઉપયોગી વસ્તુ તે નીપજાવે છે. મોજશોખની વસ્તુઓ વિના ચાલે, પણ અનાજ વિના કેમ ચાલે?

પાઠ ૫૦.

પડછા—ટોચ ઉપરનાં પાંદડાં.

પીત—પાણીથી થતું જે કરસણ, શાક, વગેરે તે.

પાઠ ૫૨.

એક વાઘરી......ગયો—કામળો ઓઢવાનું કારણ એટલું કે મધમાખી શરીરે કરડે નહિ; ધુમાતા દેવતાથી મધમાખી મુંઝાય છે, અને તેથી તે મધપુડો છોડી ઊડી જાય છે.

ધુણી—ધુમાતો દેવતા—સળગતાં છાણાં, ઘાસ, વગેરે.

મધમાંથી......કરીએ છીએ—પહેલાં એવું ધારવામાં આવતું હતું કે મીણ એ માત્ર કચરેલી રેણુ છે; પરન્તુ ડચેટ, હયુબર, અને હન્ટરની શોધોથી માલમ પડયું છે કે મીણ એ પેટમાંથી કાઢી નાંખવામાં આવતો એક જાતનો રસ છે. પુષ્પનો જે મીઠો રસ માખીઓ ચૂસે છે, તે રસનું પેટમાં રૂપાંતર થવાથી મીણનો રસ બહાર

નીકળે છે, અને જામી જાય છે. મીણ, પેટની નીચે એકઠું થએલું જોવામાં આવે છે. મીણ એકઠું કરવાને ખાસ ઝીણી ઝીણી કોથળીઓ હોય છે, અને આ પ્રકારની સૂક્ષ્મ કોથળીઓ માત્ર કામ કરનારી માખીઓને હોય છે.

પાઠ ૫૫.

મજલ—(અ.) મંજિલ=મુકામ અથવા ઊતરવાની જગ્યા; આ સ્થળે મજલ એટલે અંતર કે ચોક્કસ વખતમાં જે માર્ગ-અંતર-કપાય તે.

પાઠ ૫૬.

અડીઅલ—હઠીલું. ઘણે ભાગે પશુને લાગુ પાડવામાં આવે છે; જેમકે અડીયલ ટટ્ટુ; કોઈ વેળા તિરસ્કાર દર્શાવવા માણસને પણ 'અડીઅલ' શબ્દ લાગુ પાડવામાં આવે છે.

પાઠ ૫૭.

વાનાં—સાહિત્ય-વસ્તુ.

પાઠ ૫૮.

મૂળરંગ—લાલ, પીળો અને વાદળી. આ ત્રણ રંગને મૂળ રંગ કહેવાનું કારણ એટલું કે બીજા રંગ તે રંગના મિશ્રણથી બનાવી શકાય છે.

સાલ્લો—સાડલા.

છીંટ......કાપડ વેચાય છે—આ બધી જાતનાં કાપડ ગામડામાં મળી શકતાં નથી, તો ખાસ કરી તેવી જાતના કાપડના નાના નાના કટકા શહેરમાંથી લાવી, નમુના તરીકે નિશાળમાં રાખી મૂકવા. પાઠ આપતી વેળા શહેરના વિદ્યાર્થીઓને પણ તે જાતોના નમુના બતાવવા.

## ત્રીજી ચોપડી.

પાઠ ૧.

મૂળાક્ષરો—અ આદિ સ્વર અને ક આદિ વ્યંજન.

બારાખડી—એકેકા વ્યંજન-વર્ણમાં બારબાર સ્વર મળેથી જે એકેકો વર્ગ થાય તે. ક, કા, કિ, કી, કુ, કૂ, કે, કૈ કો, કૌ, કં, કઃ એ, કની બારાખડી કહેવાય છે.

જોગ—યોગ્ય ઉપરથી-જાણવાજોગ-જાણવા લાયક.

મુકાબલો—કબલ (आ.)=આગળ આવવું; એકની પાસે બીજાને મૂકવું તે-સરખામણી. સરાખાવો કાબિલ=આગળ આવેલો=હોશિયાર.

સોદો—(फा.) સરસામાન.

પાઠ ૩.

હડહડતો કળિયુગ—ઘણોજ ખરાબ વખત એ પ્રમાણે અર્થ કરવો. કલિયુગ એ ચાર યુગમાંનો-સત્ય કે કૃત ત્રેતા, દ્વાપર, ને કલિયુગ-છેલ્લો ગણાય છે. લખેલું છે કે એ યુગમાં લોકો બહુ અધર્મી અને પાપી થશે.

હાટ—हट्ट ઉપરથી. હાટનો અર્થ દુકાન તેમજ બજાર થાય છે. આ સ્થળે બજાર એવો અર્થ કરવો.

પાઠ ૫.

ઘાડું—ગાઢું-ગીચ.

પાઠ ૬.

આ પાઠમાં ગણિતના કોરડાની ગમત છે. સત્તર હાથીનાં અર્ધાઅર્ધ ભાગ થઈ શકે નહિ માટે તેમાં એક ઉમેરી ૧૮ હાથીના બે સરખા ભાગ પાડવામાં આવ્યા છે. અઢાર હાથીની વહેંચણી કરવાથી એકને ૯, બીજાને ૬ અને ત્રીજાને ૨ હાથી આપી શકાય છે; અને આવી રીતે કુલ ૧૭ સરવાળો મળી રહે છે.

પાઠ ૧૨.

તાલેવંત—તાલે (आ.)=નસીબ, વંત=વાળો. મૂળ અને ખરો શબ્દ તાલેવર છે. વર (फा.)=વાળો. નસીબવાળો અને તે ઉપરથી પૈસાદાર.

મગર—તળાવમાંનો મગર.

પાઠ ૧૪.

તંગી—તંગ (फा.)=સાંકડું; તે ઉપરથી તંગી=સંકડાશ (પૈસા સંબંધી)

પાઠ ૧૫.

વિહંગપુર—પક્ષીઓનું શહેર; પક્ષીઓને વસવાનું શહેર; અહિં શહેરનું નામ છે એવો અર્થ કરવો.

ભાવ-પ્રેમ-

પાઠ ૧૬.

**સતનું--કરવું.**--સત્ય બોલવા માટે (હંમેશાં) મનમાં વિચાર કર્યા કરવો. સત્ય બોલવાનો દૃઢ નિશ્ચય કરવાથી પ્રસંગ આવે છે. ત્યારે આપણું સહજ બોલવા તરફ વલણ થાય છે; કારણ 'જેવું હૈયે તેવું હોઠે.'

**સતવાચક......ઉચરવું.**—પહેલી લીટીમાં કહ્યું છે કે વિચાર પણ સત્ય બોલવાનોજ કરવો; અહિં કહ્યું છે કે જ્યારે વચન ઉચ્ચારવાનો પ્રસંગ આવે ત્યારે સત્ય વચનજ ઉચ્ચારવું.

**નહિ......કરવું.**—કંઈ પણ અસત્ય-ખોટું કામ કરવું નહિ. ખોટું બોલવાનો વિચાર કરવો એ પણ એક પ્રકારનું જુઠાણું છે અને નુકસાનકારક પણ છે, કારણ કે ખોટા વિચારથી ખોટી વાણી નીકળે છે અથવા ખોટાં કર્મ થાય છે અથવા થવાનો ઘણો સંભવ રહે છે.

**સતબીજથી...મળશે.**--બીજમાંથી વિશાળ વૃક્ષ થાય તેને માટે બીજની જાત સારી હોવાની જરૂર છે. સત્યનું વિશાળ વૃક્ષ ઉગાડવા સત્યરૂપી બીજનીજ જરૂર છે. બીજને પોષણની જરૂર છે, તેમ સત્યના બીજને પણ પોષણની જરૂર છે. માનસિક, વાચિક અને કાયિક સત્કર્મો એજ સત્ય રૂપી બીજનો ખોરાક છે. જેવી રીતે સારૂં બીજ વાવવાથી વખત જતાં ગુણકારી અને મીઠાં ફળ ઉત્પન્ન થાય છે, તેમજ સત્યરૂપી બીજને વાવવાથી તેમાંથી પણ કાળક્રમે લાભકારક અને મીઠાં ફળ-આ લોક તેમજ પર લોકના સુખરૂપી-ઊતરે છે. કહેવાનો મુદ્દો એટલોજ છે કે 'જેવું કરે તેવું પામે' અને 'વાવે તેવું લણે'. જેવી રીતે પ્રચંડ તાપથી હેરાન થતો મુસાફર વિશાળ વૃક્ષના છાયા નીચે આરામ લઈ પોતાનાં દુઃખ વિસરી જઈ સુખશાન્તિ પામે છે, તેવીજ રીતે માણસ જાતને પણ સત્યના વિશાળ વૃક્ષની છાયા નીચે-સત્યનો આશ્રય લેવાથી-દરેક પ્રકારનાં દુઃખ દૂર થઈ જવાને લીધે સુખશાન્તિ મળશે.

**અસતે**—અસત્ય વડે; અસત્યથી.

**સત—હટે.**—જેવી રીતે સૂર્યના તેજથી અંધકારનો નાશ થાય છે, (સૂરજના તેજના પ્રભાવથી અંધકાર ડરીને નાસી જતો જણાય છે)

તેવીજ રીતે સત્યસુરજથી–સત્યરૂપી સુરજથી છળની દુષ્ટ મતિ ડરીને હટી જાય છે. કહેવાનું તાત્પર્ય એ છે કે સાચા માણસો પાસે દુષ્ટ અને જુઠ્ઠા લોકોનું કંઈ પણ ચાલતું નથી. સત્યનો જય અને પાપીનો ક્ષય થાય છે.

**કુઈ—દીપશે.**—કોઈ ઉપાધિથી–દુષ્ટ લોકોના પ્રપંચથી કે તેવા બીજા કોઈ કારણથી–કદાચ સત્યનો થોડો વખત જય થએલો દેખાશે નહિ, પણ આ લાંબો વખત ટકતું નથી; કારણ કે છેવટે તો સત્યનોજ જય થાય છે. હરિશ્ચંદ્રને સત્યને માટે ઘણું ઘણું દુઃખ સહન કરવું પડયું હતું પણ તેનું પરિણામ કેવું આવ્યું ? જેવી રીતે સૂર્ય, વાંદળાં રૂપી ઉપાધિ–એક જાતનું ઢાંકણ એક જાતની હરકત કે આડ્ય–આવવાથી થોડો વખત બરાબર પ્રકાશતો નથી પણ અંતે તે વાદળાના પંજામાંથી છૂટી જઈ સંપૂર્ણ રીતે પ્રકાશે છે, તેવીજ રીતે પાપી માણસોનાં કાવતરાંથી સત્યવાદીઓનું સત્ય થોડો વખત છુપાઈ જશે તોપણ અંતે પાપીઓના પંજામાંથી તે સત્યવાદીઓ મુક્ત થશે, અને પાપીઓનો નાશ થઈ સત્યનો જય થશે.

**આંચ.**—અર્ચિ=જ્વાળા ઉપરથી; સરખાવો 'સાચને નહિ આંચ' આ સ્થળે ભય કે નુકસાન એવો અર્થ કરવો.

**પાઠ ૧૮.**

**તમાશો**—મશા (આ.) ચાલવું; તે ઉપરથી તમાશો=રમત–ખેલ.

**વરખ.**—વર્કુ (આ.)=પાંદડું; તે ઉપરથી પાનું. સરખાવો સોનારૂપાનો વરખ. વરખ બતાવો અને તે કેટલો બધો પાતળો હોય છે તે તરફ વિદ્યાર્થીઓનું લક્ષ ખેંચો. વરખના ઉપયોગ વિષે પણ થોડી ઘણી માહિતી આપો. તેનો દવા તરીકે તેમજ ચિત્ર, લાકડીઓ, પાન, વગેરે ઉપર ચોટાડવામાં ઉપયોગ કરવામાં આવે છે.

**મતલબ**—મતલબ (આ.) ઇચ્છવું; ઇચ્છા તે ઉપરથી ઉદ્દેશ.

અપૂર્ણ.

# संगीतविषय.

( આગુ પુ. ૪૭ પૃ. ૭૭૨ થી. )

તારા ૩.

ગ ઙ્ઘા ગ | ણાય નહિ | વી ઙ્ઘા વિ | ણાય નહિ |
ध सा स | गा गंग | म म म | पप पप |

ઝા ભ ડી માં | ગા ય ન હિ | તો ય મા રા | આ ભ લા માં |
-नि-सि-नि-धि | ध ध्ध ध प | सं स्सं सं स्सं | -नी ध् प म |

ન્હા | —ય . |
गा | —स . |

આ કા શે | પ લ કે ને | ઝી ણું | ઝી ણું | ગ લ કે |
म -नी ध | सं निसंसं | सां नि | सां रिं | सं-निधा |

અંધારી | રા તે એ | દે વ કે રી | આં ખો , |
निसांसं | नि सां सं | सांनिरं सं | -नि धा , |

ના ન ક ડી | ઉ ધા ડે | તેજ કેરી | પાં ખો . |
सां निनिसां | -निधाप | म प धाप | म गा . |

---

## ઈશ્વરપ્રાર્થના. ૪

ઓ ઈ | શ્વર ભજો | એ તને | — , |
सा रे | गग पप | प धधा | — , |

ગો ડું | છે તુજ | ના | —મ ; |
प धा | सां धप | गा | —रि ; |

ગુણ તા | રા નિત | ગા ઈ એ | — , |
धध प | गा रिग | सा रिगा | — , |

પાપ અ | મા રાં | કા | — ગ . |
धा प प | गा री | सा | — . |

## ગાય (૫)

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| કા ળી | ધો ળી | રા તી | ગા ય, | પી એ | પા ણી | ચ ર વા | જા ય; |
| सा सा | री म | प धप | सा- , | धा म | प गा | ससरिगा | सा . |
| ચાં ર પ | ગો ને | આંચળ | ચા ર , | વા છ ર | ડા પર | હે ત અ | પા ર. |
| सासस | री म | प ध प | सां- , | धामम | प गग | सारिग | सा . |

---

## પોપટની શિખામણ. (૬)

| | | | | |
|---|---|---|---|---|
| ઉ | ડું જ | ગે ઉ | ડું વ | ને, રિ |
| स | सा स | गा ग | म म | प ध |
| | ઝું ઝું | રી ઝ | ઘું ત | ને; |
| | सां सं | -नी ध | प म | गा, |
| ઉ | ધા ડીં | પાં ખ | મા હ | રી, ઉ |
| प | सां नि | सां रिं | सां-नि | धं प प |
| | ધા ડ | ભા ઇ | તા હ | રી; |
| | सां-नि | धा म | प म | गा |
| ભ | ણું અ | ને ક | બો લ | ડા, મિ |
| म | म म | -नी ध | सां नि | सां नि |
| | ઠા ક* | રે ટ | હુ* ક | ડા, તું |
| | सां रि | सां-नि | -नी प | धा, प |
| | એ ક | વે ણ | માં ન | જે, ભૉ |
| | सां नि | सां रि | -नी ध | धा प |

---

* " ટહુકજે " પૈકી " ક " અક્ષરને સંગીતના બે સ્વરમાં યોજવાથી અધિક રંગ આવે છે તેમજ " એક વેણુ " એ શબ્દોને બીજા સ્વરોમાં ગોઠવીએ તો લાલિત્ય વધે છે; પરંતુ બાળકની શક્તિ વિચારી તે અહિં દર્શાવેલ નથી. યોગ્ય સમયે સ્કૉલરો માટે વિશેષ જ્ઞાનની સમજુતી આપતી વખતે તેની નોંધ લેવામાં આવશે. ત્રણ માત્રાનો ખંડ છે. જેમાં બે લીટીઓ દર્શાવી છે ત્યાંથી તે કવિતા બીજી વખત ગાઈ શકાય છે. દ્રુત ગતિ શોભે છે.

હું ઑં | હું ટ | હુ ક | જે | *
સાં-નિ | ધા મ | પ મ | ગાં |

---

ગીત પેહેલામાં સંગીતની યોજના હવે તપાસીએ. તેમાં ગાંધાર (ग) સ્વર બન્ને રૂપે દિસે છે. ગાતી વખતે જ્યારે અવાજ ઊંચો ચ-ઢતો હોય છે, એટલે સંગીતના શબ્દોમાં બોલીએ તો જ્યારે आरोह હોય છે, ત્યારે શુદ્ધ ग, અને જ્યારે ઊતરવાનું (अवरोह) હોય છે, ત્યારે તેનું વિકારી રૂપ, જે હારમોનીઅમના કાળા પાસાપરથી ઓળખાય છે,તે વાપરવામાં આવે છે, તેમજ સ્વરની જાતભાત જોઈશું, તો અવાજ ઊત-રીને મંદ્રજાતના "ध" સુધી પોહોંચે છે. આ ગીતના સ્વરોનો વિસ્તાર વિચારીશું તો તુર્ત જણાશે કે मंद्र જાતિના "ध." સ્વરથી मध्य જા-તિના "–ध" સુધીના સ્વરોની યોજના આ ગીતમાં કરવામાં આવી છે. ઉપર પ્રમાણે તેનાં ખરાં સ્વરૂપનો એક સપ્તકમાંજ સમાવેશ થઈ જાય છે. બાળકો પણ આ ગીત સહેલથી શીખી શકે છે, તેનાં કારણમાં આ ગી-તની રાહ લોકપ્રિય છે, એમ કહેવામાં આવે છે; પરંતુ સંગીતની યોજના વિચારતાં સમજી શકાશે કે, તેમાં એકજ સપ્તકનો ઉપયોગ થયો છે. આ-પણ એક મુખ્ય કારણ છે. બાળકની ગાવાની શક્તિ ધીમે ધીમે ખીલે છે તેથી એક સપ્તકથી વધારે વિસ્તારની યોજના સુસાધ્ય નથી, પરંતુ શ્રમ-સાધ્ય છે. સપ્તકના સાત સ્વર પછી જે આઠમો સ્વર આવે છે તે પ્રથ-મ સ્વરના દ્વિગુણિત આંદોલનથી બનેલો છે, ને તે કારણે તેનું તેવુંજ નામ રાખી જુદી જાતમાં તેની તુલના બતાવવામાં આવી છે. સંગીતના શબ્દમાં તેને ટીપના (આઠમો) સ્વર તરીકે ઓળખાવવામાં આવે છે. પહેલો સ્વર અને તેનો ટીપનો સ્વર જ્યારે બન્ને આપ આપમાં લીન થઈ મળી જાય છે ત્યારે તેમનો પ્રભાવ આનંદમય ગણવામાં આવે છે. આ કારણને લીધે મૂળ સ્વર તથા તેનો ટીપનો સ્વર બન્ને ગીતમાં ઘણા ઉપયોગી અને જરૂરના છે. બીજા ગીતનો નમુનો જોવાથી વિશેષ ખાતરી થશે.

બીજા ગીતમાં, અવાજ સીડીના પગથીએ પગથીએ ચઢવા જતાં વચ્ચે વચ્ચે "ग" અને "ध" સ્વરની પાટલીઓ જાણે છોડી આપે છે. ટીપનો સ્વર યોજવામાં આવેલ છે. "ગજવામાં" "આવે ન કદી"

" મા ઉડતો " એવે સ્થળે तार જાતના " सं " અને " रिं " ગોઠવાયા છે, તે मध्य જાતના " स " અને " रि " સાથે કેવા મળી જાય છે, અને રસનું પોષણ કરે છે તે સમજાવવા માટે હારમોનીઅમ પર બન્ને અવાજને સાથે સંભળાવવા અને પછી અકેકને જુદા સંભળાવવા જેથી રસનું પોષણ બરોબર થશે અને અનુભવ પણ મળશે.

આ ગાનમાં દ્રુત ઉચ્ચાર કેવી રીતે બોલાય છે તે ધ્યાનથી સમજવાનું છે. તાર જાતના " सं " અને " रिं " એ સ્વરોને સામેલ કરવામાં આવેલ છે તે ઉપરથી સેહેજ બચ્ચાંઓની શક્તિ ખીલવવાના પ્રયાસનું સૂચન થાય છે. કવિતા માત્રામેળના બંધથી મુક્ત છે તે પણ લક્ષમાં લેવાનું છે. સંગીતમાં વર્ણોચ્ચારની શૈલી ઉપર આધાર રાખી તેની કિંમત દ્રુતહ્રસ્વ વગેરે ચિહ્નથી દર્શાવી એકંદર ખંડનું સમતોલ નિભાવવા ગોઠવણ થઈ છે. निषाद् સ્વરનો સફેદ અને કાળો એ બન્ને પાસાનો ઉપયોગ યોજવામાં આવેલો છે.

દોહરા અને ચોપાઈ, માત્રામેળ કવિતા છે, તેથી તે સ્વરૂપ સાચવીને ગાવાની ઢબ દર્શાવી છે. અહિં પ્લુત ઉચ્ચાર, જે છેડે જોવામાં અને સાંભળવામાં આવે છે, તેની યોગ્ય કિંમત આકારવામાં આવી છે.

## સ્વરરચના.

પદ્યરચનાનો મૂળ પાયો પિંગળથી લક્ષમાં આવે છે. વેદના વખતથી છંદસ્ પ્રબંધો જોવામાં આવે છે. આગળ ચાલતાં કાવ્યના મુખ્ય બે વૃત્ત અને જાતિ એવા ભાગ મુકરર થયા જણાય છે. વૃત્ત એ અક્ષરસંખ્યા એટલે કે વર્ણમેળથી તથા જાતિ એ અક્ષરના ઉચ્ચારણ ઉપરથી માત્રામેળથી બનેલી કવિતાઓના પ્રબંધો છે. તે પણ જમાનો વીત્યા બાદ અમુક સમય સુધીમાં તેનાં પ્રસ્તારનાં રૂપે વિધવિધ ફેરફારથી અનેક જાતનાં મિશ્ર અને સંકર સ્વરૂપમાં કાવ્યની બનાવટ જોઈએ છીએ. છેલ્લે પદ, ગરબી, ગર્જલ, લાવણી વગેરે નમુનાઓ પણ નજર સામે મોજુદ છે. આ બધા નમુનાઓ ગાવામાં આવે છે; તેથી તેને સંગીતમાં " ગાન " અથવા ગીત એ નામથી ઓળખાવવામાં આવે છે. આ ગાન ( ગીત ) ગાતાં અથવા તે વાજાં પર વગાડતાં જે સ્વરો વપરાય છે તે કહેવામાં આવી ગયું છે; માટે હવે શા ધોરણ મુજબ ગાવું, તે પ્રકાર બતાવવાની જરૂર વિચારીએ.

અપૂર્ણ.

# ભૂસ્તરવિદ્યા.

૮ સાગરના પાણીને તળીએ બંધાયલાં પડોનો પહાડ બને છે, તેનાં પડો જેમનાં તેમ રહેતાં હોય તો કોઈક કાળે જ્યારે તે પહાડ સપાટી ઉપર આવે ત્યારે તે આખો ઘસાઈ જતાં સુધી તેનાં પ્રથમ બંધાયલાં પડો તળીએ હોવાથી તપાસવાનો લાગ આપણને મળે નહિ; પણ તે તેમનાં તેમ રહેતાં નથી. ઉપર પુષ્કળ ભાર થવાથી નીચેનાં પડો વાંકાં વળે છે, મરડાય છે, તૂટે છે અને ઘણી વખત ઊભાં થઈ જાય છે. સૌથી નીચેનાં પડો પણ ઉપર આવે તેથી તેમને તપાસવા થોભવું પડતું નથી. આ ક્રિયા શી રીતે બને છે તે સમજવા સારૂ આપણે એક ઉદાહરણ લઈએ. દશપંદર રૂમાલની ચોપડી ગડીઓ વાળી એક ઉપર એક એમ ગોઠવો અને તેના ઉપર વચ્ચે મોટું વજન મૂકો તો વચલો ભાગ દબાઈ જવાથી નીચો જશે અને આસપાસનો નહિ દબાયલો ભાગ કાંઈક વધારે ઊંચો આવશે, અને તેનાં પદ આડાં હતાં તે કરચલીઓ વળી વાંકાં થશે અથવા ઊભાં થશે. વચ્ચે વજન મૂકવાને બદલે બાજુઓ ઉપર વજન મૂકીશું તો તે કોરેના ભાગ નીચા જશે, અને વચલા ભાગમાં કરચલીઓ પડી ઊંચાં ઉપસી આવશે. ઉપસી આવવામાં તે પ્રથમની પેઠે ક્ષિતિજસમસૂત્ર દિશામાં ન રહેતાં મરડાશે, વાંકાં વળશે અથવા ઘણું દબાણ હશે તો ચીરાઈને સીધાં થઈ જશે. રૂમાલનાં પડો અને પત્થરનાં પડોની વચ્ચે એક ભેદ તમારા જોવામાં આવશે. લુંગડાંના રૂમાલ પોચા અને વળે એવા છે, પરંતુ પત્થરનાં પડો અતિશય કઠણ અને મરડાય નહિ એવાં છે; તથાપિ આપણે અતિશય કઠણ ખડકોને પણ જરા વાળી શકીએ. ખડકોના બળને મુકાબલે મનુષ્યના અલ્પ બળથી પણ તે વાળી શકાય છે તો તે પડો ઊંચાં આવ્યાં પહેલાં પૃથ્વીના ઊંડા ભાગમાં તેમના પર જે ભારે દબાણ થયું છે તે દબાણને લીધે લુગડાંની માત્ર વળે એવી ગડીઓની પેઠે કેવી રીતે તેમની કરચળી વળેલી હોવી જોઈએ તે લક્ષમાં આવશે. પરંતુ કેટલીક હદ ઉપરાંત વળવાને બદલે તેઓ ભાંગી જશે. આ રીતે પહાડો ઘસાઈ સાગરો પુરાવાની ક્રિયા પૃથ્વીના બધા ભાગોમાં ચાલુ છે.

૯ ઉપર, આપણે કહી ગયા છીએ કે નદીઓ, નાળાં, વહેળા, ઝરણાં વગેરે વહેતાં પાણી પોતાની સાથે કચરા ઉપરાંત બીજા પદાર્થોને પણ સાગરમાં ખેંચી જાય છે. આ સમજવા સારૂ પૂર આવેલી કોઈ નદીનો દાખલો લો. નદી જ્યારે બન્ને કાંઠે ભરપૂર થાય છે, પાણી જોસબંધ આગળ વધે છે અને તાણ પુષ્કળ થાય છે ત્યારે કેટલાંક પ્રાણીઓનાં મુડદાં, વનસ્પતિના છોડવા, પાંદડાં, ડાળાં અને વખતે આખાં ઝાડનાં ઝાડ ખેંચાઈ જતાં જોવામાં આવે છે. તે ઉપરાંત માણસની કારીગીરીની ચીજો પણ પુષ્કળ ખેંચાઈ જાય છે. આ સઘળું છેવટે કોઈ સાગરમાં ખેંચાઈ ત્યાં કચરાની સાથે નીચે દબાઈ જાય છે. ઉપર નવો કચરો જથાબંધ આવીને પડતો જાય છે તેમ તેમ નીચે દબાયલી વસ્તુઓ સંકોચાય છે અને ચારે બાજુએથી બંધ થઈ જવાથી પાણી પણ તે ઉપર કહોવાણની અસર કરી શકતું નથી: દીર્ઘકાળે કચરાનાં પડો પત્થરરૂપ ધારણ કરે છે અને તે સાથે તેમાં દટાયલી ચીજો પણ પત્થરરૂપ થઈ જાય છે. કેટલીક વાર અસલ ચીજ પડોના પદાર્થમાં સોસાઈ જાય છે, તોપણ તેના આકારનાં ચિહ્નો ઉપર નીચેનાં પડોમાં આબેહુબ કાયમ રહે છે. આવી રીતે દટાઈ પત્થરરૂપ થયેલા પદાર્થો અથવા તેની નિશાનીઓને ઈંગ્રેજીમાં "ફોસીલ" કહે છે. ગુજરાતીમાં આપણે તેને "ઉત્ખાત" નામ આપીશું. આવાં ફોસીલો પૂર્વે થઈ ગયલાં પ્રાણી, વનસ્પતિ કે પદાર્થની હયાતી બતાવે છે. ઉપર ટપકે જોતાં આ ફોસીલોનો કાંઈજ ઉપયોગ જણાતો નથી, પણ ભૂસ્તરવેત્તાઓને તે સૌથી વધારે ઉપયોગી ચીજ છે. આગળ ઉપર તેનું સવિસ્તર વર્ણન આપીશું. એટલું કહેવું બસ થશે કે, આવાં ફોસીલો ઉપરથી ખડકોની ઉમ્મર, સ્થાન અને તે બંધાઈ તે સમયની સૃષ્ટિનો આબેહુબ ઇતિહાસ મળી આવે છે. રાજકીય ઇતિહાસનાં પુસ્તકોનો નાશ થાય છે તો બીજા પુરાવા મળી આવવા મુશ્કેલ પડે છે, પણ જૂદા જૂદા યુગોનો સૃષ્ટિનો કુદરતી ઇતિહાસ આ ફોસીલો સદા સાચવી રાખે છે.

૧૦. ઉપરના છેલા ચાર પેરેગ્રાફ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે આપણી પૃથ્વી પરના સઘળા ટેકરા ખોદવાનું અને ખાડાઓ પૂરવાનું કાર્ય પાણી કરે છે તેથી આ કાર્ય કરનાર સાધન કે ઉપાધિ જળ છે. તેમજ સમુદ્રમાં નવા ખડકો બંધાય છે તે જળ વડેજ અને તેમાં પડરચના જોવામાં

આવે છે તે પણ એના વડેજ થાય છે. આ ઉપરથી પડવાળા ખડકોને ઉત્પન્ન કરનાર ઉપાધિને જળઉપાધિ અને તેવા ખડકોને જળદ્વાર ખડકો એટલે પાણીએ દ્વારીને બનાવેલા ખડકો, જળમળ ખડકો, એટલે પાણીમાંના મળથી બનેલા ખડકો, કે પડબંધ ખડકો, એટલે જેમાં પડો બંધાયલાં છે તેવા ખડકો કહે છે. આટલા વર્ણન ઉપરથી આપણે જોઈ શક્યા કે, આપણુ પરના પહાડ ઘણે ભાગે જળદ્વાર ખડકો છે અને તેમને ઉત્પન્ન કરનાર જળ ઉપાધિ છે. પહાડોને ભાગીને ભૂકો કરવામાં જળઉપધિ એકલીજ કામે લાગેલી છે તેમ સમજવું નહિ પણ મુખ્ય તે છે અને તેને મદદગાર બીજી ઘણી ઉપાધિઓ છે. તે દરેકનું વર્ણન આગળ આપીશું.

## સકરણ ખડકો.

૧૧. પૃથ્વી પર કેટલેક ઠેકાણે પ્રાણીઓ કે વનસ્પતિના ભાગ ઘણા મોટા જથામાં એકઠા થાય છે. આવા ભાગ પર કચરા કે માટીનાં મોટાં પડ જથાબંધ ચઢે છે ત્યારે તેમાં દટાયલા તે ભાગો જળદ્વારની પેઠે પત્થરરૂપ ધારણ કરે છે. આવી રીતે ઉત્પન્ન થયલા પત્થરોની રચના જળદ્વાર ખડકોની રચનાથી ભિન્ન છે, પણ ઘણે ભાગે તે પાણીમાં બને છે અને તેને દાટી દેવાનું કાર્ય જળઉપાધિ કરે છે તેથી તેને કેટલાક લોકો જળદ્વાર ખડકોના વર્ગમાં મૂકે છે; પણ તેની રચના સૂક્ષ્મદર્શકયંત્રમાંથી જોતાં તદન જુદીજ જણાય છે તેથી આ પહાડોને આપણે સકરણ ખડકોનું નામ આપીશું. દરિઆને તળીએ છીપોવાળાં પ્રાણીઓ મોટા જથામાં હોય છે. તેથી છીપોનાં ઢગલાના ઢગલા દટાઈ જે પહાડ બને છે તે ચુનેરી પત્થરના પહાડ કહેવાય છે. તે પત્થરનું પોત વધારે સારૂં અને સફાઈદાર તથા ઝીણું હોય છે તો તે આરસપહાણ કહેવાય છે અને તેમાં જો મોટા મરડીઆનો ભાગ વધારે હોય તો તે ચૂનેરી પત્થર કહેવાય છે. આમાં ઓછીવત્તી રેતી મળેલી હોય છે. છેક ઝીણાં જીવડાંના ભાગો મોટા જથામાં દટાય અને તેમાં રેતીનો ભાગ ન મળે અને પોચા હોય તો તે ચાકના પત્થર કહેવાય છે. વળી દરિઆમાં પરવાળાનાં જીવડાં મોટા ખડકો બાંધે છે તે પણ સકરણ ખડકો કહેવાય છે. આ દરેક સકરણ પહાડનું સવિસ્તર વર્ણન તથા હિંદુસ્થાનમાં હાલ તેવા

ખડકો ક્યાં ક્યાં છે તે આગળ ઉપર આપીશું. આપણે પાડેલા ત્રણ વર્ગ પૈકીનો પોરબંદરી પત્થર આ જાતનો હોવાથી તેને બનાવનાર સકરણ ઉપાધિ છે અને તે પત્થરને સકરણ ખડક કહીશું.

૧૨. જળઉપાધિ અને તેને મદદ કરનાર બીજી ઉપાધિઓ નિરંતર એક બાજુએથી ખોદકામ અને બીજી બાજુએથી પૂરવાનું કામ કરે છે. જો તેની વિરુદ્ધમાં બીજી કોઈ ઉપાધિ કામ કરતી ન હોય તો ઘણે વર્ષે આપણી પૃથ્વી પરના સઘળા પહાડો કે ટેકરા ખોદાઈ તેની પૂર્ણી સમુદ્રો અને ખાડાઓમાં પુરાઈ જાત અને આજ સુધીમાં આપણી પૃથ્વીનું પૃષ્ઠ ક્યારનુંએ એક સરખી સપાટીવાળું થઈ ગયું હોત. જો આ કામ થયું હોત તો પૃથ્વીના પૃષ્ઠના પોણા ભાગમાં જે જળ ભરાયલું છે તે સપાટ પૃથ્વીની આજુબાજુ એટલી તો ઊંડાઇમાં ફરી વળ્યું હોત કે જેથી પ્રાણી કે વનસ્પતિ કોઈ વસી શક્યું હોત નહિ; પણ આવું થયલું આપણે જોયું કે સાંભળ્યું નથી તેથી ખાતરી થાય છે કે, જળઉપાધિ પૃથ્વીના પૃષ્ઠ ને સપાટ બનાવવા યત્ન કરે છે તેની વિરુદ્ધમાં બીજી ઉપાધિ તે પૃષ્ઠને ખડબચડું અને અસમાન સપાટીવાળું રાખવા નિરંતર યત્ન કરે છે. આ ઉપાધિ કે બળ તે કયું છે અને તે કઈ રીતે પોતાનું કામ કરે છે તે આ નીચેના ભાગમાં સમજાવવા યત્ન કરીશું.

## આગ્નેય ખડકો

૧૩. પૃથ્વીના ઘણા ભાગોમાં જુદે જુદે વખતે ધરતીકંપના આચકા લાગતા આપણે સાંભળીએ છીએ. બે વર્ષ પર ગુજરાતના ઘણાખરા ભાગમાં એક આચકો લાગ્યો હતો પણ તે એટલો તો નરમ હતો કે, કેટલાકની જાણમાં પણ તે આવ્યો નહોતો. આ આચકાની સખત અસર તેજ વખતે હિમાલયમાં ધરમશાળા નામના ગામમાં લાગી હતી. ત્યાં કેટલાંક માણસો ચગદાઈ ગયાં અને ઘણાં ઝાડો મૂળમાંથી ઉખડી પડયાં હતાં. આવી જાતના નુકસાનથી હજારો માણસો ઘરબાર વગરનાં થઈ ગયાં હતાં. તેમને ઘણા શ્રીમંતો અને સરકારે મદદ કરી હતી. હિંદુસ્થાનમાં ઘણી વખત આવા આચકા લાગે છે તેમાંનો આ આજ સુધીમાં છેલો હતો. ઉપલી હકીકતથી આપણે વાકેફ છીએ. અવાર નવાર પૃથ્વીના ઘણા ભાગોમાં

આચકા લાગે છે. તેમાંના કેટલાક એટલા સખત હોય છે કે, અમુક ભાગમાં ઘણુંજ નુકસાન કરે છે અને ત્યાંથી હજારો માઈલને છેટે સુધી તેની અસર જણાય છે. કેટલાક આચકા એટલા નરમ હોય છે કે, થોડાજ ભાગમાં તેની અસર જણાય છે. કોઈ કોઈ વખત તેની તેજ જગ્યાએ થોડા થોડા સમયને અંતરે આચકા લાગ્યા કરે છે. આચકાથી પૃથ્વીનો અમુક ભાગ ધ્રુજે છે. આ ક્રિયાને ધરતીકંપ કહે છે: ઘણે ભાગે ધરતીકંપની સાથે કોઈ પહાડ ફાટે છે. તેવા પહાડમાંથી ઊની રાખોડી, પથરા, વરાળના ગોટા અને ઊનો ધગધગતો રસ બહાર આવે છે. આ રસને લાવા કહે છે અને તે ફાટેલા પહાડને જ્વાળામુખી પહાડ કહે છે. ધરતીકંપ શાથી થાય છે તેને માટે કવિઓ એવી કલ્પના કરે છે કે, શેષ નામના નાગની ફણા ઉપર આપણી પૃથ્વી ટકેલી છે. નાગ થાકને લીધે પોતાની ફણા હલાવે છે તેથી તેને ટેકે રહેલી પૃથ્વી હાલે છે કે ડોલે છે. આ તેમની કલ્પના ખોટી છે એમ આપણે ઝટ સમજી શકીએ છીએ. જો નાગની ફણાના હાલવાથી પૃથ્વી ડોલતી હોય તો તે આખો ગોળો હાલવો જોઈએ, પણ આખો ગોળો હાલ્યો હોય એવા આચકા વિષે આપણે કદી અનુભવ્યું, સાંભળ્યું કે વાંચ્યું નથી. આથી આ કલ્પના ખોટી ઠરે છે. ત્યારે તેનું ખરૂં કારણ શું હશે? આ સમજવા સારૂ એક સુકા લીંબુ અને પારાનો પ્રયોગ સમજવો જોઈએ. જો એક સુકા લીંબુને સોયા વતે કોચી તેમાં પારો ભરી બ્હેતું મેં મીણ અગર બીજા કોઈ પદાર્થથી બંધ કરી તેને દેવતા પાસે અગર સખત તડકામાં મૂકીએ તો તાપથી લીંબુ તપી તેમાંનો પારો પણ તપશે. તપવાથી તે ફૂલશે અને તેથી તેને રહેવાને વધારે જગા જોઈશે. લીંબુની અંદર વધારે જગા નહિ હોવાથી તે બહાર નીકળવાનું જોર કરી લીંબુને હલાવશે. જો દાટો સખત નહિ હોય તો તેને ઉરાડી દઈ ત્યાંથી ફૂલેલો પારો બહાર આવશે. દાટો સખત હશે તો પારો લીંબુની છાલના કોઈ ભાગને ચીરી તેમાંથી બહાર આવશે. આ પ્રયોગનું દૃષ્ટાંત આપણી પૃથ્વીને લાગુ પડવાથી ધરતીકંપનું કારણ સ્પષ્ટ સમજાય છે. લીંબુને બદલે આપણી પૃથ્વી લો અને પારાને બદલે પૃથ્વીની અંદરના ભાગમાં રહેલો ઉકળતો રસ ધારો. પૃથ્વીના પેટામાં ગરમ રસ અને અગ્નિ ક્યાંથી આવ્યાં તે આગળ ઉપર સમજાશે.

૧૪. જ્વાળામુખી પહાડોમાંથી લાવા, ધૂમાડા, ઊની રાખોડી અને ગરમ પથરા બહાર ફેંકાય છે તેથી પૃથ્વીના પેટામાં ગરમી છે એ તો નક્કી સમજાય છે. આ ગર્ભિત ઉષ્ણતા કોઈ અંદરના પદાર્થને લાગવાથી તે પીગળે છે; ફૂલે છે અને પોતાને રહેવા સારૂ વધારે જગા નહિ મળવાથી પોતાની ઉપરની જમીનના નક્કર ભાગને હડસેલે છે. જેટલા જથામાં અને જે પ્રમાણમાં ફૂલવું થાય છે તે પ્રમાણમાં તે હડસેલો સખત અથવા નરમ હોય છે. આ રીતે હડસેલાયલો ભાગ ઊંચો ઉપસી આવે તો તેથી અંદરના ભાગમાં થયલા પોલાણમાં ફૂલેલો રસ રહે છે. આવી વખતે પૃથ્વીના તે ઉપસેલા ભાગ આંચકો ખાઈ ઉપસે છે અને તેની આજુબાજુના ભાગ ઉપસતા નથી, તોપણ તેમને આંચકાની ઓછીવત્તી અસર થાય છે. ફૂલેલો રસ ઉપલા ભાગને ધક્કો મારે તેમ છતાં તેને રહેવા જેટલી જગા નથી મળતી ત્યારે કોઈ ચીરાડાવાળા કે પોચા પહાડને ફાડી તેમાંથી તે રસ બહાર આવે છે. રસના બહાર આવવાના રસ્તામાં જે કાંઈ હોય તેને બાળી રાખ અને ધુમાડો બનાવે છે તેમજ વચ્ચે નડતા પત્થરોને ભાગી ભૂકો અને ફકડા કરે છે. આવી રીતે ઉત્પન્ન થયલી રાખ, ધુમાડો અને પથરા તથા લાવા રસ બહાર આવે છે. કોઈ કોઈ વખત ફૂલીને બહાર આવનારો રસ એટલો ઓછો હોય છે કે, તે પહાડની અંદરની ફાટોમાંજ પૂરાઈ રહે છે. તેથી વધારે હોય છે તો પહાડની ટોચને ઉડાવી દઈ ત્યાંથી બહાર વહી પહાડની બાજુ પર પથરાઈ જાય છે. વળી તેથી પણ વિશેષ હોય તો પહાડની નીચેની ખીણમાં ભરાઈ ઠરી જાય છે. પણ કેટલીક વખત તો તે રસ એટલા બધા જથામાં નીકળે છે કે, ખીણો સુદ્ધાંતને ભરી દઈ ત્યાંથી તેના વહેળા કેટલાક માઈલ સુધી આગળ વહે છે, અને તેના રસ્તામાં આવતાં ગામ કે શહેરોનો નાશ કરી દાટી દે છે. આવી રીતે નુકસાન થયાના દાખલા હવે પછી આપીશું. કોરી જમીન કરતાં મહાસાગરોની અંદર જ્વાળામુખી પહાડો વધારે છે. આથી સ્પષ્ટ સમજાય છે કે ધરતીકંપની સાથે ઘણી વખત જ્વાળામુખી ફાટે છે. પૃથ્વીના પેટામાંનો રસ ઘણા જોરથી બહાર નીકળી જાય છે ત્યારે કેટલીક વખત અંદરના કોઈ કોઈ ભાગોમાં પોલાણ થાય છે. આવાં પોલાણોની ઉપર જમીનની નક્કર પડો વધારે ભારવાળાં કે જાડાં હોય છે તો તે આજુ બાજુની સ-

•પોટી કરતાં નીચી ઊતરી જાય છે. આ રીતે જમીનના કેટલાક ભાગોનું નીચે જવું કોઈ વખત એકાએક મોટા જથામાં અને કોઈ વખત ધીમું અને નિયમિત હોય છે. ધરતીકંપ, જ્વાળામુખી, જમીનનું ઉપસવું અને નીચે જવું આ ક્રિયાઓ અસલથીજ ચાલતી આવે છે; પણ તેના જે જે દાખલાઓ આજ સુધીમાં જાણવામાં આવ્યા છે તેમાંના મુખ્ય મુખ્ય નીચે આપીશું.

અપૂર્ણ

---

# केळवणीखातानी खबरो.

## સરકારી ઠરાવ.

( સને ૧૯૦૮ તા. ૩ જી ડિસેંબરના કેળવણીખાતાને લગતા સરકારી ઠરાવ નં. ૨૨૨૯ ઉપરથી. )

### વર્નાક્યુલર–માસ્ટર–કોડના બીજા પ્રકરણના સાતમા સુધારેલા ધારાનો ઉતારો.

૭. નિશાળમાં દાખલ થવા માગતા દરેક બાળકે તેના બાપ કે વાલીની સહીવાળું છાપેલા નમુના પ્રમાણેનું ઉંમરનું સર્ટિફિકેટ રજુ કરવું પડશે. આ સર્ટિફિકેટમાં આપેલી જન્મની તારીખ નિશાળના રજીસ્ટરમાં દાખલ કરવી અને તેના બાપ અગર વાલીને ખબર આપવી કે જન્મતારીખમાં પછીથી કોઈ પણ જાતનો ફેરફાર કે સુધારો માત્ર અપવાદતરીકેજ અને તે પણ મે. ડિરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શનની લેખી પરવાનગી મેળવ્યા પછીજ કરવા દેવામાં આવશે.

( ખરો ઉતારો )

( સહી ) P. LORY,
Educational Inspector,
N. D.

---

## જાહેર ખબર.

( સને ૧૯૦૮ તા. ૩ જી ડિસેંબરના કેળવણીખાતાં સંબંધી

સરકારી ઠરાવ નં ૨૯૨૩ અને મે. ઉ. ભા. ના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના સને ૧૯૦૮ તા. ૧૯ મી ડિસેંબરના હુકમ નં. ૭૯૭૨ ઉપરથી)

## લિસ્ટ. व

મુંબઈ ઇલાકાની પ્રાથમિક શાળાઓમાં વાપરવા માટે મંજુર થએલાં પુસ્તકોની ત્રિમાસિક યાદી.

| નંબર. | ચોપડીનું નામ, વગેરે. | જે પ્રકારની નિશાળો માટે પુસ્તક, વગેરે મંજુર કરવામાં આવ્યાં છે તેનું નામ. | મંજુર કરવાનાં કારણ. | રિમાર્ક. |
|---|---|---|---|---|
| | ગુજરાતી. | | | |
| ૧ | દાતાર એન. એન. ખેડા જિલ્લાનો હોમ મૅપ. | પ્રાથમિક શાળાઓ માટે. | ડિવિઝનલ વર્નાક્યુલર કમિટિના ત્રણ મેંમ્બરોએ અને ઉ. ભા. ના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટરે મંજુર કરવાનો અભિપ્રાય આપ્યો તેથી. | |
| | ઉર્દુ | | | |
| ૨ | રાઇ સાહેબ ગુલાબસિંગ એન્ડ સન. ડૉ. જે. સાઇમિની ઉર્દુ પ્રાઇમર. | | પ્રોવિઝનલ અને ડિવિઝનલ વર્નાક્યુલર બુક કમિટીઝના બધા મુસલમાન મેંમ્બરોએ મંજુર કરવાનો અભિપ્રાય આપ્યો તેથી. | જે પત્રવ્યવહારને અંતે તા. ૭ ડિસેંબર સને ૧૯૦૭ના નં. ૨૧૧૮ નો કેળવણી ખાતાને લગતો સરકારી ઠરાવ થયો તે જુઓ. |

પૂના, મે. પબ્લિક ઇન્સ્ટ્રક્શનના ડિરેક્ટર સાહેબની ઑફિસ.
તા. ૧૮ મી નવેંબર ૧૯૦૮.

F. G. Selby,
Director of Public Instruction.

## જાહેર ખબર.

( મે. ઉ. ભા. ના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના તા. ૨૧ ડિસેંબર સને ૧૯૦૮ ના હુકમ નં. ૮૮૦૬ ઉપરથી. )

મે. પબ્લિક ઇન્સ્ટ્રક્શનના ડિરેક્ટર સાહેબે ' ખેતીવાડીનાં મેડળો ' નામનું પુસ્તક ઇનામ તેમજ લાઇબ્રેરી માટે મંજુર કરેલું છે. આ પુસ્તક દરેક પ્રાથમિક શાળાની લાઈબ્રેરીમાં મૂકાવાને યોગ્ય છે. તે મી. સી. પટેલ ( કૅમ્પ વડોદરા ) પાસેથી મળી શકશે. પુસ્તકની દરેક પ્રતની કિં. રૂા. ૧—૦—૦ છે.

(સહી) P. LORY,
Educational Inspector,
N. D.

---

## જાહેર ખબર.

( મે. ઉ. ભા. ના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના તા. ૨૧ ડિસેંબર સને ૧૯૦૮ ના હુકમ નં. ૮૦૨૮ ઉપરથી. )

### વર્નાક્યુલર ફાઈનલ પરીક્ષા.

તા. ૨૧ મી નવેંબર સને ૧૯૦૭ ના મુંબઈ ગર્વમેન્ટ ગૅઝીટના પહેલા ભાગમાં છપાએલા ધારા મુજબ સને ૧૯૦૯ માં લેવાની વર્નાક્યુલર ફાઈનલ પરીક્ષા માટે નીચેની ચોપડીઓ પસંદ કરવામાં આવી છે.

( ૨. ) ગુજરાતી.

ખાતાની વાચનમાળાની સાતમી ચોપડી; ૩૨, ૩૬, ૪૦, ૪૪, ૪૮, ૫૧, ૫૩ અને ૫૫ પાઠોમાં આવતી ૩૦૦ લીટીના મુખપાઠ અને સ્પષ્ટીકરણ સાથે.

( ૫ ) આરોગ્યવિદ્યા અથવા વિદ્યાનાં મૂળતત્વો. ગુજરાતી સાતમી ચોપડીના ત્રીજા ભાગ ( સૃષ્ટિજ્ઞાન સંબંધી ) માં આપ્યા મુજબ.

N. B. મધ્ય વિભાગને માટે જે પુસ્તકોની જાહેરખબર આપવામાં આવી છે તેજ પુસ્તકો મરાઠીમાં ચાણા સેન્ટરના ઉમેદવારો માટે છે.

(સહી) P. LORY,
Educational Inspector,
N. D.

---

## જાહેર ખબર.

( તા. ૮ મી જાન્યુઆરી સને ૧૯૦૯ ના મે. ઉ. ભા. ના એડ્યુકેશનલ ઇન્સ્પેકટર સાહેબના હુકમ નં ૮૪૬૬ ઉપરથી )

નં. ૮૩૦૬-૧૯૦૮-૦૯

અમદાવાદ. મે. ઉ. ભા. ના એડ્યુકેશનલ ઇન્સ્પેકટર સાહેબની ઑફિસ.

મેમો. તા. ૪-૧-૧૯૦૯.

તા. ૧૧ મી નવેંબર સને ૧૯૦૭ ના ગર્વમેન્ટ ગૅઝીટના પહેલા ભાગમાં પરીક્ષાનો જે અભ્યાસક્રમ છપાએલો છે તેના તરફ વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષાની સ્થાનિક કમીટીના પ્રેસિડન્ટોનું ધ્યાન ખેંચવામાં આવે છે. બીજા વિભાગમાં ખાતા તરફની ઊંચામાં ઊંચી વર્નાક્યુલર વાચનમાળામાંહેના ગદ્યના ફકરાઓના વાચન તથા સ્પષ્ટીકરણમાં ઉમેદવારોએ સંતોષ આપવો જોઇશે. પુસ્તકમાના વિદ્યા સંબંધી પાઠોમાંથી પ્રશ્નો પૂછવાનું પરીક્ષકો ભૂલી ન જાય તે બાબત ધ્યાનમાં રાખવી.

(સહી) P. LORY,
Educational Inspector,
N. D.

## અમદાવાદમાંહેની બ્હેરા-મુંગાની શાળા.

### જાહેર ખબર

તા. ૯-૧૨-૦૮ ખાડીઆ, અમદાવાદ.

### વિનંતિ.

અહીંની બ્હેરા-મુંગાની શાળાનું કામ તા. ૫-૧૦-૦૮ થી શરૂ થયું છે. શાળામાં હાલ બોલતાં, લખતાં, વાંચતાં તથા ચિત્ર કામ શિખવાય છે. શિક્ષણ મફત અપાય છે. શિક્ષણનો વખત શનિવાર સિવાય દરરોજ સવારે ૮ા વાગતાથી ૯ાા વાગતા સુધીનો છે. શનિવારે બપોરના ૪ થી ૫ વાગતા સુધી શાળાનું કામ ચાલે છે. બ્હાર ગામના બ્હેરા—મુંગા છોકરાઓને માટે જૈન બોર્ડીંગમાં તથા મહીપતરામ અનાથાશ્રમમાં ખાવા, તથા રહેવાની ગોઠવણ થઈ શકશે. શેહેરના છોકરા તથા છોકરીઓને અને બ્હાર ગામના છોકરાઓને આ શાળાનો રસ્તો બતાવવા વિનંતિ છે. વધારે ખુલાસા માટે ઉપરને શિરનામે પત્ર લખવા વિનંતિ છે. હાલ શાળામાં ૧૦ વિદ્યાર્થી છે. શાળા ૨ વિદ્યાર્થીથી શરૂ થઈ હતી.

લી. સેવક. પ્રાણશંકર લલ્લુભાઈ દેસાઈ બી એ.
બ્હેરા-મુંગાની શાળાના મંત્રી.

# ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૪૮ મું. માર્ચ. ૧૯૦૯. અંક ૩ જો.

**મુંબઈ ઇલાકાનો કેળવણીખાતાનો રિપોર્ટ ઇ. સ. ૧૯૦૭-૦૮—** મહેરબાન ડિરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રકશનના મુંબઈ ઇલાકાના કેળવણીખાતાના ઇ. સ. ૧૯૦૭-૦૮ ના રિપોર્ટ ઉપરથી નીચેની જાણવા જોગ હકીકત લખી છેઃ—

**પ્રાથમિક કેળવણી—**મહેરબાન ડિરેક્ટર સાહેબના એ વિષેના સામાન્ય વિચાર આ પ્રમાણે છેઃ—ઇલાકાના દરેક ભાગમાંથી પ્રાથમિક કેળવણી પાછળ વધારે પૈસા ખરચવાની માગણી થાય છે અને સરકાર તરફથી ખાસ મદદ મળશે નહિ ત્યાંસુધી એ કેળવણીની વિશેષ વૃદ્ધિ થઈ શકશે નહિ. નવી નિશાળો ઉઘાડવા માટે, જૂની નિશાળોમાં સાહિત્યનો વધારો કરવા માટે, તેમજ વધારે યોગ્યતાવાળા અને તેજ કારણથી વધારે ઊંચા પગારવાળા, શિક્ષકો પૂરા પાડવા માટે—એ બધાં કામને માટે વધારે પૈસાની જરૂર છે. શિક્ષકોના પગાર વિષે મેં જે વિચાર દર્શાવ્યા છે તે ફરી દર્શાવવાની જરૂર નથી. પણ હું ધારૂં છું કે મિ. લૉરિના રિપોર્ટમાંથી નીચેનો ઉતારો ખાસ લક્ષમાં લેવા જેવો છેઃ—

'દાખલા તરીકે એક જિલ્લો લઈએ તોપણ મને માલમ પડે છે કે હજી ત્રીજા વર્ષમાં પાસ થયલા લગભગ પચાસ શિક્ષકો એવા છે કે તેમાંના કેટલાકની નોકરી દસેક વર્ષની થયા છતાં પણ તેમને પોતાના સર્ટિફિકેટ પ્રમાણે પગાર મળતો નથી. ખાતાએ તેમની સાથે કરેલો કરાર પાળવો અને તે પ્રમાણે તેમને પગાર આપવોજ જોઈએ.'

મુખ્યત્વે મોટાં શહેરોની પાસે ગુજરાન ચલાવવાનો ખરચ વધતો જાય છે ત્યાં અને ઘાણા અને સિંધમાં જીવન દુઃખમય છે અને એકાંત-

માં ગાળવું પડે છે તેવા પ્રદેશોમાં પગાર વધારવાનો સવાલ ઘણોજ જરૂરનો થઈ પડે છે. ઓછા પગારવાળા માણસો કંઈ જીવ દઈને કામ કરતા નથી અને અન્ય સ્થળે પોતાની સ્થિતિ સુધારવાનો પ્રસંગ મળે કે તરતજ નોકરી છોડી દે છે.

વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષામાં ઉમ્મરની હદ ઓછી કીધી છે તેથી ટ્રેન્ડ શિક્ષકોની સંખ્યા વધતી જાય છે. વધારે શિક્ષકોની જરૂર છે તેનું કારણ એ છે કે અમુક નિશાળ માટે કેટલા શિક્ષકો જોઈએ તે ગણવાની જૂની પદ્ધતિ ભૂલભરેલી છે. સાધારણ રીતે દરેક ૩૦ છોકરે એક શિક્ષક આપવામાં આવે છે, પણ એ ૩૦ છોકરાઓ જુદાં જુદાં ધોરણ શીખતા હોવાથી એક શિક્ષક તે બધાને શિક્ષણ આપે તે પણ અશક્ય

માં મેં ખેતીનાં સાહિત્યોના ઉત્તમ નમુના જોયા. તેમજ વેન્ગુર્લામાં શિક્ષકોએ વિધાના પાઠ માટે તૈયાર કરેલાં કેટલાંક સાદાં ઉપકરણો જોયાં. ધારવાડ ગયો ત્યારે મને એક શિક્ષકે સૃષ્ટિમંડળનું પરિવર્તન દર્શાવવા માટે સાદું સાહિત્ય તૈયાર કર્યું હતું તે બતાવ્યું. ધારવાડની પ્રૅક્ટિસિંગ સ્કૂલના છોકરાઓથી ચંદ્રહાસનો કેટલોક ભાગ, અને કુમથા શાળામાં શાકુન્તલમાંના કેટલાક પ્રવેશ ભજવી બતાવવામાં આવ્યા અને રત્નાગિરિમાં વેણીસંહારમાંથી કેટલોક સંભાષણનો ભાગ ગાઈ બતાવવામાં આવ્યો.

ઉત્તર વિભાગમાં એકત્ર વિચાર કરતાં દરેક સાત માઈલે એક નિશાળ છે. લોકલ બોર્ડની છોકરાઓ માટેની શાળાની સંખ્યા ૧,૨૩૩ થી વધીને ૧,૨૫૮ થઈ છે અને શિષ્યની સંખ્યા ૬૫,૩૪૨ થી વધીને ૭૪,૦૦૯ થઈ છે. અમદાવાદની લોકલ બોર્ડની નાણાની સ્થિતિ દુષ્કાળનાં વર્ષોને લીધે સારી નથી અને લોકલ સેસની રકમમાં ઘટાડો થયો છે તે પૂરવામાં સરકારે મદદ માટે આપેલી ઘણી રકમ ખરચાઈ છે. ખેડા જિલ્લામાં નવી નિશાળો માટે હમેશ માગણી થાય છે. સુરત જિલ્લામાં લોકોની રુચિ દક્ષિણ આફ્રિકામાં વેપારને અર્થે જવાની હોવાથી તેઓ અંગ્રેજી શીખવાને ઘણા આતુર છે. આ કારણથી ઊંચા પ્રકારની પ્રાથમિક કેળવણી ઉપર તેઓ પૂરતું લક્ષ આપતા નથી. આખા જિલ્લામાં માત્ર ૪૧ છોકરાઓજ સાતમા ધોરણની પરીક્ષામાં બેઠા હતા.

મ્યુનિસિપલ નિશાળો—ઉત્તર વિભાગમાં છોકરાની નિશાળની સંખ્યા ૧૯૩ હતી તે ઘટીને ૧૮૧ થઈ, અને તેમાં ૧૨ રાત્રીશાળા છે. છોકરાઓની સંખ્યા ૨૧,૯૦૦ થી વધીને ૨૩,૧૫૪ થઈ.

અમદાવાદની નિશાળોનો વહીવટ સંતોષકારક નથી. દેખરેખ જોવી જોઈએ તેવી નથી, શિક્ષણ સારૂં નથી, અને ઉપલાં ધોરણો માટે જોઈએ તેવી વ્યવસ્થા નથી. એ જિલ્લામાં ઘણી નિશાળોને મરકીથી નુકસાન થયું છે.

ખેડા જિલ્લાની નિશાળો મરકીથી મુક્ત છે. ડાકોર મ્યુનિસિપાલિટિનો વહીવટ ખરાબ છે. નડીઆદમાં ૮ નિશાળ અને ૧,૫૦૮ શિષ્ય છે. એ નિશાળો વિષે ડેપ્યુટિ ઇન્સ્પેક્ટર સારો રિપોર્ટ કરે છે. એમાંની બે બધાં પ્રાથમિક ધોરણ શિખવે છે અને વર્નાક્યુલર ફાઇનલની પરીક્ષામાં ઘણા

ઉમેદવારો મોકલે છે. પંચમહાલમાં ગોધરા અને દોહદની નિશાળમાં છોકરાઓની સંખ્યામાં સહજ વધારો થયો છે. સુરત મ્યુનિસિપાલિટિ પોતાની શાળાઓ માટે ઘણો ઉત્સાહ બતાવે છે તેને સારૂ તેને શાબાશી ઘટે છે. સુરત શહેરની વસ્તી ૧,૧૯,૩૦૬ છે, પણ તેમાં મ્યુનિસિપાલિટિ ૪,૨૪૫ શિષ્યને પ્રાથમિક કેળવણી આપે છે. અમદાવાદમાં બે લાખથી ઓછી વસ્તી નથી તોપણ તેમાં ૪,૦૦૦ થી પણ ઘણા ઓછા શિષ્યો પ્રાથમિક કેળવણી લે છે. સુરતમાં ઘણી નિશાળોમાં સંખ્યા ઘણી વધી ગઈ છે તેથી વધારે નિશાળની જરૂર છે અને ઉપલાં ધોરણો શિખવવા માટે વધારે સારી વ્યવસ્થાની જરૂર છે. રાંદેર મ્યુનિસિપાલિટિના વહીવટ નીચેની શાળાઓની વ્યવસ્થા સારી નથી. ભરૂચમાં કેળવણી પાછળ બહુ ઉત્સાહ દર્શાવવામાં આવે છે. થાણા જિલ્લામાં છોકરાઓની સંખ્યામાં ૧૦૦નો વધારો થયો છે. ભિવન્ડિ, કુરલા, માહિમ અને કલ્યાણની નિશાળો સિવાય બીજી નિશાળો માટે સારૂં લખાણ થયું છે.

વહીવટ સારો નથી એમ જ્યાં મેં લખ્યું છે ત્યાં જે દોષો મારા મનમાં છે તે આ પ્રમાણે છે. ઘણાં શહેરોમાં, મુખ્યત્વે અમદાવાદમાં શિક્ષકો એટલા બધા છોકરાઓને ખાનગી શિક્ષણ આપે છે કે નિશાળનું કામ બરોબર કરવા માટે તેમનામાં પૂરતી શક્તિ રહેતી નથી. પગારમાં વધારો કરાવવા માટે તેઓને પોતાના પક્ષમાં સ્કૂલ બોર્ડના મેમ્બરોનાં મત મેળવવાની છૂટ છે અને એજ કારણથી જગાઓ પૂરતી વખત યોગ્યતા પર લક્ષ અપાતું નથી; જેને વધારે વગ હોય છે તે ફાવે છે. જ્યારે ખાતા તરફથી મ્યુનિસિપાલિટિને મકાનમાં સુધારોવધારો કરવાની, મરામત કરાવવાની કે ટ્રેન્ડ શિક્ષકોને તેમની પાયરીનો પગાર આપવાની ભલામણ કરવામાં આવે છે ત્યારે મ્યુનિસિપાલિટિના અમલદારો તે તરફ જોઇએ તેવું લક્ષ આપતા નથી. વળી યોગ્ય દેખરેખની પણ ખામી છે.

ઉત્તર વિભાગની દેશી રાજ્યોની પ્રાથમિક શાળાઓ માટે ઇન્સ્પેક્ટર નીચે પ્રમાણે લખે છેઃ—

૧૦ રાત્રીશાળા ગણતાં નિશાળોની સંખ્યા ૫૦૪ થી વધીને ૫૦૬ થઈ અને છોકરાઓની સંખ્યા ૨૧,૫૭૦ થી વધીને ૨૪,૮૩૭ થઈ.

વધારો નામનોજ છે, અને તે મરકીમાંથી ઘણું સ્થળો મુક્ત હોવાને લીધે થયો છે.

મહીકાંઠામાં છોકરાઓની સંખ્યા ૫,૨૧૭ છે. એમાંના ઘણા ઈડર રાજ્યના છે. એ રાજ્ય પોતાની શાળાઓનો વહીવટ પોતે કરે છે; માત્ર નાનાં રાજ્યોમાંજ ખાતા તરફથી વહીવટ થાય છે. આખા ઈડર રાજ્યમાં કેળવણી મફત આપવામાં આવે છે.

રાધણપુર સાથે પાલણપુરમાં છોકરાઓની સંખ્યા માત્ર ૨,૫૨૦ છે. રાજ્યના વિસ્તારના પ્રમાણમાં આ સંખ્યા ઘણી નાની છે. વસ્તીનો ઘણો ભાગ પાછળ પડતી કોમોનો છે, પણ મહીકાંઠામાં પણ છે તેમ આ રાજ્યમાં પણ એવી કોમોને માટે કંઈ ગોઠવણ કરવામાં આવી નથી.

રેવાકાંઠામાં નિશાળની સંખ્યા ૧૫૮ છે, પણ છોકરાઓની સંખ્યા ૭,૪૨૩ થી વધીને ૭,૮૮૨ થઈ છે. એમાંનાં કેટલાંક રાજ્યમાં વર્ષને અન્તે ઘણો દુષ્કાળ હતો તે વિચારતાં આ વધારે સંતોષકારક છે. રાજપીપળા સિવાયની એ રાજ્યની બધી નિશાળોનો વહીવટ સરકારી કેળવણીખાતું કરે છે. એકંદર એ નિશાળોની સ્થિતિ સંતોષકારક છે. લુણાવાડા, વાડાસિનોર, દેવગઢ બારિયા, સુંઠ અને છોટાઉદેપુર જેવાં મોટાં રાજ્યોનાં મુખ્ય શહેરોમાં પહેલા વર્ગની પ્રાથમિક શાળાઓ છે. સામાન્ય રીતે જોતાં રાજ્યો કેળવણીની સંસ્થાઓ ઉપર સારૂં લક્ષ આપે છે અને થોડાંક સિવાય બાકીનાં પોતાની શક્તિ પ્રમાણે કેળવણીની હાજતો પૂરી પાડવા પુષ્કળ પૈસા ખરચે છે. મુખ્યત્વે કરીને, રાજપીપળાના રાજ્યમાં કેળવણી પર ખરા દીલથી ધ્યાન અપાય છે અને તેમાં વૃદ્ધિ કરવાનો દરેક પ્રયત્ન કરવાની ઉદાર શૈલીથી વર્તવામાં આવે છે. વસ્તીનો ઘણો ભાગ પાછળ પડતી ડુંગરી જાતોનો છે તેને માટે રાજ્યમાં સારૂં લક્ષ અપાય છે. એ રાજ્યમાંથી વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષામાં ૩૧ શિષ્યો પાસ થયા અને એ રાજ્યના બે શિષ્યોએ મેલ ટ્રેનિંગ કૉલેજમાં ઊંચે નંબરે પાસ થઈ 'મેડલ' મેળવ્યા.

ખંભાતના રાજ્યમાં, પ્રાથમિક કેળવણી લેનારા છોકરાઓની સંખ્યા ૧,૬૦૫ છે. નિશાળોનો વહીવટ રાજ્ય ચલાવે છે, પણ તે પર ખાતા તરફથી સારી દેખરેખ રખાય છે. ખંભાતમાં તેમજ બીજાં કેટલાંક મોટાં ગામોમાં નિશાળોની વ્યવસ્થા સારી છે.

પ્રમાણે ઇલાકામાં વસ્તીવાળાં શહેર અને ગામની સંખ્યા ૪૧,૦૨૨ છે. આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે સરાસરીએ ૪ માંથી એક ગામને પણ પ્રાથમિક શાળાનો લાભ મળતો નથી. ગવર્નર સાહેબ આ સ્થિતિ સંતોષકારક માનતા નથી; તેમજ ચાલતી શાળાઓમાં ઘણાખરા શિક્ષકોને જે પગારનો દર મળે છે તે પણ તેઓની અગત્યની ફરજને માટે પૂરતો બદલો નથી. તેટલા માટે પ્રાથમિક શાળાની સંખ્યામાં વૃદ્ધિ કરવા તરફ અને શિક્ષકોનો પગાર વધારવા તરફ હાલ સરકારનું ધ્યાન ખેંચાયું છે. જ્યાંસુધી પૂરતાં નાણાંને અભાવે શાળાની સંખ્યા જોઈએ તેટલી થઈ નથી ત્યાંસુધી ચાલતી શાળાઓમાં ફી માફ કરવાની દરખાસ્ત જેના કેટલાક હિમાયતીઓ માલમ પડ્યા છે તે સરકારને વ્યાવહારિક માલમ પડતી નથી. સરકારનો વિચાર, નાણાની સગવડ થયે, પ્રાથમિક શાળાઓની સંખ્યામાં અને શિક્ષકોના પગારમાં વધારો કરવાનો છે. શિક્ષકોના પગાર વધારવાનું આરંભનું કામ તો સરકારે ૨ જી ઑક્ટોબર ૧૯૦૮ ના નં. ૨,૪૨૨ ના ઠરાવથી કીધું છે. એ ઠરાવથી શિક્ષકોનો પગાર ઓછામાં ઓછો ૮ રૂ.નો ને પાંચ વર્ષની નોકરી પછી ૧૦ રૂ.નો કરવામાં આવ્યો છે.

---

# भाषावतार.

( ચાલુ પુ. ૪૮ પૃષ્ઠ ૪૨ થી. )

ઉદાહરણ.

| | | | |
|---|---|---|---|
| अकाल=અકાળ. | कलह=કજીઓ. | कुल=કુળ | निर्मल=નિર્મળ |
| आकुल=આકુળ. | कला=કળા. | कोमल=કોમળ | ઇત્યાદિ ઘણા છે. |
| कमल=કમળ. | काली=કાળી | खल=ખળ. | |

૧૦૫ ગણ ૧૦૫ મો—नियम—च નો व થાય છે.

જેમ ष નો ख હિંદ જબાનિયો બોલે છે તથા વેદમાં બોલાય છે તેમ च નો व પણ લૈકિકમાં ઘોક બોલે છે, બોલે છે એટલુંજ નહિ પણ લખે છે. વાચસ્પત્ય બૃહદભિધાન કોશકાર હિંદિ જબાની છે તેથી તેના કોશમાં च व ને એટલા સેળભેળ કરી દીધા છે કે બેયેના શબ્દ ગોતવા હોય ત્યારે બેયે સ્થળે ગોતવા જોઈએ ત્યારે મળે. પાલીમાં રેફ સહિત અને य સહિત च નો ઘણે ભાગે व થાય છે જેમકે—

ઉદાહરણો.

| | | | | |
|---|---|---|---|---|
| सं. | पूर्वाणि. | सर्पास्तु | कर्तव्यः | दिव्यते |
| पा. | પુબ્બાણિ. | સબ્બાસુ | કતબ્બો | દિબ્બતે. |

| | | |
|---|---|---|
| सं. | प्रा. | गु. |
| धृच्छः | ધુટ્ટો | ધુટ્ટો. |

छवि=છબિ. पर्व=પરબ. वलय=બલોયું.

૧૦૬ ગણુ ૧૦૬ મો—नियम—व નો म થાય છે.

ઉદાહરણો.

प्रावार=પાંમરી (ડી) नीवार=નમાર (શાળની જાત) धीवर=ઢીમર. तव=તમારૂં (રો, રી, રાં, રા)

૧૦૭ ગણુ ૧૦૭ મો—नियम—श નો छ થાય છે.

એકસ્થાની હોવાથી આ નિયમ થયો છે.

ઉદાહરણ.

रणशौंड=રણછોડ शनैश्चर=છંછર

૧૦૮ ગણુ ૧૦૮ મો—नियम—श નો स થાય છે.

પ્રાકૃતમાં પણ આ નિયમ છે.

ઉદાહરણો.

दश=દસ. शर्करा=સક્કરા=સાકર. श्यामलः=સાંમળો.સાંમળો
वंश=વાંસ शुद्ध=સીધું, સુધું. (નામે) (રંગે.)
शय्या=સેજ शूर=સૂર. સુરો. श्यालः=સાળો.

૧૦૯ ગણુ ૧૦૯ મો—नियम—श्च નો छ થાય છે.

આ નિયમ પ્રાકૃતમાં પણ છે.

ઉદાહરણો.

| | | | |
|---|---|---|---|
| सं. | प्रा. | जु. गु. | चा. गु. |
| वृश्चिकः=વીછુઓ= | | વીછુઓ= | વીંછી. ૩૧ |

पश्चात्=પછે पश्चिम=પચ્છમ (બુધિયો બ્રાહ્મણ) ૧૯
शनैश्चर=છંછર.

૧૧૦ ગણુ ૧૧૦ મો—नियम—ष નો ખ થાય છે.

આ નિયમ મુખ્ય યજુર્વેદની પ્રાતિશાખ્યનો છે. તેની શિક્ષામાં सप्तुसृते च એવું સૂત્ર છે કે ષકારનો ખકાર થાય પણ તે टु (टः

ઠ ડ ઢ ण ) માં મળેલો ન હોવો જોઈએ. એ નિયમાનુસાર યજુર્વેદીયો ष નો ख वेद ભણતી વખતે ( લખ્યો હોય ष તોપણ ख ) ઉચ્ચારે છે. પણ પછી તે લૌકિક સંસ્કૃતમાં પણ દાખલ થયો. અને તે અનુસાર પ્રાકૃત તથા ગુજરાતીમાં પણ પેઠો. લૌકિકમાં બધા કાંઈ ख બોલતા નથી પણ હિંદુસ્તાનીયો બોલે છે. ચંડીપાઠનો એક શ્લોકાર્ધ[1] જેમાં ઝાઝા ष આવે છે તે તે લોકો ભણે છે ત્યારે આપણને બહુ ગમ્મત પડે છે. આ બાબત એક હિંદુસ્તાની શાસ્ત્રી સાથે રમુજમાં ચર્ચા કરતાં તેને કહ્યું કે, તમે સ્થાન પ્રયત્નના નિયમને પડયો મુકીને કેમ ष નો ख બધે બોલો છો ? ત્યારે તેણે કહ્યું કે अस्माकं देशपर्जायः આ જવાબ-માંજ य નો ज બોલ્યા તેથી ચૂપ રહેવું પડ્યું.

ઉદાહરણો.

| | | |
|---|---|---|
| अश्लेषा=અશલેખા | विषाद=વિખાદ | ઇત્યાદિ ઘણા છે. |
| आभूषण=આભૂખણ. | विष=વિખ. | |
| आयुष्य=આયખું ૨૩–૧૩૧ | षड्ज=ખરજ. | |
| भाषा=ભાખા ( બેશી ગઈ ) | षट्=ખટ. | |
| मेष=મેખ | हर्ष=હરખ. ૯૯ | |

૧૧૧ ગણ ૧૧૧ મો—નિયમ—ष નો श થાય છે.

ઉદાહરણો.

विषम=વશમું.

૧૧૨ ગણ ૧૧૨ મો—નિયમ—ष નો स થાય છે.

ઉદાહરણ.

| | |
|---|---|
| पौष=પાસો=પોસ. | वर्ष=વરિસં=વરસ |
| पौरुषं=પોરસં=પોરસ. | षोडश=સોલહ=સોળ. |
| मनुष्यः=મણુસો=માણુસ | सर्षपः=સારેસવો=સરસવ. |

૧૧૩ ગણ ૧૧૩ મો—નિયમ—ष्ट નો ष्ट થાય છે.

પ્રાકૃતમાં ૧૨૭ મા ગણ અનુસાર ष्ट નો તથા ष्ट નો ट्ठ થઈ તે-માંથી ૧ જઈ ગુજરાતીમાં એક રહે છે.

---

१ विद्यासु शास्त्रेषु विवेकदीपेष्वाद्येषु वाक्येषु च का त्वदन्या॥ ( ચંડીપાઠ અધ્યાય ૧૪ મંત્ર ૩૧ ).

ઉદાહરણો.

सं. अष्ट. उपविष्ट    अरिष्ट=અરીઠો.૧૩૧    विष्ट=પીઠું(પાપડનું)૧૩૧
प्रा. અટ્ઠ. ઉપવિટ્ઠ    उच्छिष्ट=અઍઠું ૨૩,૧૩૧    रुष्ट=રઠયો. ૧૩૧
जू.गु.આઠ. ०    तुष्ट=તૂઠો (તૂઠો)૧૩૧    पष्टि=પાઠય. ૧૮,૧૨૮.
चा.गु. ,, બેઠી    नष्ट=નાઠો.૧૨૮,૧૩૧    दृष्ट=દીઠું.

૧૧૪ ગણ ૧૧૪ મો—नियम—ष्ठ નો ठ થાય છે.

ઉદાહરણો.

ओष्ठ=હોઠ.    कोष्ठागार=કોઠાર.    ज्येष्ठ=જેઠ    पष्ठ=છઠ્ઠ.
अंगुष्ठ=અંગોઠો    कोष्ठी=કોઠી.    मंजिष्ठा=મજીઠ.
कोष्ठ=કોઠો.    कुष्ठ=કઠ, કોઢ.    षष्ठी=છઠ્ઠી.

૧૧૫ ગણ ૧૧૫ મો—नियम—ष्ण નો न्ह થાય છે.

ઉદાહરણ.

उष्ण=ઉણ્હું=ઉન્હું    कृष्ण=કણ્હો=કાન્હો.

૧૧૬ ગણ ૧૧૬ મો—नियम—ष्प નો फ થાય છે.

बाष्प=બપ્ફો=બાફ.    शष्पं=સપ્ફં=શફફું.

૧૧૭ ગણ ૧૧૭ મો—नियम—स નો छ થાય છે.

ઉદાહરણો.

अप्सरा=અપછરા. ૧૨૮    नृसिंह=નરછંગ. ૧૯,૨૫    सभा=છભા.

૧૧૮ ગણ ૧૧૮ મો—नियम—स्त નો थ થાય છે.

ઉદાહરણ.

આ નિયમ માગધી, અપભ્રંશ, તથા પાલીમાં પણ છે.

| सं. | पा. | मा. | अपभ्रंश. | गु. |
|---|---|---|---|---|
| हस्ती | હથ્થી | ० | ० | હાથી. |
| नास्ति | ० | નથ્થી | નથ્થી | નથી, નથ્થી |

अगस्त=અગથીઓ    कस्तीर=કથીર    स्तन=થાન.
आस्तमित=આથમીયો.    कुस्तुंबरु=કોથમીર    स्तंभ=થંભ
अस्तोक=અથોક    पुस्तिका=પોથી ૨૫

૧૧૯ ગણ ૧૧૯ મો—नियम—स्थ નો ठ થાય છે.

ઉદાહરણ.

एकस्थ=એકઠું.    मावस्थ=માવઠું.

૧૨૦ ગણુ ૧૨૦ મો—नियम—ज्ञ નો न થાય છે.

ઉદાહરણ.

ज्ञातः=ન્હ્રાયો=ન્હાયો. स्नेह=નેહ.

૧૨૧ ગણુ ૧૨૧ મો—नियम—ह्य નો ज થાય છે.

ઉદાહરણ.

गुह्याहार-ગળાસ્ય अग्राह्य=અગ્રાજ

૧૨૨ ગણુ ૧૨૨ મો—नियम—ह्य નો झ થાય છે.

ઉદાહરણ.

गुह्य=ગુઝઝ. दाह्य=દાઝ.

गुह्य=ગુંઝું मुह्यति=મુંઝાય છે.

૧૨૩ ગણુ ૧૨૩ મો—नियम—ह्व નો भ થાય છે.

ઉદાહરણ.

जिह्वा=જીભ્ભા=જીભ. विह्वल=વિભ્ભલો=વીભળ.

---

## પ્રકીર્ણપ્રકરણ.

૧૨૪ ગણુ ૧૨૪ મો—नियम—અક્ષરવૃદ્ધિ થાય છે.

ઉદાહરણો.

| | | |
|---|---|---|
| एला=એલચી ૧૪ | गो=ગાય. | भ्रू=ભમ્મે ૨: |
| कष=કસોટી. ૮ | दोला=હીંડોળો. ૧૭૧ | |
| शाण=શરાણ. | अंध=આંધારૂં. | |

૧૨૫ ગણુ ૧૨૫ મો—नियम—प्रत्ययवृद्धि થાય છે.

ઘણા શબ્દોને હેલાઈથી બોલતાં કે તોછડાઈથી બોલતાં સંસ્કૃતને બદલે ગુજરાતી શબ્દો ઉપર लो ड्यो डो लीयो વગેરે લિંગ વચન પ્રમાણે બદલાતા વચન પ્રમાણે બદલાતા જુદા જુદા સંબંધે પ્રયત્નો આવે છે.

ઉદાહરણ.

| | | |
|---|---|---|
| अवगतिक=અવગતિયો. | घोट=ઘોડલીયો, ઘોડલાં. | वक=બગલો. |
| आसन=આસનીયું. | मेघ=મેહુલીયો. | राजा=રાજીયો. |
| करंड=કરંડિયો. | मशक=મશલું. | વગેરે ઘણા છે. |
| काक=કાગડો. | शशक=સસલું. | |

૧૨૬ ગણુ ૧૨૬ મો—नियम—અક્ષરનો લોપ થાય છે.

ઉદાહરણો.

अक्षवाट=અખેડો ૫૦, ૬૩, ૧૩૧ कारवेल्ल=કારેલાં ૧૩૧ मरीच=મરી.
अलक्त=અળતો ૧૩૧ काष्ट=કાટ माता=મા.
मनस्=મન कुलत्थ=કળથી.૨૩ ૧૩૧ ઇસાદિ.
अश्ववार=અસવાર ૧૦૮ आदित्यवार=આસવાર.

૧૨૭ ગણુ ૧૨૭ મો—नियम—અક્ષર विपर्यय થાય છે.

ઉદાહરણો.

धूर्त=ધૂતારો.૧૩૧ वाराणसी=વણારસી. विलाड=બિલાડો૧૦૧ ह्रद=દહરો.
फलशी=કશળી. वल्लभ=વાહલો नम्र=નરમ ताम्र=ત્રાંબુ.

૧૨૮ ગણુ ૧૨૮ મો—नियम—સંયુક્તાક્ષરની પેહેલાંનો સ્વર હ્રસ્વ હોય તો દીર્ઘ થઈ સંયુક્તમાંનો છેલો ૧ અક્ષર રહે.

આ નિયમ સંસ્કૃતમાંથી પ્રાકૃત પાંચે ભાષામાં જોવામાં આવે છે. અપવાદમાં व म य र ल અને च એ અક્ષરો પહેલા હોય તોપણુ તે ઊડી જઈ બાકીનો બીજો વ્યંજન ડબલ થઈ તેમાંથી ગુજરાતી વખતે એ બેમાંથી એક અક્ષર રહી તેની પહેલાંના સ્વરને દીર્ઘ બનાવે છે.

ઉદાહરણ.

| सं. | | अ. | | जु. गु. | | चा. गु. |
|---|---|---|---|---|---|---|
| सप्त | = | सत्त | = | સાત | = | સાત |
| करिष्यति | = | કરીષદિ | = | કરસઇ | = | કરશે |
| रक्षति | = | લખ્ખદિ | = | રાખઇ | = | રાખે. |
| कन्या | = | કઞા | = | કંઆ | = | કન્યા. |
| पुत्र | = | પુત્તો | = | પૂત | = | પૂત. |

આ નિયમનાં ઘણાં ઉદાહરણો છે તેમાંથી પ્રતિજ્ઞાનુસાર ૧૦ દે- ખાડયાં છે—

अक्षि=આખ. ૧૮, ૪૧, ૫૦, ૧૨૪. नक्र=નાક.
कक्ष=કાખ ૫૦ पक्ष=પાંખ ૪૧ ૫૦ વગેરે ઘ-
कर्मण=કામણ. लक्ष=લાખ ણાજ છે,

दद्रु=દાદર ૨૨, ૧૦૧ शिक्षा=શીખ.
दर्भ=ડાભ हट्ट=હાટ.

૧૨૯ ગણુ ૧૨૯ મો—नियम—संयुक्ताक्षर છૂટા પડી વચમાં अ આવે છે.

ઉદાહરણ.

| | | |
|---|---|---|
| अब्ज=અબજ ( સંખ્યા ) | क्लेश=કલેશ. | |
| पक्वान्न=પકવાન. | लग्न=લગન. | ઇત્યાદિ ઘણાં છે. |
| रत्न=રતન. | श्लेष्म=શળેખમ. ૧૧૦ | |
| भ्रम=ભરમ. | कर्म=કરમ | |
| श्लक्ष्ण=સલખણો. | कल्प=કલપ | |

૧૩૦ ગણુ ૧૩૦ મો—नियम—आदेश આવે છે.

આ નિયમ સંસ્કૃતમાં વિસ્તારથી છે.

गृहने તથા ग्रहने घर આદેશનાં ઉદાહરણો.

| गृहनां | ग्रहनां | |
|---|---|---|
| गृह=ઘર. | उद्ग्रहण-ઉઘરાણું ૬૨૫, ૧૩૧. | सग्रह=સઘરીયો. ૧૨૫, ૧૩૧ |
| गृहोली=ઘરોલી. | संग्रह=સંઘરો.૧૩૧ | |
| सुगृही=સુઘરી. | ग्रहण=ઘરેણુ ૬ | |

चतुर्, चतुः, તથા चतुष् ને चौ આદેશ.

| चतुर् નાં ઉદાહરણો | चतुःનાં ઉદાહરણ | चतुष् નાં ઉદાહરણો. |
|---|---|---|
| चतुरस्त्र=ચોરસ. | चतुःखंड=ચોખંડ | चतुष्क=ચોક. |
| चतुर्थी=ચોથ. | | चतुष्कोण=ચોખૂણ. |
| | | चतुष्पद=ચોપગુ. |

त्र ને हि આદેશનાં ઉદાહરણો—

कुत्र=કહિ=ક્યાંહાં. तत्र=તહીં=ત્યાંહાં.
अत्र=અંહીં=આંહી. यत्र=જહીં=જ્યાંહાં.

. अधः ને हेठे આદેશ આવે છે તેનાં ઉદાહરણો—

अधः=હેઠે

અપૂર્ણ.

# સંગીતવિષય.

( ચાલુ પુ. ૪૮ પૃ. ૫૪ થી. )

જોકે મહાન્ દયાળુ પરમેશ્વરે દરેક વ્યક્તિને જુદા જુદા પ્રમાણમાં ગાવાના અવાજની શક્તિ બક્ષીસ કરેલી છે તોપણ તેમાં એક અદ્ભુત નવીન નિયમ સચવાએલો માલમ પડે છે. આ નિયમ જનસ્વભાવને અનુકૂળ ઋતુ તથા કાળના ક્રમ પ્રમાણે દરેક વ્યક્તિને સરખો લાગું પડે છે. પ્રાતઃકાલમાં મનુષ્યનો અવાજ ગંભીર બની મંદ્ર જાંતની સ્વરશ્રેણી તરફ વધારે ઢળતો રહે છે. ત્યારબાદ જેમ જેમ દિવસ ચઢતો જાય છે, તેમ તેમ અવાજ પણ મંદ્રશ્રેણી તરફનું વલણ છોડી તારશ્રેણી તરફ ચઢતો જાય છે. જેમ અવાજ બદલાય છે તેમજ વૃત્તિઓ પણ બદલાઈ ચંચલ સ્વરૂપે વિલસે છે. એક વખત એક વાસણમાં પાણી ગરમ કર્યું અને પછી તે વાસણને અગ્નિથી દૂર રાખીએ તોપણ તેમાંહેનું પાણી વધારે ગરમ થતું જાય છે; અને તે ત્યાર પછી થોડા સમયને અંતરેજ ધીમે ધીમે ઠંડું થવા લાગે છે; તેવી રીતે સૂર્યની ગરમીને લીધે મનુષ્યના અવાજ ઉપર જે જે અસરો થાય છે તે પૈકી એક એ છે કે મનુષ્ય રાત્રીના અમુક વખત સુધી સૂર્યની ગરમીને લીધે પાણીના દાખલા મુજબ ગરમીની હવા અનુભવે છે અને તેની અવાજ ઉપર અસર થાય છે તેથી રાત્રીના અમુક વખત સુધી મધ્યથી તારશ્રેણી તરફ અવાજ ચઢતો રહે છે. આ અને આવાં બીજાં કારણોને લીધે આપણા પ્રાચીન વિદ્વાનોએ સંગીત ગાવામાં સમયની અનુકૂળતા લક્ષમાં લઈ રાગ રાગણીઓ કલ્પી ગાનની યોજના નિર્ધારી છે. ઉપર પ્રમાણે જ્યારે સમયાનુસાર માણસનો અવાજ ચઢતો અથવા ઉતરતો રહે છે ત્યારે દરેક ગાન ગાવામાં "સ" જે મુખ્ય ( આદિ ) સ્વર છે, તેને વખતને અનુકૂળ સપ્રમાણ બદલવાની જરૂર જણાઈ આવે છે.

બીજો દાખલો લઈએ. જ્યોતિષ વિદ્યામાં ગણિતદ્વારા ગ્રહનક્ષત્રની સ્થિતિ અમુક સમયે શું હતી અથવા શું વર્તે છે અને વર્તશે તે ધારી શકાય છે. તે મુજબ બાળકના જન્મ વખતે ગ્રહનક્ષત્રનાં સ્થાન નિર્ધારી જન્મકુંડળીઓ ઉપજાવવાનો કેટલાંક કુટુંબોમાં રિવાજ ચાલુ દેખાય છે. ફળાદેશની ગણના વિષે નહિ બોલતાં માત્ર ગણિતને આધારે જે

કુંડળી બતાવવામાં આવે છે તે બે પ્રકારની ગોઠવવામાં આવે છે. જન્મ-કુંડળી અને તે ઉપરથી ગણિતશાસ્ત્રના નિયમાનુસાર ગ્રહોની અંશાંશ ગતિથી ચલિત સ્થિતિ બને છે તે મુજબ બીજી નવી ચલિત કુંડળી બેસાડવામાં આવે છે. આ શું બતાવે છે? દરેક વ્યક્તિને માટે ભિન્ન ભિન્ન સમયની વિધવિધ નોંધ લેવાથી તે વ્યક્તિ માટે એક જુદુંજ સમયદર્શક ભાવદર્શક, બળાબળ બતાવનાર આકાશમાં રહેલા ગ્રહનક્ષત્રોની સ્થિતિનું દૃષ્ટાંત મળે છે. જેમ ગ્રહનક્ષત્રને વખતની સાથે નિસબત છે તેમજ અંવાજને પણ સમયનું પ્રાધાન્ય તો પાળવાનું સ્વતઃસિદ્ધજ છે તે ઉપર કહેવામાં આવી ગયું છે. ત્યારે આ બન્ને દાખલા ઉપરથી દરેક વ્યક્તિને અમુક ગાન માટે ચલિત "स" સ્વર ધારવાની અગત્ય છે તે સમજાશે.

રાજાઓની કચેરીમાં અથવા મંદિરોમાં જ્યાં ઘણા ગાયકો એક પછી એક ગાવાના હોય છે ત્યાં તે મંડળીમાંહેના ઘણાખરા જો કે કુશળ હોય છે, તોપણ તેઓ પોતાની ગાવાની શક્તિને અનુકૂળ તે વખતે "स" સ્વર જુદો વાજામાં મેળવીને ગાવાનું શરૂ કરે છે; તે વાંચનારાઓમાંહેના કોઈ કોઈના ધ્યાનમાં હશે. આ હકીકત અનુભવમાં લેવા લાયક છે. ઉપર પ્રમાણે દરેક વ્યક્તિને ખરેખર પોતપોતાનું ચોક્કસ માપ હોય છે, તે માપથી તે શખ્સ વધારે કુશળતાથી કામ બતાવી શકે છે; ત્યારે નિર્ણય ઉપર આવી શકાય કે સંગીતમાં વ્યક્તિ રૂપે જુદો "स" ચલિત સ્વર (key note) તરીકે ઉપયોગમાં લઈ શકાય, ને તેથી કેટલીક વખત ઘણું સારૂં કામ બને છે. ચલિત સ્વરનો બહુ ઉપયોગ સંગીતલેખનપદ્ધતિમાં દર્શાવવાની જરૂર છે; પરંતુ ઉત્કંઠિત વિદ્યાર્થીઓને શરૂઆતમાં વિશેષ મુસ્કેલ સમજ આપવી મુનાસબ નથી તેથી હાલ મુલતવી રાખ્યું છે.

ઉપર બતાવ્યું તે મુજબ સમય અને સંગીતસ્વર એ બન્નેને પરસ્પર જાણે ગાઢ મૈત્રી હોય તેવી રીતે તેમની મજબુત સંકલના અવિચ્છિન્ન ગંઠાઈ રહી છે. યોગ્યતા પ્રમાણે સંગીતનો પ્રયોગ પૂરી સફળતા આપી રસને પોષે છે તથાપિ જ્યારે અમુક કાર્ય કરવું હોય છે, ત્યારે તેથી વિરુદ્ધ આચરણ નહિ કરવું એ પણ આદેશરૂપે દર્શાવવુંજ જોઈએ જેથી અરસિક ભાવ દૂર કરી રસના પ્રાદુર્ભાવ વિષે ચોક્કસ નિરૂપણ થાય.

વ્યવહારમાં સ્ત્રીઓ વિવાહાદિક પ્રસંગોમાં આનંદથી ગીત, ગરબા વગેરે ગાઈને આનંદ આપે છે તે વખતે બાળા, અબળા, જે કોઈને તાલી

આપતાં નહિ આવડતું હોય તે સર્વના હાસ્યપદ થાય છે. દીલગીરીની વખતે જો કે કોઈને ટીકા કરવાનું શોભે નહિ તોપણ જે સ્ત્રીઓ રોવા કૂટવામાં સાથે સાથે મળીને ચાલમાં ભળી જતી નથી તેઓ ઓગણાની માફક જુદાં જણાઈ આવે છે.

માટે આ ઉપરથી કહેવાની મતલબ કે માણસે બેતાલ થવું નહિ. એટલે કે વેગ અને ચાલ સરખી નભાવવીજ જોઈએ. તેવીજ રીતે જો કોઈ ગરબા, ગીત, વગેરે ગાવામાં સંગીતસ્વરના પૂરા માપથી બીજાઓની સાથે મળી જશે નહિ તો તે મશ્કરીને પાત્ર થશે. તે વખતે જો વચ્ચે અવાજ થાકી જાય અથવા માપસર પહોંચી શકાય નહિ તો બેહેતર છે કે થોડો વખત ચુપ રહેવું અને પછી ફરીથી મળી જવું. આ સૂચના સંગીતમાં વ્યવહારોપયોગી ગણાય છે, તેથી માણસ બેસુર થતો દેખાતો નથી. તેમજ કોઈનો અવાજ ઘોઘરો કર્કશ એવા વિસ્વર બતાવનાર હોય તો તેમણે પણ પોતાની મુસ્કેલી સમજીને થોડો વખત ચુપ રહી જેમ સુસ્વર એટલે સંગીતના સારા માપવાળા સ્વર નીકળે તે પ્રમાણે ગાવું જોઈએ.

## ગતિરચના.

ગાવામાં મુખ્ય આધાર સ્વર અને તાલ ( વખતના એક સરખાં આવર્તન ) ઉપર રહેલો છે; તોપણ તેની શૈલી ઉપર વિચાર કરવાથી વધારે ઊંડું સંગીતનું રહસ્ય સમજવામાં આવે છે. જ્યારે આપણે વખતનું માપ લઈને, તેનો આવર્તન રૂપે તાલ સ્વીકારીએ છીએ, ત્યારે સહજ સવાલ ઉઠે છે કે વખતનું માપ સ્વીકારવા પહેલાં તે વખત પસાર થવાની ગતિ ( વેગ ) વિષે વિચાર મનમાં આવવોજ જોઈએ. સંગીત ગાવામાં ગતિ એ ભાવદર્શક મુખ્ય અંગ છે માટે હવે ગાતી વખતે ગતિનો શો અને કેવી રીતે ઉપયોગ થાય છે તે બાબત થોડું વિવેચન લખવું જરૂર છે. સાધારણ ગતિથી જો વર્ણોચ્ચાર કરીએ તો એક મિનિટમાં શુમારે સાઠ હ્રસ્વ અક્ષરો બોલી શકાય છે. આ વેગને " મધ્ય ગતિ " નિશ્ચિત કરી તેથી ઉતાવળા અથવા ધીમા વેગથી જ્યારે બોલીએ છીએ ત્યારે હ્રસ્વ અક્ષરોની સંખ્યા વધતી ઓછી થાય છે. સંગીતમાં ઉતાવળો વેગ બતાવવા " દ્રુત ગતિ " અને ધીમો વેગ બતાવવા " વિલંબિત ગતિ " એ પારિભાષિક શબ્દો લખાય છે: " શીઘ્ર ગતિ અને મંદ ગતિ " એ

કુટિલ લિપિનો અ, જે આવો ঐ છે તે ઉપરથી પણ આ ત્રણ પાંખડાં વાળો અ[૨], થયો હશે. આ અ[૨], ના કેટલાક દાખલા જૂનાં હાથનાં લખેલાં પુસ્તકો ઉપરથી નીચે આપ્યા છે.

સંવત્ ૧૭૬૧ ના જેઠ સુદ ૧૫ નું જમીનનું ખત. અ[૨]મારા,

„ ૧૭૭૯ ફાગણ સુદ ૨, નાણાંનું ખત. અ[૨]દેહા.

„ ૧૭૮૯ મહા વદી ૯ દરબારી ચીઠી. અ[૨]દેશ ...નાદ લેખનપદ્ધતિ–

„ ૧૭૮૦ કવિ પ્રેમાનંદકૃત નરસિંહ મહે

„ ધન ધન નાગર નરસિ[૨] સાધારણ ગતિથી કરી શકાય છે

. ૮ મુજબ દર્શાવી ઉચ્ચારનાં અંક આકાર્યા છે.

„ મંડલીક વેગ એક મિનિટ.

„ ૧૮વિલંબિત ગતિ; મધ્ય ગતિ; મધ્યદ્રુત ગતિ; દ્રુત ગતિ.

ગુરુ ઉચ્ચાર.

; ૨૫ ; ૩૦ ; ૪૦ ; ૫૦.

હ્રસ્વ ઉચ્ચાર.

૪૦ ૫૦ ૬૦ ૮૦ ૧૦૦

આ ગતિદર્શક કાલ્પનિક લક્ષણો છે તથા તેનાં બીજાં રૂપો પણ બની શકે છે તોપણ લક્ષ્યાર્થ સાર એજ કે અમુક ગાન ધીમેથી વા ઉતાવળેથી ગાવાનું છે, તેનો પ્રબંધ ગાનની સાથે સાથે લખી બતાવવાથી ગાનારને સારો નિર્દેશ મળે છે. સારબાદ ગાનાર પોતાની ફરીથી યોગ્ય ક્રમજ્યી વધઘટ કરી, અધિક શોભા ઉપજાવવા ફેરફાર કરે છે. આ ક્રમ કેટલીક વખત ઇષ્ટ છે તોપણ મધ્યથી દ્રુત ગતિમાં ગાતી વખતે પગથીએ પગથીએ વેગ વધારવો, એ ધ્યાનમાં રાખવાનું છે; તેમજ વિલંબિત ગતિ બતાવતી વખતે પણ ક્રમવાર ધીમે ધીમે મંદ ગતિ દર્શાવતા રહેવું. એક ગતિમાંથી બીજી ગતિમાં એકદમ જઈ પહોંચવું, તે સંગીતમાં આનંદ આપનાર મનાતું નથી માટે તેનો તેવી રીતે ઉપયોગ કરવો યોગ્ય નથી. ગાતી વખતના ઘણા ઘણા પ્રકારાંતર છે તે સમજવાનું સંગીતના ખાસ ઉપાસક માટે અલગ રાખી અહિં ઉત્સુક વિદ્યાર્થીઓને થોડું દિગ્દર્શન આપેલું છે.

અપૂર્ણ.

આપણું હાલનું બંને જાતનું ઉ, મહાજની લિપિના ઉ, ઉપરથી આવેલું હશે, કેમકે તે બંને સરખાં જણાય છે. મહાજની લિપિનું ઉ, આવું ઉ[૪] છે.

પણ તેમ થતાં પહેલાં આપણા ઉ, ની નીચે આવી ^ નિશાની કરવાનો ચાલ હતો. તેના દાખલા નીચે આપ્યા છે.

સંવત્ ૧૭૭૯ નું ખત—"પટલ વલવ હાઉ[૫]જી" 'ચઉ[૫]દ'.

સંવત્ ૧૭૮૦ કવિ પ્રેમાનંદકૃત નરસિંહ મહેતાની હુંડી.

'કૃપા તે શ્રી શંકર તણી, ઉ[૫]પન્યો ભક્તિ ભાવ'

સંવત્ ૧૭૮૦ કવિ પ્રેમાનંદકૃત મામેરૂં

'ઉ[૫]ષ્ણ જળમે મેઘ વરસ્યો, જવ ગાયો રાગ મલાર'

આ નિશાની જે ઊભી હતી તે આડી થઈ જમણા હાથ તરફ લખાવા માંડી હશે, જેમકે-

સંવત્ ૧૮૦૦ કવિ પ્રીતમકૃત જ્ઞાનગીતા.

'ઇચ્છા ઉ[૬]પની શુદ્ધ સાત્વિક'

સંવત્ ૧૯૦૪ કુબેરસ્વામીકૃત હંસતાલવગ્રંથ.

'કુબેર કાયર ભયા દેખી ઉ[૬]લટી રીત'

આ આડી નિશાની, જે જમણા હાથ તરફની છે તેવીજ ડાબા હાથ ભણીની પણ લખાતી હતી, જેમકે-

'સંવત્ ૧૮૦૩ દુકાન વેચ્યાનું ખત. ઉ[૭]ત્તરે'

સંવત્ ૧૮૩૧ આસો નદ ૧૩. કવિ પ્રેમાનંદકૃત 'દશમલીલા'

'અષ્ટ બાળક થયાં કોઈ નવ ઉ[૭]ગર્યું'

'ઉ[૭]છરશું ગોકુળ ગામડે ગાવડી ચારશું'

'શલાસુ ઝીકતાં ઉ[૭]ડી આકાશજી'

સંવત્ ૧૯૦૮ શામળભટકૃત સિંહાસન બત્રીશી

"ધન કણુબી રખીદાસજી નવે ખંડે ચઉ નામ"

વળી આ ન જમણા તરફની આડી નિશાની ઉપરથી દીર્ઘ ઊ ની નિશાનીનો આકડો, અને ડાબા હાથ તરફની નિશાની ઉપરથી હ્રસ્વ ઉ, ની નિશાનીનો સાતડો થયો હશે.

વળી તે વખતના કેટલાક લેખકો અ, ને હ્રસ્વ ઉ, ની નિશાનીનો સાતડો કરીને પણ ઉ, લખતા હતા. જેમકે—

સંવત્ ૧૮૬૩ શામળભટકૃત સમુદ્રની કથા.

'નગ્ન ભોજન કરાવીઉ'

'મ ગળામાં આરોપીઉ'

સવત્ ૧૮૮૩ 'હમ્મિર ચાલીશી'

"સુર શશી સાખીઉ સાચ પગલે સચરીઉ"

તે વખતના કેટલાક લખનારા આવી રીતે 'ઐ' લખતા હતા.

જેમકે—સંવત્ ૧૭૭૯ ફાગણુ સુદ ૨ નું ખત, "ઐ જવાબ કરે"

„ ૧૭૯૪ જમીનનું ખત. 'ઐનો વેરો વાંટો નહિ.'

„ ૧૮૦૩ દુકાનનું ખત. 'ઐ હદમાં'

ઐ' ની આ નિશાની ફક્ત વ્યાવહારિક ખત કાગળમાં વપરાતી હતી. તે વખતના કાવ્યોમાં આ 'ઐ' બહુધા જોવામાં આવતો નથી.

આ 'ઐ' ની નિશાની આ પ્રમાણે ઉત્પન્ન થઈ હશે.

મુખ્ય લઘુ સ્વર 'અ' છે, ને તેને ઉભી લીટી—પાન—કરીને બતાવવાનો પિંગળમાં રિવાજ છે. આ પાન, કે જે અ, ની નિશાની છે તેની ઉપર એક માત્રા કરવાથી આ ઐ, થયો હશે.

એ, ની નિશાની એક માત્રા છે, તેથી એ, ની હકીકત પૂરી થયા પછી એક માત્રાની કેટલીક હકીકત નીચે આપી છે.

સંવત્ ૧૮૯૩ માં લખાયેલા ચારણી ભાષાના 'હમ્મિર ચાલીશી' નામના ગુજરાતી લિપિમાં લખાયેલા કાવ્યમાં માત્રા બે પ્રકારની લખેલી જોવામાં આવે છે.

૧ લી—હાલ આપણે જેમ લખીએ છીએ તેવી, પહોળા ઉચ્ચારની.
૨ જી—તેનાથી ઉલટી–એટલે અક્ષરના માથેથી શરૂ થઈ ખૂણા
પડતી લખાયેલી–સાંકડા ઉચ્ચારની.

તે કાવ્યમાંથી પહોળા ઉચ્ચારની માત્રાના દાખલા.

'મૂગલ નારે મરહઠી'

'મન ઘેર શાક ધાર તણો'

'હાડ ગૂઢ ઊછળે'

સાંકડા ઉચ્ચારની માત્રાના દાખલા.

"સાઅર તરત બૂડીઅ'

"અન સિંગલ અરાફી.'

'જલાઉદીન મ મ જાણુ ત અણુકુડ હણેઉં'

રા સા: કેશવલાલભાઈ ધ્રુવ સન ૧૮૮૫ ના 'ગુજરાત શાળાપત્ર' ના પૃષ્ઠ ૨૬૮ માં 'ગુજરાતી જોડણી' વિષે પોતાનો અભિપ્રાય આપતાં નીચે પ્રમાણે જણાવે છે.

"પહોળા સ્વરો માટે અર્ધચન્દ્ર તથા કાનો ને અર્ધચન્દ્ર ચિહ્ન લખવા ધારો છો તે બરોબર છે, પણ માત્રાને બદલે અર્ધચન્દ્ર દાખલ કરવા કરતાં ઉલટી માત્રા ૯ વાપરવાથી વધારે સુલભ થશે"

તેઓની બતાવેલી ઉલટી માત્રા ઉપરના 'હમ્મિર ચાલીશી, કાવ્યના લેખકે વાપરેલી જણાય છે. ફેર માત્ર એટલો જ છે, કે 'હમ્મિર ચાલીશી' નાં લેખકે આ માત્રા જ્યારે ઈશાન ખૂણા તરફની કરી છે, ત્યારે રા. સા. કેશવલાલભાઈની બતાવેલી ઉલટી માત્રા વાયવ્ય ખૂણા ભણીની છે.

સ્વર વિષેની વાત અહિં પૂરી થવાથી હવે વ્યંજન વિષે જોઈ જઈએ.

દેવનાગરી क જે આડો લખાય છે તે કદાચ ઊભો લખાવાથી આપણો ક, થયો હશે, તેમ છતાં કાયથી લિપિનો ક, જે ઉંધા 'ક' જેવો લખાય છે તે ઉપરથી પણ વખતે આપણો હાલનો ક, થયો એ હોય. આમ બનતાં પહેલાં ક, ની નીચેનું પાંખડું જે ડાબી બાજુ તરફ હાલ

નીચે લખેલો ટ, તો વલભી લિપિના ટ, ને બરોબર મળતો જણાય છે.

સંવત્ ૧૯૦૬ પ્રેમાનંદકૃત મામેરૂ ને નળાખ્યાન

' આપ્યા ભારે ઘાટ[૨૬]જી, છેલ વહુને છીટ[૨૬] આપી '

' ચરણે[૨૬] વેલા વીંટાય. '

ત્રણ પ્રકારની પાલી, ગુપ્ત, વલભી, કુટિલ, અને ઓરિયા; એમ સાતે લિપિઓનો ઠ, એક સરખો એટલે આવો[૨૭] ઠ વર્તુલાકારે છે. તેના ઉપર નાની લીટી દોરવાથી દેવનાગરી અને પંજાબી ઠ, થયા હશે. કાયથી ઠ, આવો[૨૮] ઠ છે. તેમ મહાજની ઠ, આવો[૨૯] ઠ છે. આ મહાજની ઠ, ઉપરથી આપણો ઠ, થયાનો સંભવ છે.

કાયથી લિપિનો ડ,[૩૦] આપણા ડ, ને ઘણે ભાગે મળતો આવે છે, તેથી આપણો ડ, આ કાયથીમાંથી આવ્યો હશે. ગુપ્ત અને વલભી ડ, આવા[૩૧] ડ, [૩૨] ડ છે. આ બંને ડ, ઉપરથી પણ આપણો ડ, થયો એ હોય.

જુનાં ગુજરાતી પુસ્તકોમાં હાલના ડ, વિના એક બીજી જાતનો આવો[૩૩] ડ વાપરેલો જોવામાં આવે છે. આ[૩૩] ડ કઈ લિપિમાંથી આવ્યો તે વિષે કાંઈ ખબર મળતી નથી. સંવત્ ૧૮૮૩ ના હમ્મિર ચાલીશી,કાવ્યમાં તેનો નીચે પ્રમાણે દાખલો છે.

' ઉડાંણુસી[૩૩] વશ કરૂં, માન અસરાંણ ઉતારૂં '

આ ડ, વિના બીજા બે જાતના ડ, નાં ઉદાહરણ આ જ પુસ્તકમાંથી મળે છે.

૧ લા પ્રકારનો—સાંકડા ઉચ્ચારનો. હાલના ડ, ની પાછળ ટપકું કરવાથી થએલો ડ, આવો[૩૪] ડ.

૨ જા પ્રકારનો—પહોળા ઉચ્ચારનો. હાલમાં વપરાતો ડ:

પહેલા પ્રકારના ડ,[૩૪] નું ઉદાહરણ.

' કનક ચુડી[૩૪] કર ઘાલી '

બીજા પ્રકારના ડ, નું ઉદાહરણ—

આવા ડ[33] નો ઉચ્ચાર બીજા પ્રકારના ડ, જેવો છે.

સન ૧૮૯૮ ના ' ગુજરાત શાળાપત્રના પૃષ્ઠ ૨૭૦ માં ' જોડણી વિષે ' કૈ. દલપતરામભાઈ કવીશ્વર નીચે પ્રમાણે કહે છે.

" ડ, નો ઉચ્ચાર બે જાતનો થાય છે, તેને માટે પણ ચિહ્ન યોજવાની જરૂર છે. જેમકે, ડોસો, ડોલ, અને દડો, પડો, ઇત્યાદિ. ડ, ના જુદા જુદા ઉચ્ચાર માટે હિન્દી તથા બંગાળીમાં જુદાં જુદાં ચિહ્ન રાખ્યાં છે, માટે આપણી ભાષામાં પણ દાખલ થવાં જોઈએ. "

તેઓના આ અભિપ્રાયને તે વખતના કૈ. માધવલાલભાઈએ નીચે પ્રમાણે શાળાપત્રમાં ટેકો આપ્યો છે. ( સંત ૧૮૯૮ પૃષ્ઠ ૨૯૮ )

" ગુજરાતીમાં ચાલતા ડ, અને ઙ, નાં ઉચ્ચારણો સમ્બન્ધે કેટલીક સૂચનાઓ થઈ છે. તે વિચારવા જેવી છે, અને તેમને વાસ્તે પણ કાંઈ યોજના થશે તો હમે ખુશી થઈશું "

આ પ્રમાણે ગુજરાતના બંને કૈ. પ્રખ્યાત સાક્ષરોના અભિપ્રાય પ્રમાણે ' હમ્મિર ચાલીશી ' કાવ્યના લેખકે, તે વખતે એવા બે જાતના ડ, વાપરેલા જણાય છે.

આપણો ઢ, તે ત્રીજા સૈકાની પાલીના ઢ, ને ઘણે ભાગે મળતો આવે છે. તે પાલી લિપિનો ઢ, આવો ઢ[35] છે. પહેલી પાલી લિપિનો ઢ, દેવનાગરીને મળતો છે. ફક્ત તેનું માથું બાંધવાથી ફેર પડે છે.

વલભી ઢ, જે આવો ઢ[36] છે તે આપણા ઢ, ને બરોબર મળતો આવે છે, પણ તે કરતાં આપણા ઢ, ને સઘળી રીતે મળતો આવતો ઢ, તો કાયથી લિપિનો આવો ઢ[37] છે. આ ઉપરથી આપણો ઢ, કાયથી ઉપરથી આવ્યો હશે.

દેવનાગરી ણ, જે આવો ણ[38] છે. તેના પહેલા પાંખડાનો નીચેનો છેડો, જે ત્રીજા એટલે છેલ્લા પાંખડાના છેડાને મળેલો છે, તે કોઈ કાળે તેનાથી છૂટો થયો હશે, તેમ બીજું એટલે વચલું પાંખડું, જે પહેલાને મળેલું છે તે કોઈ વખતે તેને ન મળતાં વચમાં રહી ગયું હશે, ને તેમ થવાથી આપણો હાલનો ણ, થયો હશે.

# निशाळोनां इनामपत्रक.

દેવગઢબારીયા—મહારાજા શ્રીરણજીતસિંહજી રૂ. ૧૪૫-૧૪-૦ પુસ્તકો, કાપડ-પતાસાં વગેરે. કંજરી—મે. ઠાકોર સાહેબ રૂ. ૨૦-૦-૦ પુસ્તકો મીઠાઇ. કંજરી-કન્યાશાળા—મે. ઠાકોર સાહેબ રૂ. ૮-૨-૦ ખંડ તથા પતાસાં. નાની શેરડી—શા. પુંજાભાઇ શીવલાલ રૂ. ૩-૦-૦ પુસ્તકો તથા પતાસાં. અંગેડોળ—લજ્જાશંકર વિષ્ણુરામ જાની રૂ. ૬-૧૩-૯ પુસ્તકો, સાકર.

અમદાવાદ વિભાગ.

પાટડી—દરબાર સાહેબ રૂ. ૨૦-૮-૦ ચોપડીઓ, પતાસાં.

અમદાવાદ—મ્યુ. પ્રા. ઉર્દુ નં. ૫ સ્કૂલ કમીટીના મેમ્બરો તથા સદગૃહસ્થો રૂ. ૪૫-૦-૦ ઇનામ. મ્યુ. પ્રા. સ્કૂલ નં. ૧૩ શેઠ હીરાલાલ તથા રણછોડલાલ ગીરધરલાલ મણકીવાળા રૂ. ૧૦-૦-૦ મીઠાઈ ભડીયાદ—સ્કૂલ કમીટીના મેમ્બરો તથા સદગૃહસ્થો રૂ. ૫-૦-૦ સાકર પેંડા. મખીઆવ—મે. ઠાકોર સાહેબ રૂ. ૫-૮-૦ ટોપીઓ. ચુંદડીઓ વિગેરે. ગાંફ—ઠાકોર સાહેબ રૂ. ૨૩-૦-૦ ચોપડીઓ લુગડાં વિગેરે. ખેરવા—કડવાસણની ઝાડીના મહારાજશ્રી દેવપુરજી રૂ. ૪-૦-૦ મીઠાઈ. વસાઈ—જીભાઈ ચાંદાજી રૂ. ૩-૦-૦ પુસ્તકો વિગેરે. ચેખલા—સ્કૂલ કમીટીના મેમ્બરો તથા સદગૃહસ્થો રૂ. ૭-૧૫-૬ ચોપડીઓ. ધનસુરા—ગામ લોકો રૂ. ૩૧-૮-૦ ગરીબ છોકરાંને મદદ. નવાપુરા—મુખી બહેચરદાસ ગીરધરદાસ વિગેરે રૂ. ૯-૦-૦ ચોપડીઓ. કણભા—ભલાભાઈ રાયજીભાઈ રૂ. ૨૦-૦-૦ સ્કૂલ જમાડી. ખરડ—સ્કૂલ કમીટીના મેમ્બરો તથા ગામ લોકો રૂ. ૧૧-૩-૬ પુસ્તક તથા સાકર. પીપળી—શીવસંગજી વખતસંગજી રૂ. ૪-૧૦-૦પુસ્તક તથા મીઠાઈ. ખરડ-કન્યાશાળા સ્કૂલ કમીટીના મેમ્બરો અને ગામ લોકો રૂ. ૭-૫-૬ પુસ્તકો તથા સાકર. નાગડકા—સ્કૂલ કમીટીના મેમ્બરો રૂ. ૪-૧-૦ ચોપડીઓ તથા સાકર. ઓરાણ—ગામ ગૃહસ્થો રૂ. ૨૮-૦-૦ ગરીબ છોકરાંને ઉત્તેજન સારૂ ફંડ.

અપૂર્ણ.

—:o:—

# ગુજરાતી અક્ષરોનું રૂપાંતર.

## સાથેના નિબંધમાં આવેલા મૂળ લિપિઓના તેમ જુના ગુજરાતી અક્ષરોની અનુક્રમણિકા.

| | | |
|---|---|---|
| ૧ | अ | કુટિલ લિપિનો અ. |
| ૨ | અ | જુનો ગુજરાતી અ. |
| ૩ | અ | સદર. |
| ૪ | ઉ | મહાજની લિપિનું ઉ |
| ૫ | ઉ | જુની ગુજરાતી લિપિનું ઉ |
| ૬ | ઉ | સદર |
| ૭ | ઉ | સદર |
| ૮ | ઉ | સદર |
| ૯ | ૯ | જુની ગુજરાતી લિપિનો 'એ'. |
| ૧૦ | ૮ | જુની લાંબા ઉચ્ચારની ગુજરાતી માત્રા. |
| ૧૧ | ~ | રા. રા. કેશવલાલભાઈ ધ્રુવની બતાવેલી માત્રા. |
| ૧૨ | ક | ગ્રન્થી લિપિનો 'ક'. |
| ૧૩ | ક | જુનો ગુજરાતી 'ક' |
| ૧૪ | ગ | ગ્રન્થી લિપિનો ગ. |
| ૧૫ | ઘ | સદર 'ઘ' |
| ૧૬ | ঘ | બંગાળી લિપિનો ઘ. |
| ૧૭ | ચ | ગ્રન્થી લિપિનો 'ચ'. |
| ૧૮ | છ | ગ્રન્થી લિપિનો 'છ'. |



# ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૪૮ મું. એપ્રિલ, ૧૯૦૯. અંક ૪ થો.

કવિ અને કાવ્ય—આ વિષય વિષે કેટલાક વિચારો 'કાવ્યશાસ્ત્ર'ના મથાળા નિચે 'શાળાપત્ર' પુ૦ ૪૧, ૪૨, ૪૩, ૪૭ પૃ૦ ૩૪૮–૫૩; ૧૩–૧૭, ૩૬૩–૯; ૩૬૯–૭૧;૨૩૦–૩૮માં દર્શાવ્યા છે, પરંતુ કાવ્ય વિષે પાશ્ચાત્ય કેળવણી પામેલા ગુર્જર વિદ્વાનોમાં ભિન્ન ભિન્ન વિચારો જોવામાં આવે છે, તેમજ હાલમાં કેટલાંક પદ્યો તરેહવાર રચેલાં જોવામાં આવે છે અને સામાન્ય વર્ગને તે ઇષ્ટ થતાં નથી ત્યારે કેટલાક પુરુષોને તે બહુ પ્રિય લાગે છે. આવી સ્થિતિમાં પ્રાચીન આલંકારિકોના વિચારોને પુનઃ સ્પષ્ટ રીતે દર્શાવવા તથા કાવ્યનું સ્વરૂપ સમજાવવું એ શિક્ષકોને લાભકારક થશે એમ ધારી અહિં એ વિષે વિવેચન કર્યું છે.

ગુજરાતી ભાષામાં 'કાવ્યશાસ્ત્ર' સંપૂર્ણ રચાયું નથી. સંસ્કૃતમાં તો ઘણા ગ્રન્થો એ વિષયને લગતા રચાયા છે. કાવ્યનું સ્વરૂપ તથા તેના પ્રકારો, શબ્દ તથા અર્થના વિભાગ, ગુણ, દોષ, અલંકાર—આ બધા વિષયો કાવ્યશાસ્ત્રમાં નિરૂપાય છે. ધ્વનિ, ગુણીભૂતવ્યંગ્ય, ચિત્ર (શબ્દચિત્ર અને અર્થચિત્ર) એ કાવ્યના પ્રકાર છે. તેમાં વાચ્ય અર્થ કરતાં વ્યંગ્ય અર્થ વધારે ચમત્કારી હોય તે ઉત્તમ કાવ્ય કે ધ્વનિ કહેવાય છે; જ્યાં વધારે ચમત્કારી ન હોય તે મધ્યમ કે ગુણીભૂતવ્યંગ્ય કાવ્ય કહેવાય છે અને જેમાં વ્યંગ્ય અર્થ ન હોય કે હોય તો સ્ફુટ ન હોય તે અધમ કે ચિત્રકાવ્ય કહેવાય છે. ચિત્ર કાવ્યમાં અલંકાર પ્રધાન છે. શબ્દાલંકારવાળું કાવ્ય તે શબ્દચિત્ર અને અર્થાલંકારવાળું કાવ્ય તે અર્થચિત્ર કે વાચ્યચિત્ર. ધ્વનિના લક્ષણામૂલ ધ્વનિ અને અભિધામૂલ ધ્વનિ એવા બે પ્રકાર છે. અભિધામૂલ ધ્વનિના પણ બે પ્રકાર છે.—અસંલક્ષ્યક્રમવ્યંગ્ય અને સંલક્ષ્યક્રમવ્યંગ્ય. અસંલક્ષ્યક્રમવ્યંગ્યના આઠ પ્રકારમાં રસ, ભાવ, રસાભાસ, ભાવાભાસ, ભાવશાન્તિ, ભાવોદય, ભાવસંધિ અને ભાવશબલતા આવે છે. આ

પ્રમાણે રસ અને ભાવનું નિરૂપણ કાવ્યના પ્રકારમાં આવે છે. દૃશ્ય કાવ્ય અને શ્રવ્ય કાવ્ય એવા પણ કાવ્યના વિભાગો છે. દૃશ્ય કાવ્યમાં નાટક અને ત્રોટક, ચમ્પૂ વગેરે રૂપકોનો સમાવેશ થાય છે. નાયક અને નાયિકાનું સ્વરૂપ તથા વિભાગ, નાટકની સંધિ તથા ઉપસંધિ વગેરેનું વિવેચન થાય છે. આ અતિસંક્ષિપ્ત નિર્દેશ કાવ્યશાસ્ત્રમાં કયા કયા વિષયો આવે છે તે દર્શાવવાજ કર્યો છે. આ વિષયનું ગુજરાતી ભાષામાં સંપૂર્ણ પુસ્તક નથી તે હવે સ્પષ્ટ સમજાશે.

કાવ્ય એટલે શું ?—એનાં લક્ષણ પ્રાચીન સંસ્કૃત આલંકારિકોએ જુદાં જુદાં આપ્યાં છે. કોઈએ રસને પ્રાધાન્ય આપી રસાત્મક વાક્યને કાવ્ય કહ્યું છે, કોઈએ ધ્વનિને તો કોઈએ રીતિને કાવ્યનો આત્મા માન્યો છે, કોઈએ વક્રોક્તિને—ચમત્કારોક્તિને તેનું જીવિત ગણ્યું છે, કોઈએ રમણીય અર્થ પ્રતિપાદન કરનાર શબ્દને કાવ્ય કહ્યો છે અને કોઈએ શબ્દ અને અર્થ બંનેને કાવ્ય ગણ્યા છે. એટલું તો સ્પષ્ટજ છે કે એકલો શબ્દ કે અર્થ કંઈ કાવ્ય નથી; શબ્દ અને અર્થ પરસ્પર જોડાયલા છે, માટે શબ્દ અને અર્થ એ બે મળીને કાવ્ય છે. શબ્દ અને અર્થ એ કાવ્યનું શરીર છે; રસ, ધ્વનિ કે વક્રોક્તિ તેનો આત્મા છે. કાવ્ય કંઈ પદ્યમયજ હોવું આવશ્યક નથી, ગદ્યમય પણ હોઈ શકે. સંસ્કૃતમાં બાણભટ્ટની કાદમ્બરી ગદ્યમય છે, તોપણ તે કાવ્યજ ગણાય છે. જે ગદ્યમય કે પદ્યમય પ્રબન્ધમાં શબ્દચમત્કૃતિ તેમજ અર્થચમત્કૃતિ હોય તે કાવ્ય. શબ્દચમત્કૃતિ એટલે પદલાલિત્ય. જુદા જુદા રસના જમાવટને માટે કે જુદા જુદા પ્રકારના વર્ણનને માટે યોગ્ય શબ્દ તે પદલાલિત્ય. આ જુદા જુદા રસમાં કેવા વર્ણવાળા શબ્દો વાપરવા, વાક્યરચના પણ સમાસવાળી કે સમાસ વગરની, શિથિલ કે ગાઢ કરવી એના આલંકારિકોએ નિયમો આપ્યા છે.* અર્થાત્, રસને બંધબેસતા શબ્દો અને રચના હોવાંજ

---

* मूर्ध्नि वर्गान्त्यगाः स्पर्शा अटवर्गा रणौ लघू ।
अवृत्तिर्मध्यवृत्तिर्वा माधुर्ये घटना तथा ॥
योग आद्यतृतीयाभ्यामन्त्ययो रेण तुल्ययोः ।
टादिः शषौ वृत्तिदैर्घ्यं गुम्फ उद्धत ओजसि ॥

ટ વર્ગ સિવાયના સ્પર્શવ્યંજન, પોતપોતાના વર્ગના છેલ્લા વ્યંજન સાથે

જોઈએ. એજ શબ્દચમત્કૃતિ. અર્થ પણ ચમત્કારી હોવો જોઈએ. અમુક વસ્તુ સામાન્ય પુરુષ જુએ છે. તેમાં ને કવિ જુએ છે તેમાં ઘણો ફેર હોય છે. કવિ પોતાની પ્રતિભા કે કલ્પનાશક્તિથી સામાન્ય વસ્તુનું પણ વર્ણન એવું ખુબીદાર કરે છે કે તે વાંચવાથી આપણને અતિશય આનન્દ ઉત્પન્ન થાય છે. કરુણ રસવાળાં કાવ્યો કે જેમાં શોક સ્થાયીભાવનું નિરૂપણ કર્યું હોય છે તે કાવ્યો પણ વાંચવાં ગમે છે. આંખમાં આંસુ આવતાં પણ એ વર્ણનો વાચકવર્ગ વારંવાર વાંચે છે તેનું શું કારણ છે? અર્થચમત્કૃતિ અને શબ્દચમત્કૃતિ. જેમ ચિત્રકાર રંગથી ચિત્ર સુશોભિત કરે છે, તેમ કવિ ચમત્કારી શબ્દ અને અર્થથી અતિસુંદર ચિત્ર ખડું કરી વાચકના મનને ઘણો આનન્દ પમાડે છે. લૉર્ડ મેકૉલેએ 'મિલ્ટન' વિષે પોતાના પ્રબન્ધમાં કાવ્યનું લક્ષણ આપ્યું છે. તે કહે છે કે પદ્યમાત્ર કાવ્ય નથી. પદ્ય રચવામાં ખુબી હોય, શબ્દો સુંદર હોય, પ્રાસ બરોબર મેળવ્યો હોય તોપણ તેથી કંઈ તે પદ્યો કાવ્યપદને યોગ્ય થતાં નથી. શબ્દરચના એવી સુંદર હોવી જોઈએ કે કલ્પનાશક્તિ પર મોહ ઉત્પન્ન કરે, જે કળાથી ચિત્રકાર રંગ પૂરી ચિત્ર સુંદર બનાવે છે તેવીજ કળાથી કવિ રમણીય શબ્દથી કલ્પનાશક્તિને મોહ ઉત્પન્ન કરે એવું વર્ણન રચે છે. + જેવી અસર 'મૅજિક લૅન્ટર્ન' શારીરિક નેત્ર પર કરે છે તેવીજ

---

જોડાયલા, જેમાં તે છેલ્લો વ્યંજન સંયુક્ત વ્યંજનનો. પહેલો અક્ષર થાય છે (ઙ્ક, ઞ્ચ, ન્દ, મ્ભ વગેરે), ર્ ને ણ્, લઘુસ્વર સાથે જોડાયલા, સમાસનો અભાવ કે મધ્યમ સમાસ એ માધુર્ય ગુણમાં રચના છે. દરેક વર્ગના પહેલા અને ત્રીજા વ્યંજન તેની પાસેના એટલે બીજા અને ચોથા સાથે જોડાયલા (ક્ક, ક્ખ, વગેરે), ર્ કોઈ પણ વ્યંજન સાથે જોડાયલો, આદિમાં, અન્તે કે બન્ને સ્થળે (અર્ક, વક્ર, નિર્હ્રાદ), તુલ્ય વ્યંજનનો જોડાક્ષર (દ્દ, ગ્ગ), ટ વર્ગ (ણ્ સિવાય, ણ્ માધુર્યવ્યંજક છે), શ, ષ; લાંબા સમાસ અને વિકટ રચના એ ઓજોગુણનાં વ્યંજક છે:

સંભોગશૃંગાર, કરુણ, વિપ્રલંભશૃંગાર, અને શાન્ત રસનો માધુર્ય ગુણ છે; અને વીર, બીભત્સ અને રૌદ્ર રસનો ગુણ ઓજ છે.

+ 'By poetry we mean not all writing in verse. Our definition excludes many metrical compositions which; on other

અસર કાવ્ય માનસિક નેત્ર પર કરે છે. મહાન્ કવિ શેક્સપીઅરે પણ એજ મતલબનું કહ્યું છે. જેમ કલ્પનાશક્તિ પ્રત્યક્ષ જ્ઞાનથી મન પર પડેલા સંસ્કારો એકઠા કરી અપૂર્વ ચિત્ર ઊભું કરે છે, તેમ કવિની કલમ તે માનસિક ચિત્રનું ભાષામાં નિરૂપણ કરે છે અને આકાશવત્ શૂન્ય ભાસને નામ અને રૂપ અર્પે છે.*

કૂપર ( Cowper ) નામના પ્રસિદ્ધ અંગ્રેજી કવિએ કાવ્ય રચવાના શ્રમનું આબેહુબ અને અનુભવસિદ્ધ વર્ણન કર્યું છે, તેમાંથી પણ કાવ્યના લક્ષણ પર ઘણો ભાસ પડે છે. તે કહે છે કે કાવ્ય રચવાના શ્રમમાં જે આનન્દ રહેલો છે તે કવિઓજ જાણે છે. યોગ્ય શબ્દો શોધવા માટે તેને મનમાં અનેક માર્ગો અને ઉપાયો, આંટીઘુંટીઓ અને ફેરફારો, અસંખ્ય યુક્તિઓ અને પ્રયુક્તિઓ કરવાં પડે છે; એ શબ્દો મુગ્ધ નાયિકા જેવા શરમાળ છે, સમીપ આવતા લાગે છે, પણ દૂર જાય છે અને તેમને પ્રાપ્ત કરવાનું કામ ઘણું કઠણ થાય છે. મનમાં વિચારોની જે મૂર્તિઓ ખડી થાય છે તે ચિરસ્થાયી નથી તેનું યથાસ્થિત પ્રતિરૂપ જ્યાંસુધી કવિએ ઉચિત શબ્દોમાં ચીતર્યું નથી ત્યાંસુધી કવિને તે મૂર્તિઓ મનમાં સજ્જડ પકડી રાખવી પડે છે. પછી તેને એ વિચારોની શોભીતી રચના કરવી પડે છે અને તે એવી સુંદર કરવી પડે છે કે વિચારો અને શબ્દોની પાછળ થયેલા અતિશ્રમથી તે જેટલી દીપી નીકળે છે તેના કરતાં તે પોતાનાજ રૂપથી ઓછી દીપે નહિ. કવિનો આ અલૌકિક આનન્દ છે. જ્યારે તે એમાં મગ્ન થાય છે ત્યારે તેનું ચિત્ત કોઈ

grounds, deserve the highest praise. By poetry we mean the art of employing words in a such manner as to produce an illusion on the imagination, the art of doing by means of words what the painter does by means of colours.........Poetry produces an illusion on the eye of the mind as a magic lantern produces an illusion on the eye of the body.'

* " As imagination bodies forth,
The forms of things unknown, the poet's pen
Turns them to shapes, and gives to airy nothing,
A local habitation and a name. ".

પણ બીજી બાબતમાં જતું નથી; સંસારના ઉપાધિઓ પણ તેને હમેશની માફક વ્યગ્ર કરી શકતા નથી. તે સર્વ તે સમયે જતા રહે છે અને તેનો આત્મા કેવલ કાવ્યરસમાંજ લીન થાય છે.[*]

કવિનું આ વર્ણન ખાસ લક્ષમાં લેવા લાયક છે. કલ્પના અને શબ્દ તેમજ રચના માટે કવિને જે અતિશ્રમ લેવો પડે છે તેનો એણે પોતાના અનુભવથી અતિસુંદર ચિતાર આપ્યો છે અને કાવ્યનાં અંગભૂત, શબ્દ, કલ્પના અને રચના કેવાં ચમત્કારી હોવાં જોઈએ તે ઉત્તમ રીતે દર્શાવ્યું છે. એથી એટલું સિદ્ધ થાય છે અને તે એક ઉત્તમ કવિના સ્વાનુભવથી સિદ્ધ થાય છે તેથી બલિષ્ઠ પ્રમાણ થાય છે કે કાવ્યમાં શબ્દ તેમજ અર્થ બંને ચમત્કારી હોવાં જોઈએ. આ પ્રમાણે જેમાં શબ્દચમત્કૃતિ અને અર્થચમત્કૃતિ બંને હોય તે કાવ્ય.

મમ્મટનો 'કાવ્યપ્રકાશ' એ પ્રૌઢ ગ્રન્થ છે અને એણે આપેલું

---

[*] There is a pleasure in poetic pains
Which only poets know. The shifts and turns,
The expedients and inventions multiform
To which the mind resorts, in chase of terms
Though apt, yet coy, and difficult to win,
To arrest the fleeting images that fill
The mirror of the mind, and hold them fast,
And force them sit, till he has pencilled off
A faithful likeness of the forms he views;
Then to dispose his copies with such art
That each may find its most propitious light,
And shine by situation, hardly less
Than by the labour and the skill it cost,
Are occupations of the poet's mind
So pleasing and that steal away the thought
With such address from themes of sad import,
That lost in his own musings, happy man!
He feels the anxieties of life, denied
Their wonted entertainment,—all retire.

કાવ્યલક્ષણ અમને ઇષ્ટ છે. ' **तददोषौ शब्दार्थौ सगुणावनलंकृती पुनः क्वापि** ' એ એમણે આપેલું લક્ષણ છે. એનો અર્થ એવો છે કે દોષરહિત, ગુણયુક્ત, બહુધા સાલંકાર અને ક્વચિત્ સ્ફુટ અલંકારરહિત એવા શબ્દ અને અર્થ એ કાવ્ય છે. અર્થાત્, શબ્દ અને અર્થ બંને દોષ વિનાના, ગુણવાળા અને બહુધા અલંકારયુક્ત હોવા જોઈએ તો કાવ્ય થાય. દોષની નિન્દા ઘણા આલંકારિકોએ કરી છે. દણ્ડીએ ' કાવ્યાદર્શ 'માં કહ્યું છે કેઃ—

तदल्पमपि नोपेक्ष्यं काव्ये दुष्टं कथंचन ।
स्याद्वपुः सुन्दरमपि श्वित्रेणैकेन दुर्भगम् ॥

કાવ્યમાં અલ્પ પણ દુષ્ટ—દોષયુક્ત પદની ઉપેક્ષા કરવી નહિ—આ સહજ દોષ છે, ફીકર નહિ, એથી કાવ્યત્વની હાનિ થતી નથી એવો વિચાર કરવો નહિ; કેમકે ગમે તેવું સુંદર શરીર હોય ને તેમાં કોઢનો એક ડાઘો હોય તો તે તેથી વરવું થાય છે. ભામહ નામનો પ્રાચીન આલંકારિક, જેના ગ્રન્થમાંથી ' કાવ્યપ્રકાશ 'માં મમ્મટ જેવા પ્રૌઢ આલંકારિકે તેમજ ' અભિનવગુપ્ત ' જેવા વિદ્વાન્ આલંકારિકે ' ધ્વન્યાલોક 'માં ઉતારા લીધા છે, તથા જેના ગ્રન્થને ' અભિજ્ઞાનશાકુન્તલ ' પરની રાઘવવિરચિત ' અર્થદ્યોતનિકા ' નામની ટીકામાં *આકરગ્રન્થ કહ્યો છે, તે પણ દોષને નિન્દી નીચે પ્રમાણે કહે છે.—

' सर्वथा पदमप्येकं न निगाद्यमवद्यवत् ।
विलक्ष्मणा हि काव्येन दुःसुतेनेव निन्द्यते ॥ '

એટલે એક પણ પદ અવદ્ય—દોષયુક્ત પ્રયોજવું નહિ; કારણ કે જેમ દુષ્ટ પુત્રથી પિતા નિન્દાય છે તેમ દુષ્ટ—દોષયુક્ત કાવ્યથી કવિ નિન્દાય છે. શાહજહાન બાદશાહના વખતમાં થયલા પંડિત જગન્નાથનું વચન પણ ' રસગંગાધર 'માં એવાજ પ્રકારનું છે. તે કહે છે કે ' **रमणीयार्थप्रतिपादकः शब्दः काव्यम्.** ' ' रमणीय ' એટલે અલૌકિક આહ્લાદ ઉત્પન્ન કરનાર. અલૌકિક આહ્લાદ તેજ ચમત્કાર. આ પ્રમાણે ચમત્કારજનક

---

* ઉત્તમ ગ્રન્થ. જેમ ખાણમાંથી અમૂલ્ય વસ્તુઓ નીકળે છે તેમ જે ગ્રન્થમાંથી અમૂલ્ય જ્ઞાન પ્રાપ્ત થાય છે એવો ગ્રન્થ.

જ્ઞાન જેથી પ્રાપ્ત થાય તે કાવ્ય. અર્થાત્, કાવ્યમાં શબ્દચમત્કૃતિ અને અર્થચમત્કૃતિ બંને હોવાં જોઈએ. ગુણ એ રસના ધર્મ છે. રસ એ કાવ્યમાં અંગી એટલે આત્મા છે, શબ્દ અને અર્થ એ શરીર છે, અને ગુણું એ રસના ધર્મ છે. આ પ્રમાણે ગુણ રસનિષ્ઠ છે—રસમાં રહેલાં છે, તોપણ રસના વ્યંજક શબ્દ અને અર્થ હોવાથી પરંપરા સંબન્ધથી શબ્દ અને અર્થમાં પણ ગુણ રહેલા છે. અત્ર પ્રશ્ન એ ઊઠે છે કે મમ્મટે **सगुणौ** એ પદ પ્રયોજી શબ્દ અને અર્થ ગુણવાળા હોવા જોઈએ એમ પ્રતિપાદન કરી કાવ્યના લક્ષણમાં રસ પરોક્ષ રીતે દાખલ કીધો છે તો પ્રત્યક્ષ દાખલ કેમ નથી કર્યો? વિશ્વનાથે જેમ **वाक्यं रसात्मकं काव्यम्** એમ સાહિત્યદર્પણમાં રસાત્મક વાક્યને કાવ્ય કહ્યું છે, તેમ મમ્મટે "રસ"ને કાવ્યના લક્ષણમાં કેમ પ્રત્યક્ષ અવકાશ આપ્યો નથી? એનો ઉત્તર એટલોજ છે કે રસ ન હોય એવું પદ્ય, જેમાં અર્થ અને શબ્દ બંને ચમત્કારી હોય તે પણ કાવ્ય છે એમ દર્શાવવું એ મમ્મટનો હેતુ જણાય છે. જગન્નાથ પંડિતે પણ વિશ્વનાથના કાવ્યલક્ષણનું ખંડન કર્યું છે. તે કહે છે કે 'રસાત્મક વાક્ય' તે કાવ્ય એ લક્ષણ યુક્ત નથી; કેમકે એ લક્ષણ માન્ય કરવાથી જે કાવ્યોમાં વસ્તુ અને અલંકાર વ્યંગ્ય છે ને રસ વ્યંગ્ય નથી તે કાવ્યો અકાવ્યો થવાનો પ્રસંગ આવે; અને એ પ્રસંગ ઇષ્ટ છે એમ કહેવાશે નહિ; કેમકે મહાકવિનો સંપ્રદાય આકુળ થવાનો પ્રસંગ આવે; જળનાં પ્રવાહ, વેગ, નિપતન, ઉત્પતન, ભ્રમણ, કપિની, અને બાળની તથા અન્યની ક્રીડાઓ કવિએ વર્ણવી છે તે બધાં કાવ્યો અકાવ્યો થવાનો પ્રસંગ આવે. જેમાં યથાવદ્ વસ્તુવર્ણન હોય તેને સ્વભાવોક્તિ કે જાતિ અલંકાર કહે છે. એવા અલંકારવાળું વર્ણન અશ્વનું નીચે આપ્યું છેઃ—

पश्चादङ्घ्री प्रसार्य त्रिकनतिविततं द्राघयित्वाङ्गमुच्चै-
रासज्याभुग्नकण्ठो मुखमुरसि सटां धूलिधूम्रां विधूय ।
घासग्रासाभिलाषादनवरतचलत्प्रोथतुण्डस्तुरङ्गो
मन्दं शब्दायमानो विलिखति शयनादुत्थितः क्ष्मां खुरेण ॥

શયનથી ઊઠેલો ઘોડો પાછલા બે પગનું પ્રસારણ કરી, ત્રણ હાડ-

કાની બનેલી પીડ નમાવી વિસ્તારેલું શરીર અતિશય લંબાવી, ગરદન વાંકી કરી, ગોં છાતી પર લગાડી, ધૂળથી ધૂસર થયલી ખભા પરની કેશાવલિ પુષ્કળ હલાવી, ઘાસનો કોળિઓ કરવાની ઇચ્છાથી, નિરન્તર નાસિકા અને મુખને હલાવી, ધીમે ધીમે શબ્દ કરી–ખોંખારી, ખરી વડે જમીનને ઊખેડે છે. વળી 'ઉત્તરરામચરિત'માં બીજું અશ્વનું સુંદર વર્ણન છે.

पश्चात् पुच्छं वहति विपुलं तच्च धूनोत्यजस्रं
दीर्घग्रीवः स भवति खुरास्तस्य चत्वार एव ।
शष्पाण्यत्ति प्रकिरति शकृत्पिण्डकानाम्रमात्रान्
किं वा ख्यातैर्व्रजति स पुनर्दूरमेह्येहि यामः ॥

ઋષિકુમારોએ ચન્દ્રકેતુના અશ્વનું આ વર્ણન લવને કર્યું છે.

પાછળ મોટી પૂંછડી છે, તે વારંવાર હલાવે છે, તેની ગરદન લાંબી છે, તેને ચાર ખરીઓ છે, તે ઘાસ ખાય છે, કેરી જેવી ગોળ લાદ કાઢે છે; અથવા બહુ વર્ણન કરવાનું શું પ્રયોજન છે? તે દૂર જાય છે, ચાલો, ચાલો, આપણે જઈએ.

આમાં અશ્વનું ઘણું ચમત્કારી વર્ણન છે. રસ નથી કે કલ્પનાશક્તિનો પ્રકાશ નથી, તેમ છતાં પણ એ કાવ્ય છેજ. એ ચિત્રકાવ્ય—અધમ પંક્તિનું કાવ્ય છે; પણ એને અકાવ્ય કહેવાશે નહિ.

એક સ્થળે ભામહ એવા સ્વભાવોક્તિવાળા કાવ્યને કિંકાવ્ય—કુત્સિત કાવ્ય કહે છે.

गतोऽस्तमर्को भातीन्दुर्यान्ति वासाय पक्षिणः ।
इत्येवमादि किंकाव्यं वार्तामेनां प्रचक्षते ॥

સૂર્ય અસ્ત પામ્યો, ચન્દ્ર પ્રકાશે છે, પક્ષીઓ માળામાં જાય છે—આવા સાયંકાળના વર્ણનવાળું કાવ્ય કુત્સિત કાવ્ય છે, એને વાર્તા અલંકાર કહે છે.

પરંતુ એજ કાવ્યમાં વક્તા અને બોદ્ધવ્ય—જેને બોધ કરવાનો છે તે—ભિન્ન હોવાથી વ્યંગ્ય અર્થ કેવો ભિન્ન નીકળે છે તે મમ્મટે 'કાવ્ય-

પ્રકાશ 'માં ૫મા ઉલ્લાસમાં દર્શાવ્યું છે. વક્તા મોદ્ધો હોય તો એવું વ્યંગ્ય થાય કે 'સાંજ પડી છે, માટે શત્રુ પ્રતિ હુમલો કરો'; કર્મકર વક્તા હોય તો ' કામ કરવાથી આપણે બંધ થઈએ ' એવું વ્યંગ્ય થાય, વક્તા સેવક હોય ને બ્રાહ્મણને કહેતો હોય તો ' સાંજ પડી છે, માટે સંધ્યાવિધિનો ઉપક્રમ કરો ' એવું વ્યંગ્ય થાય—એ પ્રમાણે જેવો વક્તા અને જેવો બોદ્ધવ્ય પુરુષ તે પ્રમાણે વ્યંગ્ય અર્થમાં ફેર પડે.

આમ જેમાં શબ્દચમત્કૃતિ અને અર્થચમત્કૃતિ બંને હોય તે કાવ્ય. વળી આલંકારિકોએ કેવા ગુણો કાવ્ય રચનારમાં આવશ્યક માન્યા છે તેનો વિચાર કરવાથી પણ કાવ્યના લક્ષણ પર પ્રકાશ પડશે. મમ્મટ કહે છે કે—

> शक्तिर्निपुणता लोकशास्त्रकाव्याद्यवेक्षणात् ।
> काव्यज्ञशिक्षयाभ्यास इति हेतुस्तदुद्भवे ॥

કાવ્ય કરનારમાં (૧) શક્તિ એટલે પ્રતિભા હોવી જોઈએ; (૨) સૃષ્ટિ ને વ્યવહાર, શાસ્ત્ર, કાવ્ય વગેરેનું પુનઃ પુનઃ પરિશીલન કરવાથી પ્રાપ્ત થતી નિપુણતા હોવી જોઈએ; અને (૩) કાવ્ય કરી કે સમજી જાણે એવા કવિ કે સહૃદયના ઉપદેશથી કાવ્યનું તેણે અધ્યયન કરવું જોઈએ. આમાં સહુથી અગત્યનો ગુણ પ્રતિભા છે. પ્રતિભાનું લક્ષણ એવું છે કે ' प्रज्ञा नवनवोन्मेषशालिनी प्रतिभा मता '—નવા નવા ઉન્મેષથી—સ્ફુરણથી હમેશ શોભે એવી પ્રજ્ઞા તે પ્રતિભા. અર્થાત્, કવિમાં વિષયને નવા નવા સ્વરૂપમાં મૂકવાની કલ્પનાશક્તિ જોઈએ, તેણે સૃષ્ટિનું અને વ્યવહારનું સૂક્ષ્મ દૃષ્ટિથી નિરીક્ષણ કરવું જોઈએ; તે શાસ્ત્ર, કાવ્ય આદિથી પરિચિત હોવો જોઈએ એટલે બહુશ્રુત હોવો જોઈએ; અને સહૃદય ને કવિનો તેને નિરન્તર સમાગમ જોઈએ. આ બધા ગુણો તેનામાં હોવા જોઈએ એવું મમ્મટનું મત છે. ' हेतवः ' કહેવાને બદલે ' हेतुः ' એમ એકવચનમાં વાપર્યું છે તે એમ બતાવવાને કે ત્રણ ગુણો એકઠા થાય ત્યારે કાવ્ય ઉત્પન્ન કરવાનું એક કારણ થાય છે; ત્રણે ગુણોનો સમુદાય હેતુ છે, છૂટા છૂટા હેતુઓ નથી. અર્થાત્, ત્રણમાંથી કોઈ પણ ગુણનો અભાવ હોય તો કવિ થઈ શકે નહિ. કેટલાક આલંકારિકો પ્રતિભાજ આવશ્યક છે એમ

કહે છે. ભામહ અને જગન્નાથ એ મતના છે; તોપણ ભામહના મત પ્રમાણે કાવ્યનું મહત્ત્વ કેવું છે તે નીચેના શ્લોક પરથી જણાશે—

'गुरूपदेशादध्येतुं शास्त्रं जडधियोऽप्यलम् ।
काव्यं तु जायते जातु कस्यचित् प्रतिभावतः ॥'

જડબુદ્ધિવાળા પણ ગુરુના ઉપદેશથી શાસ્ત્રનું અધ્યયન કરવા સમર્થ થાય છે; પણ કાવ્ય તો કોઈક પ્રતિભાશાલી પુરુષ કવચિત્ બનાવી શકે છે.

પંડિત જગન્નાથ કહે છે કે કેવલ પ્રતિભાજ કાવ્યનું કારણ છે. એ પ્રતિભા કેટલીક વખત દેવતા કે મહાપુરૂષના પ્રસાદ આદિથી ઉત્પન્ન થયલું અદૃષ્ટ હોય કે કવચિત્ કાવ્ય રચવાનો અભ્યાસ અને વિલક્ષણ વ્યુત્પત્તિ હોય. ત્રણેની જરૂર નથી; કેમકે બાલ વગેરેમાં કવચિત્ અભ્યાસ વિના પણ કેવળ મહાપુરુષના પ્રસાદથી પણ પ્રતિભા ઉત્પન્ન થાય છે.

આ ઉપરથી આટલું તો સ્પષ્ટજ છે કે પ્રતિભા વિના કાવ્ય થઈ શકે નહિ. સર્વેના મત પ્રમાણે પ્રતિભા તો આવશ્યકજ છે. કવિની કલ્પનાશક્તિ ઘણા ઊંચા પ્રકારની હોવી જોઈએ. આ શક્તિ થોડાકજ પ્રાપ્ત કરી શકે છે. હાલ તો દરેક માસિકમાં કવિતા જ્યાંત્યાં જોવામાં આવે છે. પરંતુ નઠારૂં કાવ્ય કરવા કરતાં ન કરવું એ ઘણું સારૂં છે. ભામહ કહે છે કે—

'नाकवित्वमधर्माय व्याधये दण्डनाय वा ।
कुकवित्वं पुनः साक्षान्मृतिमाहुर्मनीषिणः ॥

એટલે કાવ્ય ન રચવાથી કંઈ અધર્મ થતો નથી કે વ્યાધિ ઉત્પન્ન થતો નથી કે દણ્ડ થતો નથી; પરંતુ કુકાવ્ય કરવાથી સાક્ષાત્ મૃત્યુ થાય છે એમ વિદ્વાનો કહે છે. નઠારૂં કાવ્ય કરવાથી કીર્તિરૂપી શરીર નાશ પામે છે એવો ભાવ છે.

હવે કાવ્ય રચવાનાં આલંકારિકોએ પ્રયોજનો શાં વર્ણવ્યાં છે તેનો વિચાર કરીએ. મમ્મટ કહે છે કે—

काव्यं यशसेऽर्थकृते व्यवहारविदे शिवेतरक्षतये ।
सद्यः परनिर्वृतये कान्तासम्मिततयोपदेशयुजे ॥

કાવ્યથી કાલિદાસાદિને થયો છે તેમ યશ પ્રાપ્ત થાય છે, ધન પ્રાપ્ત થાય છે, જેમ ધાવકાદિને શ્રીહર્ષાદિથી પ્રાપ્ત થયું હતું. તેમ, વ્યવહારનું—રાજાદિગત આચારનું-જ્ઞાન થાય છે, અનર્થનું નિવારણ થાય છે, જેમ 'સૂર્યશતક' રચવાથી મયૂર કવિના કોઢનો નાશ થયો, અને સર્વેથી મોટું પ્રયોજન એ છે કે એકદમ રસના આસ્વાદથી પરમ આનન્દ પ્રાપ્ત થાય છે, જે આસ્વાદ એવો છે કે એના અનુભવને વખતે મન માત્ર તેમાંજ લીન છે, અન્ય જ્ઞેય વસ્તુ રહેતીજ નથી; વળી કાવ્ય કાન્તાની પેઠે ઉપદેશ આપે છે એ પણ એક પ્રયોજન છે. વેદાદિશાસ્ત્ર પ્રભુસંમિત છે. જેમ રાજા વાણીમાત્રથી પુરુષને અમુક કાર્યમાં પ્રવૃત્ત કરે છે, કે અમુક કાર્યમાંથી નિવૃત્ત કરે છે તેમ શબ્દપ્રધાન વેદાદિશાસ્ત્ર વિધિશબ્દ વડેજ પુરુષને અમુક કર્મમાં પ્રવૃત્ત કરે છે અને અમુક કર્મમાંથી નિવૃત્ત કરે છે, અને તેમ ન કરે તો જેમ રાજા દંડે છે તેમ શાસ્ત્ર, પ્રત્યવાય થાય છે એમ પ્રતિપાદન કરે છે. વેદના પાઠમાં લગાર પણ ફેરફાર થાય તો પ્રત્યવાય થાય છે. ઇતિહાસાદિશાસ્ત્ર અર્થપ્રધાન છે અને મિત્રસંમિત છે. પૂર્વ પુરુષના ચરિત વર્ણવી મિત્રની પેઠે યુક્તિથી ઇતિહાસ પુરુષને પ્રવર્તાવે છે. એ બેથી ઉલટું કાવ્ય કાન્તાસંમિત છે. જેમ કાન્તા મન્દ હાસ્ય, મધુર ભાષણ, કટાક્ષ ઇત્યાદિથી પુરુષનું મન રંજન કરી ઉપદેશ કરે છે તેમ કાવ્યકલા પણ શબ્દશક્તિમૂલ વ્યંજના અને અર્થશક્તિમૂલ વ્યંજનાથી સહૃદયના હૃદયને આહ્લાદ પમાડતી રામાદિની પેઠે પુરુષે વર્તવું, રાવણાદિ પેઠે નહિ એમ સૂચવી પુરુષને કર્તવ્યમાં પ્રવર્તાવે છે અને અકર્તવ્યથી નિવૃત્ત કરે છે. આ ફળો યથાયોગ્ય કવિને અને વાચકને થાય છે—કવિને યશ, દ્રવ્ય અને અનર્થની નિવૃત્તિ એટલાં ફળ થાય છે; વ્યવહારનું જ્ઞાન અને ઉપદેશ વાચકને મળે છે અને પરમ આનન્દ બંનેને—કવિને ને વાચકને થાય છે.

ભામહ પણ એવાંજ ફળ વર્ણવે છેઃ—

धर्मार्थकाममोक्षेषु वैचक्षण्यं कलासु च ।
प्रीतिं करोति कीर्तिं च साधुकाव्यनिबन्धनम् ॥

સાધુ કાવ્યનું નિર્માણ ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચારે પુરુ-

પાર્થમાં તેમજ કળામાં વાચકને પ્રવીણ કરે છે, વાચકને પ્રીતિ ઉત્પન્ન ક છે અને કવિની કીર્તિ ફેલાવે છે. વળી કવિની કીર્તિ અમર છે, એ વિ ભામહે નીચે પ્રમાણે કહ્યું છેઃ—

उपेयुषामपि दिवं सन्निबन्धविधायिनाम् ।
आस्त एव निरातङ्कं कान्तं काव्यमयं वपुः ॥
रुणद्धि रोदसी चास्य यावत् कीर्तिरनश्वरी ।
तावत् किलायमध्यास्ते सुकृती वैबुधं पदम् ॥
अतोऽभिवाञ्छता कीर्तिं स्थेयसीमा भुवः स्थितेः ।
यत्नो विदितवेद्येन विधेयः काव्यलक्षणः ।

ઉત્તમ ગ્રન્થ બનાવનાર કવિઓ સ્વર્ગે ગયા પછી પણ તેમનું રણીય કાવ્યમય શરીર બાધારહિત રહેલું હોય છે. જ્યાંસુધી એની અમર કીર્તિ સ્વર્ગલોક અને મૃત્યુલોકમાં વ્યાપે છે ત્યાંસુધી એ સુકૃતી દે ના સ્થાનમાં રહે છે. આથી પૃથ્વીની સ્થિતિ છે ત્યાંસુધી અતિસ્થિ કીર્તિ ઇચ્છનાર, જેણે જ્ઞેય વસ્તુનું જ્ઞાન પ્રાપ્ત કર્યું છે, તેણે કાવ્ય રચવા માટે યત્ન કરવો જોઈએ.

વળી કાવ્યનું મહત્ત્વ દર્શાવવા કહ્યું છે કેઃ—

अधनस्येव दातृत्वं क्लीबस्येवास्त्रकौशलम् ।
अज्ञस्येव प्रगल्भत्वमकवेः शास्त्रवेदनम् ॥
विनयेन विना का श्रीः का निशा शशिना विना ।
रहिता सत्कवित्वेन कीदृशी वाग्विदग्धता ॥

દરિદ્રનું જેવું સખીપણું, નપુંસક પુરુષનું જેવું અસ્ત્રને વિષે કૌશલ, અજ્ઞાનની જેવી બોલવામાં બહાદુરી, તેવું અકવિનું શાસ્ત્રજ્ઞાન સમજવું. અર્થાત્ દરિદ્ર પુરુષનો જીવ ઉદાર હોય તોપણ જેમ તે ઉદારતાનો ઉપયોગ કરી શકતો નથી, અસ્ત્રકુશળતા ગમે તેવી હોય તોપણ નપુંસકને તે નકામી છે, પ્રગલ્ભતા ગમે તેવી હોય તોપણ અજ્ઞાન તેનો ઉપયોગ કરી શકશે નહિ, તેમ શાસ્ત્રજ્ઞાન ગમે તેવું હોય તોપણ જે કવિ

નથી તેને તે ઉપયોગનું નથી. કવિજ તે જ્ઞાનનો ઉપદેશ કાન્તાની પેઠે વાચકને આપે છે.

વિનય વિનાની સંપત્તિ શી ? ચન્દ્ર વિનાની રાત્રી શી, તેમજ સત્કવિત્વ વિનાની વાણીને વિષે ચતુરાઈ શી ! અર્થાત્, જેમ વિનય વિનો સંપત્તિ શોભતી નથી, ચન્દ્ર વિના રાત્રી શોભતી નથી, તેમ સત્કવિત્વ વિના વક્તૃત્વ શોભતું નથી.

અન્ય સ્થળે પણ ભામહ કાવ્યનું મહત્ત્વ એવીજ રીતે દર્શાવે છે.

स्वादुकाव्यरसोन्मिश्रं शास्त्रमप्युपभुञ्जते ।
प्रथमालीढमधवः पिबन्ति कटु भेषजम् ॥
न स शब्दो न तद्वाच्यं न स न्यायो न सा कला ।
जायते यन्न काव्याङ्गमहो भारो महान् कवेः ॥

સ્વાદિષ્ટ કાવ્યરસ જેમાં મિશ્ર થયો હોય તેવા શાસ્ત્રનો પણ પુરુષો ઉપભોગ કરે છે; પ્રથમ મધ ચાટવું હોય તે કડવી દવા પણ પીએ છે: એવો કોઈ શબ્દ નથી કે અર્થ નથી, ન્યાય નથી કે કળા નથી કે જે કાવ્યનું અંગ થાય નહિ; અહો ! કવિનું કામ ઘણું ભારે છે.

કાવ્યના સંબન્ધમાં હાલમાં બે મત પ્રચલિત છે. એક મતવાળાને આધુનિક પદ્યકારોની કવિતા બીલકુલ ગમતી નથી; ત્યારે બીજા મતવાળાને તેમાં ઘણો ચમત્કાર માલમ પડે છે. એટલું તો સ્પષ્ટજ છે કે જેનો અર્થ સહેજ પ્રયત્નથી પણ ન સમજાય એવો ક્લિષ્ટ હોય તે કાવ્યપદને યુક્ત નથીજ. જેમાં પ્રસાદ અને માધુર્ય હોય તેજ ઉત્તમ કાવ્યો છે. ભામહ કહે છે કેઃ—

'आविद्वदङ्गनाबालप्रतीतार्थं प्रसादवत्'

એટલે જે કાવ્યનો અર્થ વિદ્વાનથી આરંભી સ્ત્રી અને બાલપર્યન્ત સમજાય તે કાવ્ય પ્રસાદગુણયુક્ત છે.

'श्रव्यं नातिसमस्तार्थं काव्यं मधुरमिष्यते'

એમ માધુર્યનું લક્ષણ ભામહે આપ્યું છે. જે કાવ્ય શ્રવ્ય છે–કર્ણને પ્રિય લાગે એવું છે અને જેમાં બહુ લાંબા સમાસ નથી, અર્થાત્, જેમાં

બન્ધ ગાઢ નથી તે મધુર કાવ્ય છે. આ પ્રમાણે જે કાવ્યમાંથી બાળક અને સ્ત્રીઓ પોતાની શક્તિ પ્રમાણે અર્થ કાઢે અને વિદ્વાન્ જ્યારે વાંચે ત્યારે તેમાં નવીન ચમત્કાર જુએ તેજ ઉત્તમ કાવ્ય. કાલિદાસનાં કાવ્ય તથા નાટકો, ભવભૂતિનું 'ઉત્તરરામચરિત,' 'નૈષધ' અને 'માઘ' કરતાં આજ કારણથી વિશેષ લોકપ્રિય થયાં છે. કાવ્ય કંઈ શાસ્ત્ર નથી કે તેના પર સમજવા માટે ટીકા જોઇએજ. પ્રહેલિકા જેવાં કાવ્યો જે ટીકા વિના સમજાતાં નથી તેને ભામહ એટલાજ માટે નિન્દે છે કેઃ—

'काव्यान्यपि यदीमानि व्याख्यागम्यानि शास्त्रवत् ।
उत्सवः सुधियामेव हन्त दुर्मेधसो हताः ॥

શાસ્ત્રની પેઠે કાવ્ય સમજવાને પણ જો વ્યાખ્યા-વિવરણ જોઈએ તો બુદ્ધિમાન્ પુરુષોને તો એ ઉત્સવ છે; પણ બિચારા બુદ્ધિહીન લોકોની તો કમબખ્તીજ સમજવી.

સારાંશ એ કે જેમાં શબ્દચમત્કૃતિ અને અર્થચમત્કૃતિ બંને હોય તે કાવ્ય, કાવ્ય કંઈ દરેક પુરુષ રચી શકતો નથી, એને માટે પ્રતિભાની જરૂર છે, કવિની પદવી ઘણી ઊંચી છે, પરમ આનન્દમાં શ્રોતા કે વાચકના મનને એવી રીતે લીન કરવું કે તેના મનમાં તે સમયે અન્ય કોઈ પણ વિચાર રહેજ નહિ અને કાન્તાની પેઠે તેને ઉપદેશ કરવો એ કાવ્યનાં મુખ્ય પ્રયોજન છે; અને ધ્વનિકાવ્યમાં વ્યંગ્ય અર્થ વાચ્ય અર્થ કરતાં વધારે સુંદર હોવો જોઈએ એમ જે પ્રાચીન આલંકારિકોએ કહ્યું છે તેનો અર્થ એવો નથી કે વ્યંગ્ય અર્થ કોઈ કાઢીજ ન શકે એવો જોઈએ, પ્રસાદ, માધુર્ય કે ઓજસ્ વિનાનાં—જે જે રસને જે જે ગુણ યોગ્ય છે તેમ યથાયોગ્ય તે તે ગુણ વિનાનાં—પદ્યો એ કાવ્ય નથી; અર્થાત, હાલ જે કેટલાંક એવાં પદ્યો રચાય છે કે જેની રચના ક્લિષ્ટ છે, જેનો અર્થ સમજવો મુશ્કેલ છે, એ પદ્યો (બહુધા અંગ્રેજી કાવ્યોનાં ભાષાન્તર, પણ અંગ્રેજીમાં જેવાં સરળ છે તેવાં સરળ નહિ) કાવ્યસંજ્ઞાને યુક્ત નથી અને અમુક મંડળમાં ગમે તેટલાં પ્રિય થાઓ પણ લોકપ્રિય થવાનો સંભવ

**ગયા યુનિવર્સિટિના 'કૉન્વોકેશન'ના વાર્ષિક સમારંભમાં વાઇસ ચૅન્સલર, જસ્ટિસ ચંદાવારકરે દર્શાવેલા કેળવણી વિષેના જાણવાજોગ વિચારો સંક્ષેપમાં નીચે પ્રમાણે હતાઃ—**

શિષ્યવર્ગે બહારની બધી બાબતોમાંથી મન કાઢી નાખી માત્ર વિદ્યાભ્યાસમાંજ ધ્યાન રાખવું જોઈએ. એજ પદ્ધતિ પર પ્રાચીન સમયમાં આપણા દેશમાં શિક્ષણ અપાતું. તે સમયે અરણ્યમાં કે એકાન્ત આશ્રમમાં વાલ્મીકિ, કણ્વ વગેરે ઋષિઓનાં ગુરુકુળો હતાં અને ઋષિઓ કુલપતિ કહેવાતા. એક હજાર શિષ્ય જેના હાથ નીચે અધ્યયન કરે તે કુલપતિ. આમ આશ્રમમાં રહેવાથી સંસારનાં બીજાં કાર્યોમાંથી તેમનું ચિત્ત વ્યાવૃત્ત થઈ માત્ર અભ્યાસમાંજ મગ્ન થતું ને એથીજ તેઓ ઉત્તમ શિષ્ય નીવડતા અને સારું જ્ઞાન પ્રાપ્ત કરતા એટલુંજ નહિ, પણ માત્ર ઉત્તમ ગુરુનાજ સંસર્ગમાં રહેવાથી તેમના ઉત્તમ ગુણો પ્રાપ્ત કરતા. ગુરુની પાસે રહેવાથી તેઓ અન્તેવાસી કહેવાતા. દેશાટન અને સમુદ્રયાન જેની પૂર્વે સમયમાં મના કરી હતી અને જે મના કરવાને હાલ આપણે વાજબી રીતે નિન્દીએ છીએ તેનો મૂળ ઉદ્દેશ સ્તુત્ય હતો. જ્યાંસુધી વ્યક્તિના કે પ્રજાના વિચારો બંધાઈ દૃઢ અને પરિપક્વ થયા નથી, ત્યાંસુધી બાહ્ય સંસર્ગથી દૂર તેને રહેવાની અને જે ઉચ્ચ ભાવના તેને દર્શાવી હોય તે ભાવનાને શુદ્ધ, બાહ્ય સંસર્ગથી અદૂષિત, રાખવાની જરૂર છે. એજ કારણથી જ્ઞાતિઓની સંસ્થા રચાઈ; અને હાલના વખતમાં તે હાનિકારક થઈ પડી છે તોપણ તે સમયે તેનો ઉદ્દેશ ઘણો ઉચ્ચ અને સ્તુત્ય હતો. જ્યાંસુધી શિષ્ય સ્વતંત્ર વિચાર કરવા શક્તિમાન્ થયો નથી, જ્યાંસુધી અનેક સંસર્ગોમાંથી કયા સારા અને કયા નરસા તેનો વિવેક તે કરવા સમર્થ નથી ત્યાંસુધી તેને પરસ્પરવિરોધી સંસર્ગોથી દૂર રાખવો એજ ઉત્તમ છે. એથી દેશકાળને અનુસારે જે ઉચ્ચતમ ભાવના તેને માટે તેના વિચારશીલ વડીલોએ પસંદ કરી હોય તેજ તે પ્રાપ્ત કરવા પ્રયાસ કરશે. તેના વિચાર પ્રૌઢ થયા પછી તેનું મન અન્ય સંસર્ગમાં આવે તેની ફીકર નહિ. શિષ્યવર્ગને માટે બોર્ડિંગહાઉસ બાંધવાની અને તેમને ત્યાં રાખવાની સંસ્કારની ધારણા એજ પ્રકારની છે કે તેમનું લક્ષ માત્ર અભ્યાસમાં રહે

બન્ધ ગાઢ નથી તે મધુર કાવ્ય છે. આ પ્રમાણે જે કાવ્યમાંથી બાળક અને સ્ત્રીઓ પોતાની શક્તિ પ્રમાણે અર્થ કાઢે અને વિદ્વાન્ જ્યારે વાંચે ત્યારે તેમાં નવીન ચમત્કાર જુએ તેજ ઉત્તમ કાવ્ય. કાલિદાસનાં કાવ્ય તથા નાટકો, ભવભૂતિનું 'ઉત્તરરામચરિત,' 'નૈષધ' અને 'માઘ' કરતાં આજ કારણથી વિશેષ લોકપ્રિય થયાં છે. કાવ્ય કંઈ શાસ્ત્ર નથી કે તેના પર સમજવા માટે ટીકા જોઈએજ. પ્રહેલિકા જેવાં કાવ્યો જે ટીકા વિના સમજાતાં નથી તેને ભામહ એટલાજ માટે નિન્દે છે કેઃ—

'काव्यान्यपि यदीमानि व्याख्यागम्यानि शास्त्रवत् ।
उत्सवः सुधियामेव हन्त दुर्मेधसो हताः ॥

શાસ્ત્રની પેઠે કાવ્ય સમજવાને પણ જો વ્યાખ્યા-વિવરણ જોઈએ તો બુદ્ધિમાન્ પુરુષોને તો એ ઉત્સવ છે; પણ બિચારા બુદ્ધિહીન લોકોની તો કમબખ્તીજ સમજવી.

સારાંશ એ કે જેમાં શબ્દચમત્કૃતિ અને અર્થચમત્કૃતિ બંને હોય તે કાવ્ય, કાવ્ય કંઈ દરેક પુરુષ રચી શકતો નથી, એને માટે પ્રતિભાની જરૂર છે, કવિની પદવી ઘણી ઊંચી છે, પરમ આનન્દમાં શ્રોતા કે વાચકના મનને એવી રીતે લીન કરવું કે તેના મનમાં તે સમયે અન્ય કોઈ પણ વિચાર રહેજ નહિ અને કાન્તાની પેઠે તેને ઉપદેશ કરવો એ કાવ્યનાં મુખ્ય પ્રયોજન છે; અને ધ્વનિકાવ્યમાં વ્યંગ્ય અર્થ વાચ્ય અર્થ કરતાં વધારે સુંદર હોવો જોઈએ એમ જે પ્રાચીન આલંકારિકોએ કહ્યું છે તેનો અર્થ એવો નથી કે વ્યંગ્ય અર્થ કોઈ કાઢીજ ન શકે એવો જોઈએ, પ્રસાદ, માધુર્ય કે ઓજસ્ વિનાનાં-જે જે રસને જે જે ગુણ યોગ્ય છે તેમ યથાયોગ્ય તે તે ગુણ વિનાનાં-પદ્યો એ કાવ્ય નથી; અર્થાત, હાલ જે કેટલાંક એવાં પદ્યો રચાય છે કે જેની રચના ક્લિષ્ટ છે, જેનો અર્થ સમજવો મુશ્કેલ છે, એ પદ્યો (બહુધા અંગ્રેજી કાવ્યોનાં ભાષાન્તર, પણ અંગ્રેજીમાં જેવાં સરળ છે તેવાં સરળ નહિ) કાવ્યસંજ્ઞાને યુક્ત નથી અને અમુક મંડળમાં ગમે તેટલાં પ્રિય થાઓ પણ લોકપ્રિય થવાનો સંભવ

# ગુજરાતી અક્ષરોનું રૂપાન્તર.

(આગળ પુ. ૪૮ પૃ. ૯૪ થી).

ઓરિયાના તે થ કરતાં આપણો થ, કાયથીના થ ને વધારે મળતો આવે છે. કાયથી થ, આવો [૪૨] થ છે. દેવનાગરી, ઓરિયા, અને કાયથી, એ ત્રણે થ માં થોડો થોડો તફાવત હોવાથી આપણો થ કઈ લિપિમાંથી દાખલ થયો હશે તે વિષે નક્કી કહી શકાય તેમ નથી. વળી કુટિલ થ; આ ત્રણે થ ને સહજ મળતો આવે છે.

દેવનાગરી द ઉપરથી આપણો દ થયાના અનુમાન કરતાં તે મહાજની દ ઉપરથી થયેલો હોય એમ લાગે છે, કારણ કે મહાજની દ, આવો [૪૩] द, છે. આ બંને દ કરતાં આપણા દ ને વધારે મળતો આવતો કાયથી લિપિનો આવો [૪૪] દ છે. આ દ માં ને આપણા દ માં તફાવત જણાતો નથી.

દેવનાગરી ध કરતાં ગુજરાતી ધ મહાજની લિપિના ધ સાથે વધારે મળતો છે. મહાજની બીજો ધં આવો [૪૫] ધં છે.

દેવનાગરી न, ગુજરાતી ન, ને કાયથી [૪૬] ન, એ ત્રણે સરખા જણાય છે.

પહેલી પાલી લિપિનો પ, આવો [૪૭] અર્ધો પ જેવો છે. ગુપ્ત લિપિનો પ, આવો [૪૮] પ, છે. તે વિના બીજી ચાર લિપિઓના પ નીચે આપ્યા છે. કાયથી લિપિનો પ, [૪૯] प. દેવનાગરી પ, प, પંજાબી પ, प, [૫૦] મહાજની પ, [૫૧] प.

ઉપર પ્રમાણે છએ લિપિના પ જોડે મુકાબલો કરતાં આપણો ગુજરાતી પ ગુપ્ત અને મહાજની પં સાથે બરોબર રીતે મળતો આવે છે, તેથી તે બંને લિપિમાંની કઈ લિપિમાંથી દાખલ થયો હશે તે વિષે નક્કી કહી શકાય તેમ નથી.

પ્રથમ લખેલું છે, કે દેવનાગરી फ ઉપરથી આપણો હાલનો ફ થયો

હશે, પણ તેનો કાયથી લિપિના ફ જોડે, જ્યારે મુકાબલો કરવામાં આવે છે, ત્યારે આ અનુમાન ફેરવવા જેવું લાગે છે. કાયથી લિપિનો ફ, આવો ફ[૫૨], ખૂણા પડતો છે. દેવનાગરી અને કુટિલ લિપિના ફ લગભગ એક સરખા એટલે આવા फ, फ[૫૩] છે. કાયથી ફ, જે ખૂણા પડતો લખાય છે, તેને ઉભો લખવાથી ગુજરાતી હાલનો ફ થયો હશે, કારણ કે ખૂણા પડતો અક્ષર લખવા કરતાં સીધો અક્ષર લખવો વધારે સુતર પડે છે.

તોપણ કાયથી ફ ઉપરથી ગુજરાતી હાલનો ફ થતા પહેલાં તેનું આવું ફ[૫૪] રૂપ થયું હશે, ને ત્યાર પછી તેનું હાલનું વપરાતું રૂપ થયું હશે.

વચલું રૂપ થયેલાનાં કેટલાંક ઉદાહરણ નીચે આપ્યાં છે.

સંવત્ ૧૮૦૦ અધિક આષાડ, કવિ પ્રીતમકૃત 'જ્ઞાનગીતા'
" ફરી ફરી અટકે આવરણમાં જીવ દશા નવ જાય. "
સંવત્ ૧૯૦૪ પ્રેમાનંદકૃત નળાખ્યાન.
'સાંભળી રૂપ મનમાં ફૂલતા'
" „ અખાકૃત અખેગીતા.
'તે ફરે ફેરા ભવ વિષે'
'ફરી ફરી આવે રે પણ ટળે નહી દેહ ચરમ'
„ કુબેર સ્વામીકૃત 'હંસતાલવગ્રંથ'
'ચઉદ લોક ફેલી રહ્યો'

તેવા સમયમાં ક પણ આવા ફ જેવો લખાતો હતો, તેથી તે બંને અક્ષરને જુદા જુદા ઓળખવા માટે ફ ની નીચેનું પાંખડું, જે તે વખતે જમણી બાજુ તરફનું હતું તેને ડાબી બાજુ તરફનું કર્યું હશે ને તેમ કરતાં એ તે ક જેવો થયેલો હોવાથી ફરી તે પાંખડા નીચે વળી જમણી બાજુનું પાંખડું કરવાથી હાલનો ફ થયો હશે.

દેવનાગરી અને કુટિલ લિપિના બ એક સરખા છે. આપણા હાલના બ ને મળતો બ, આ બારે લિપિઓની કોઈ પણ લિપિમાં જણાતો નથી. કેટલાંક જૂનાં લખેલાં પુસ્તકોમાં ગુજરાતી બ ને ઠેકાણે દેવનાગરી व વાપરેલો છે. તે ઉપરથી, કે કુટિલ લિપિના ब ઉપરથી આપણો બ થયાનો ફક્ત એકજ પુસ્તકમાંથી દાખલો મળે છે.

સંવત્ ૧૯૦૬ માગસર સુદ ૫, કવિ પ્રેમાનંદકૃત મામેરૂં.

' બીજો[૫૫] શોભે છે આભ્રણ રે. '

' દીએરીએ એઠો[૫૫] તવ હઠ કીધી '

દેવનાગરી भ ઉપરથી કાયથી ભ[૫૬] થયો હશે, ને તે ઉપરથી આપણો હાલનો ભ થયો હશે. કાયથી ભ નો મુખ ભાગ જે છેક નીચે નથી તે નીચો લખાયાથી આ ભ થયેલો હોવો જોઈએ.

કાયથી મ ઉપરથી આપણો મ થયાનું અનુમાન વધારે ખરૂં છે. કેમકે કાયથી મ, આવો મ[૫૭], આપણા ગુજરાતી મ ને મળતો છે.

ગુજરાતી ય દેવનાગરી य ઉપરથીજ થયો હશે, કેમકે તે વિના બીજી લિપિયોના ય, તેવા જણાતા નથી. કુટિલ લિપિનો ય કંઈક અંશે તેને મળતો એટલે આવો ય[૫૮] છે.

દેવનાગરી र ને મળતો ર, કુટિલ લિપિનો છે, તે ર, આવો ર[૫૯] છે. આપણો ર, આ બે લિપિઓ પૈકી કઈ લિપિમાંથી દાખલ થયો હશે, તે કહેવું જરા મુસ્કેલ પડતું છે.

આપણો લ, દેવનાગરી ल ઉપરથી નહિ, પણ કાયથી લ ઉપરથી થયો હશે, કેમકે તે બંને લ માં બહુ તફાવત નથી. કાયથી લ, આવો લ[૬૦] છે.

આપણો વ, મહાજની વ ઉપરથી આવેલો હશે. મહાજની વ, આવો વ[૬૧] છે. તેમાં ને કાયથી વ માં બહુ ફેર નથી. કાયથી વ, આવો વ[૬૨] છે.

ગુજરાતી તાલવ્ય શ, દેવનાગરી श ઉપરથી આવેલો હશે, કારણ કે એને મળતો આવતો શ બીજી કોઈ પણ પ્રખ્યાત લિપિમાં જણાતો નથી. આ શં, કેટલાંક જૂનાં ગુજરાતી લખેલાં પુસ્તકોમાં આવી રીતે શ[૬૩] વાપરેલો જણાય છે. તેના થોડાક દાખલા નીચે આવ્યા છે.

સંવત્ ૧૯૦૪ પ્રેમાનંદકૃત અભિમન્યુ આખ્યાન.

'પડે ગદા મુશલ અતુલ, તુંજર ત્રીશુલ ને ભોગલ.' [63] [63]

સંવત્ ૧૮૫૨ ધનદાસકૃત અર્જુનગીતા.

'અર્જુન શુણો ગીતા સાર પાંડવ માનજો નિરધાર' [63]

આ જ તાલુસ્થાની શ, આવી વર્ણસંકર રીતે (એટલે આગલો મુખ ભાગ તાલુનો તે પાછલો ભાગ દંતસ્થાની) વાપરવામાં આવેલો, તેનાં થોડાંક ઉદાહરણ નીચે આપ્યાં છે.

સંવત્ ૧૭૦૬ પ્રેમાનંદકૃત મામેરૂં.

'નાગર સહુ પાએ લાગ્યા, પુજા કરી વખાણેછ' [64]

,, ,, સુધન્વાખ્યાન.

'તવ પારવતી બોલીયાં ઉપહાસ શંકરનો કરી' [64] [64]

ગુજરાતી મૂર્ધન્ય ષ, દેવનાગરી ष ઉપરથી થયેલો હોવો જોઈએ, કારણ કે તેવો ષ બીજી કોઈ પણ લિપિઓમાં જોવામાં આવતો નથી.

દંત્ય સ, કાયથી સ ઉપરથી આવેલો હશે, કારણ કે કાયથી સ તેને મળતો આવતો આવો સ છે. [65]

બહુ વરસ ઉપર આ સ, આવી રીતે સ, પણ લખાયાના કેટલાક દાખલા જૂનાં પુસ્તકોમાંથી નીચે આપ્યા છે. [66]

સંવત્ ૧૭૨૯ દરબારી હુકમમાં તેને આ પ્રમાણે વાપરેલો જોવામાં આવે છે; જેમકે 'શત્રુ સિંહજી' [66]

વળી આજ સ, આવી રીતે સ, પણ વપરાતો હતો; જેમકે સંવત્ ૧૮૦૩ ના દસ્તાવેજમાં 'બાઈદાસ સુત વલવદાસ.' [67] [67] [67] [67]

આપણો હ, કાયથી લિપિના હ ઉપરથી આવ્યો હશે, કેમકે કાયથી લિપિનો આવો હ, ગુજરાતી હ જેવો છે. [68]

ગુજરાતી ળ કઈ લિપિમાંથી દાખલ થયો હશે, તે વિષે ચોકસ રીતે ... શકાય તેમ નથી. દેવનાગરીના ळ જોડે આ ળ બિલકુલ મ... આવતો નથી. તે વિના પંજાબી, તથા ઓરિયા લિપિમાં આ

અક્ષર છે ખરો, પણ તે બંને ળ ગુજરાતી ળ કરતાં તદન જુદા જણાય છે. તે વિના બીજી નવ લિપિઓમાં આવો ળ એકે નથી. પંજાબી ને ઓરિયા લિપિના ળ અનુક્રમે આવા ळ[૬૯] ळ[૭૦] છે.

ગુજરાતી અક્ષરોમાં ક્ષ, તથા જ્ઞ ને ગણવામાં આવ્યા છે. પણ તેવી રીતે બીજી કોઈ પણ લિપિઓમાં તેને ગણેલા નથી. દેખીતી રીતે આ બંને અક્ષરો વ્યંજન નહિ, પણ યુક્તાક્ષરો છે. ક્ ને ષ્ મળીને ક્ષ્, અને , ને જ્ ને ઞ્ મળીને જ્ઞ્, થયેલો છે.

આ વ્યંજનમાં ભળી ગયેલો હાલનો ક્ષ. જુદાં જુદાં લખેલાં પુસ્તકોમાં જુદી જુદી રીતે દેખા દે છે. તેનાં આ નીચે થોડાંક ઉદાહરણ આપ્યાં છે.

સંવત્ ૧૮૬૭ શામળભટ્ટકવિકૃત ' વિક્રમવિલાસ 'માં તે આવી રીતે ક્ષ[૭૧] લખાયેલો છે.

' રાજદ્વાર થંકી લક્ષ[૭૧] ઘણી '

' ચાલ્યો રાજા દક્ષ[૭૧]ણ દેશમાં લીધી માઝમ રાત '

' અંત્રીક્ષ[૭૧] આવે અંત્રીક્ષ[૭૧] જાય '

એ જ વરસમાં શામળકૃત ' સમુદ્રની કથા'માં પણ દાખલો છે.

' તે સમે સાગર દાન કીજીએ, તો લક્ષ[૭૧]મી મન વાંછિત લીજીએ.

ત્યાર પછી કે તેવા વખતમાં આ ક્ષ[૭૧] આવી રીતે ક્ષ[૭૨], પણ વાપરેલો છે.

સંવત્ ૧૮૦૦ પ્રીતમકવિકૃત ' જ્ઞાનગીતા '

' ખાએ પીએ જે ભક્ષ[૭૨] ભોજન '

' જેહ મંજન કરે તિમિર તતક્ષ[૭૨]ણ ટળે,

' માંહે માયા નિરીક્ષ[૭૨] દષ્ટ '

' ઇતિ શ્રી મહા વિદ્યા મોક્ષ[૭૨]દાયની અખેગીતા સંપુરણ. '

સંવત્ ૧૮૬૭ ની સાલમાં લખાયેલા એક કાવ્યમાં આવો ક્ષ[૭૩], પણ જોવામાં આવ્યો હતો.

ઘણું કરી સંવત્ ૧૭૦૦ પહેલાં આપણી આ ગુજરાતી લિપિ બ-હુધા વાપરવામાં આવેલી જણાતી નથી, કેમકે તે પહેલાંના કેટલાંક કા-વ્ય તથા લેખો દેવનાગરી લિપિમાં લખાયેલાં વધારે જોવામાં આવે છે. આ દેવનાગરી લિપિ ધીમે ધીમે જેમ જેમ ખસતી ગઈ તેમ તેમ તેની જગો ગુજરાતી લિપિ લેતી ગઈ હશે.

સંવત્ ૧૭૨૯ થી તે સંવત્ ૧૯૧૦ સુધીમાં લખાયેલાં જુદાં જુદાં પુસ્તકોમાં તથા દસ્તાવેજોમાં નીચે જણાવેલા દેવનાગરી અક્ષર વાપરેલા જણાય છે:

ई, હ્રસ્વ इ ને દીર્ઘ ईની નિશાની કરીને વાપરેલી ही,[૭૪] ष,[૭૫] क; ખ ને બદલે ष, च, ज, અને व.

આ વિષે એકેક દાખલો નીચે આપ્યો છે.

ष નો દાખલો સંવત્ ૧૭૨૯ દરબારી લેખ. ष[૭૫] લખું સહી,

ખ, ને બદલે ષ, નો દાખલો સંવત્ ૧૮૮૩ હમ્મિર ચાલીશી,

' પુરાસાન મકરાન રૂમ કાબલ મુલતાની '

ही[૭૪]–સંવત્ ૧૭૬૧ જમીનનું ખત, અને સં. ૧૭૭૯ ની ચીઠી બાही[૭૪] દાસ, અંબाही[૭૪]દાસ.

ज-સંવત્ ૧૯૦૪ પ્રેમાનંદ નળાખ્યાન.

' નારદज़ी વાગેક બોલે '

च–' કો નાચે તે વગાડે વેણુ. '

क–પ્રેમાનંદકૃત ' શામળશા 'નો વિવાહ સંવત્ ૧૮૫૧

' છાव માંહે પાંહાણીઆ મુक्ता હતા તે '

ई-સંવત્ ૧૮૬૭ શામળકૃત, સિંહાસન બત્રીશી,

પ્રસંન થયા ઉમિયાપતિ ईश '

બહુ વરસ ઉપર હ તથા ર ને હ્રસ્વ ઉ ની નિશાનીનો સાતડો તેમની નીચે ન કરતાં મધ્ય ભાગે કરવાનો રિવાજ હતો.

ધનદાસકૃત ' અર્જુન ગીતા ' સંવત્ ૧૮૫૨

'સ્મરણ કરતાં માહરું વૈકુંઠ પાંમ્યાં તેહ '
હ ના મધ્ય ભાગે સાતડો કર્યાનો દાખલો.

'ખટ દરશનના મત બહુ[૭૭] ઉચર્યા '

' મહા કવિ આગળ હું[૭૭] તથા—અખેગીતા

હાલમાં જ્યાંત્યાં વપરાતું આ રૂ, તે ર ની નીચે દીર્ઘ ઊ ની નિશાનીનો આકડો કરવાથી થયેલું છે. તે પહેલાં બહુ વરસ ર ની નીચે તેમ મધ્ય ભાગે હ્રસ્વ ઉ ની નિશાનીનો સાતડો કરવાનો ચાલ હતો. તેમ દીર્ઘ રૂ, માટે ર ની નીચે આકડો કરતા હતા. આ બન્ને ચાલ નીકળી જઈ પાછળથી એક જ આવું દીર્ઘ રૂ, કાયમ રહ્યું હતું. પણ હાલના કેટલાક નવા લેખકો હ્રસ્વ રુ[૭૬] માટે ર ના નીચે સાતડો ન કરતાં મધ્ય ભાગે સાતડો કરીને લખતા થયા છે. પણ પ્રમાણમાં તેનું શુદ્ધ લખનારા બહુ થોડા જોવામાં આવે છે. દીર્ઘ રૂ, તો હજી તેના તેજ રૂપે કાયમ રહેલું જણાય છે. ર ની નીચે આકડો કરી લખવાનું રૂ[૭૮] હજુ કોઈ વાપરતું હોય એમ માલમ પડતું નથી.

ઉપર પ્રમાણે આપણે પહેલા પ્રકારના મૂળાક્ષરો વિષે દિગ્દર્શન કરી ગયા. બીજા પ્રકારમાં જણાવેલા અક્ષરો કઈ લિપિમાંથી આવેલા તે વિષે પૂરતો શોધ થયેથી ભવિષ્યમાં ખરી હકીકત મળવાનો સમ્ભવ છે.

## સામાન્ય વિચાર.

જ્યારથી આપણા પ્રાન્તમાં સરકારી નિશાળો સ્થાપન થઈ અને છાપખાનામાં એકજ જાતના અક્ષરોથી પુસ્તકો છપાવા માંડયાં ત્યારથી અક્ષરોનું રૂપાન્તર થવાનું કામ બંધ પડી તમામ લખનારાઓએ એકજ જાતના અક્ષરો લખવા માંડયા છે. હજુ પણ જેઓ આવી શાળાઓમાં શીખ્યા નથી તેમાંનો ઘણો ભાગ જૂના અક્ષરો વાપરતો જણાય છે.

આ લેખ લખવામાં ઘણું કરીને ગુજરાતના જુદા જુદા વિભાગમાં લખાયેલાં પુસ્તકો, લેખો, અને બીજાં કાગળીયાંનો આધાર લેવામાં આવ્યો છે; તોપણ લેખ વધારે લમ્બાણ થવાના ભયથી એકજ જાતના દા-

મેલાને મળતા આવતા બીજા દાખલા જુદાં જુદાં પુસ્તકોમાંથી લેવામાં આવ્યા નથી.

શ્રીમદ્ ભગવદ્ ગીતાના આઠમા અધ્યાયના ત્રીજા શ્લોકમાં અક્ષરને બ્રહ્મરૂપે વર્ણવ્યો છે. આ બ્રહ્મ બધાગાં શ્રેષ્ઠ અને કોઈ પણ વખતે વિકારને પામે તેવો નથી. તેવો સચરાચર પરબ્રહ્મ, આ શ્રોતાઓનું, તેમ આપણા રસિક, દયાળુ, ધર્મભોળા, કરકસરથી ચાલનારા, અને ધનાઢ્ય ગુજરાતીઓનું શ્રેય કરો. ભવતુ.

આ લેખ લખવામાં નીચે પ્રમાણે બાર લિપિઓનો આધાર લેવામાં આવ્યો છે.

૧ પાલી ૨ પાલી ૩ પાલી. ગિરનારના ઇ. સ. પૂર્વે ત્રીજા શતકના અશોકના વખતના શિલાલેખો આ લિપિના છે. ૪ ગુપ્ત. ગંગાયમુના વચ્ચેના પ્રદેશોમાં ઇ. સ. ચોથા સૈકામાં આ લિપિ વપરાતી હતી. ૫ વલભી–વલભીપુરમાં સાતમા સૈકામાં આ લિપિ વપરાતી હતી. શિલાદિત્ય રાજાઓના લેખ આ લિપિમાં છે. ૬ કુટિલ–વાંકી. ૭ કાયથી–અગિઆરમા સૈકામાં બંગાળા પ્રાન્તમાં લિપિ વપરાતી હતી. તે વખતે લક્ષ્મણસેન રાજા, અને રાજ્યકવિ જયદેવ હતા. ૮ દેવનાગરી–બાળબોધ કે બ્રાહ્મણી, હાલ વપરાય છે તે. ૧૦ પંજાબી, ૧૧ બંગાળી, ૧૨ ઓરિયા. હાલની ને તે પ્રાન્તમાં વપરાતી લિપિઓ.

આ નિબન્ધ લખવામાં નીચે લખેલાં જૂનાં હસ્તલિખિત પુસ્તકોનો આધાર લેવામાં આવ્યો છે.

૧ પુસ્તક ૧ લું. એમાં પરમહંસ શ્રી વિષ્ણુબાવાકૃત ભક્તિરત્નાવળી સટીક, તથા કવિ નરહરિકૃત યોગવાસિષ્ઠસારગીતા.

૨ કવિ પ્રેમાનંદકૃત–રૂક્મિણીહરણ, અને બીજા કોઈ કવિનો રચેલો લક્ષ્મીપાર્વતીનો સંવાદ.

૩ કવિ પ્રેમાનંદકૃત–નરસિંહ મહેતાની હુંડી, ભ્રમરપચીશી, મોસાળું, કવિ સુરભટકૃત સ્વર્ગારોહિણી, કવિ ધનદાસકૃત અર્જુનગીતા, અને કવિ મેઘવકૃત ધ્રુવાખ્યાન.

કવિ શામળભટકૃત–સ્ત્રીચરિત્ર, કવિ પ્રેમાનંદકૃત– ઓખાહરણ મૂળ ૨૯ કડવાંનું, કવિ શામળકૃત ગંચડક અને બીજી વાર્તાઓ

૫ કવિ શામળભટકૃત–સિંહાસન બત્રીશીમાંની ૭ વાર્તા. સંવત ૧૮૬૭ માં લખેલી.

૬ કવિ શાદુલીયાકૃત–એકાદશી માહાત્મ્ય. કવિ રઘાકૃત કર્ણ રાજાનો પહોર, જંબુસ્વામીનું ચોઢલીયું અને બીજાં છૂટક પદ.

૭ કવિ પ્રેમાનંદકૃત–રૂકૃમિણીહરણ.

૮. કવિ પ્રેમાનંદકૃત–મદાલસાખ્યાન, દાણલીલા, અને સુરેખાહરણ.

૯ રાગમાળા, કવિ જોગેશ્વરકૃત કૃષ્ણલીલાનાં પદ, પ્રેમાનંદકૃત મોસાળું, અને દશમ લીલા.

૧૦ કવિ પ્રેમાનંદકૃત–નળાખ્યાન અને શામળશાનો વિવાહ.

૧૧ કવિ અખાકૃત–અખે ગીતા, કવિ પ્રીતમકૃત જ્ઞાનગીતા, કુબેરસ્વામિકૃત, કુબેરબાની, હંસતાળવગ્રંથ, ખટચક્ર, અને બીજાં પદ.

૧૨ કવિ પ્રેમાનંદકૃત–રણયજ્ઞ, અને ઓખાહરણ. પદ કડવાંનું.

૧૩ " અભિમન્યુ આખ્યાન અને સુદામાચરિત્ર.

૧૪ " મામેરૂં, હુંડી, અને કવિ તુલસીકૃત ધ્રુવાખ્યાન.

૧૫ કવિ કુબેરકૃત–સાંબ આખ્યાન અથવા લક્ષ્મણાહરણ, અને સુરેખાહરણ.

૧૬ કવિ પ્રેમાનંદ કૃત–મદાલસાખ્યાન અને બીજાં કવિનાં અપ્રસિદ્ધ છૂટક પદ.

૧૭ કવિ રત્નેશ્વરકૃત–પાંડવ અશ્વમેધ. સંવત ૧૮૧૧ માં લખેલો.

૧૮ જુદા જુદા કવિઓનાં રચેલાં પદનાં છૂટાં છૂટાં પાનાં.

૧૯ કવિ રામદાસ કૃત–ભગવદ્ ગીતાનું કવિતા રૂપે ભાષાંતર. રચ્યા સાલ સં. ૧૬૬૦.

૨૦ કવિ પ્રીતમકૃત–ગુરુમહિમા તથા અખા કવિનું પંચીકરણ, અને સ્કંદ પુરાણમાંથી ભગવદ્ ગીતાનું ગુજરાતીમાં ગદ્યરૂપે ભાષાંતર.

૨૧ કવિ રઘુરામકૃત પાંડવ અશ્વમેધ અને પ્રેમાનંદકૃત વામાચરિત્ર.

૨૨ પદ–કીર્તનની જુદી જુદી ૭ સાત ચોપડીઓ.

૨૩ કવિ તુલસીસુત વૈકુંઠકૃત ધ્રુવાખ્યાન.

૨૪ કવિ ભાઉકૃત પાંડવવિષ્ટિ.

૨૫ કવિ વજીયાકૃત, રણજંગ, અને કવિ નાકરકૃત મહાભારતનાં સભા,

આરણ્યક, વૈરાટ અને ગદા પર્વ. લખ્યા સાલ સંવત્ ૧૭૪૦.

ચારણી ભાષા, પણ ગુજરાતી લિપિમાં લખેલાં પુસ્તકો.

૧ કવિ કર્ણદાનકૃત હમ્મિરચાલીશી.

૨ આમોદના રાજાની વંશાવળીનું કાવ્ય.

૩ જોધપુરના રાજા અભેસિંગની ગુજરાત ઉપર કરેલી ચઢાઈનું કાવ્ય.

૪ ઉજ્જનની લઢાઈ.

૫ અંગદવિષ્ટિ.

૬ રૂક્મિણીહરણ.

તે વિના નીચે લખેલી સાલોના દસ્તાવેજો, ચોપડા, દરબારી ઠરાવો, વગેરેનો પણ આધાર લેવામાં આવ્યો છે.

સંવત ૧૭૨૯, ૧૭૬૧, ૧૭૮૩, ૧૭૮૯, ૧૭૯૪, ૧૮૦૩, ૧૮૧૦ ઇત્યાદિ ઉપર બનાવેલાં પુસ્તકો પૈકી રઘુરામકૃત પાંડવ અશ્વમેધ, વજીયાનો રણજંગ, નાકરનાં મહાભારતનાં પર્વ, અને તુલસીસુત વૈકુંઠ કવિકૃત ધ્રુવાખ્યાન સિવાય બાકીનાં બધાં પુસ્તકો ગુજરાતી ફાર્બસ સભાના મર્હૂમ મંત્રી સાહેબ તરફ મોકલેલાં છે.* તેમાંનાં ઘણાં ખરાં પુસ્તક પાછળ લખ્યાં સાલ આપેલી છે માટે કોઈ જિજ્ઞાસુ સાક્ષર બંધુને તેની જો જિજ્ઞાસા હોય તો તે સભાની ઑફીસમાંથી તે મળશે.

સાક્ષરોનો
સેવક
છગનલાલ વિદ્યારામ રાવળ

---

# પાચનક્રિયા અને તેને લગતા અવયવો.

( પુ૦ ૪૭ આનુ પૃ. ૨૭૫ થી )

**દ્વાદશાંગુલાંત્ર**—દ્વાદશ + અંગુલ + આંત્ર. લગભગ બાર આંગળ લંબાઈનું અને આસરે ½ ઇંચ પહોળાઈનું એ આંતરડું છે. જઠરમાંથી નહિ પચેલો ખોરાક તેમાં આવ્યા પછી બીજા બે જુદી જાતના રસ તેને આવી

* હાલ આ પુસ્તકો મુંબઈ બીજી સાહિત્યપરિષદ્‌ના સ્વાગતકમિટિના પ્રમુખ શેઠ પુરુષોત્તમ વિશ્રામ માવજીના બંગલે છે.

મળે છે. (૧) પિત્ત. એ કાળજામાં બને છે. (૨) પેનક્રિએટિક રસ. એ પેન્‌ક્રિયાસ નામે એક પિંડમાંથી આવે છે.

કાળજું—જઠરની જમણી બાજુએ આવેલો, પેટનો સૌથી મોટો અને અગત્યનો અવયવ કાળજું છે. તેના મુખ્ય બે ભાગ છે. (૧) જમણી તરફનો અને (૨) ડાબી તરફનો. જમણી તરફનો ભાગ મોટો અને ત્રણ ખાંચવાળો હોય છે, પણ ડાબી તરફનો ભાગ નાનો હોઈ તેમાં માત્ર બે ખાંચ હોય છે. પુખ્ત ઉંમરના માણસના કાળજાનું વજન ૫૦ થી ૬૦ ઔંસ થાય છે. તેનો રંગ કાળાશ પડતો લાલ હોય છે. કાળજાની ઉપરની એટલે બહાર તરફની સપાટી સુંવાળી અને ચપટી હોય છે, પણ અંદરની એટલે જઠરને અડકેલી સપાટી ખડબચડી અને ખાડાટેકરાવાળી છે.

રચના—કાળજામાં ઘણા નળ હોય છે; તેમાંના એકને 'પોર્ટલ વેઇન' કહે છે. જઠર, દ્વાદશાંગુલાંત્ર, આંતરડાં એ વગેરેમાં ખોરાક પચીને તેનું માતબર લોહી બને છે. તે માતબર લોહી શરીરમાં ફરવા લાયક હોતું નથી. જુદા જુદા નાના નળ મારફત આ લોહી પોર્ટલ વેઇનમાં થઈને કાળજામાં દાખલ થાય છે, આ વેઇનની કાળજામાં પુષ્કળ નાની નાની શાખાઓ ફેલાયલી હોય છે. કાળજામાં કામ કરવાનાં ઘણાં નાનાં નાનાં ખાનાં હોય છે. દરેક ખાનું આસરે $\frac{1}{20}$ ઈંચ પહોળું હોઈ તેમાં ચાર દ્વાર હોય છે. તેમાંના એક દ્વારમાં થઈને ઉપર કહેલી પોર્ટલ વેઇનની શાખામાંહેનું માતબર લોહી આ ખાનામાં આવે છે. અહિં આવ્યા પછી તે લોહીમાંથી પિત્ત નામે પદાર્થ ચુસાય છે, અને તે પિત્ત બીજી નળી મારફત આ ખાનાના બીજા દ્વારમાંથી બહાર નીકળે છે. પિત્ત નીકળી ગયા પછી બાકી રહેલું માતબર લોહી નકામું ગણાઈ ખાનાના ત્રીજા દ્વાર મારફત બહાર નીકળી એક નળમાં ( Hepatic vein ) દાખલ થાય છે અને ત્યાંથી 'ઇન્ફિરિયર વિના કેવા'—શરીરના નીચેના ભાગમાંથી અશુદ્ધ લોહી હૃદયમાં લઈ જનારી નળી—મારફત ફેફસાંમાં જઈ શુદ્ધ થાય છે.

દરેક ખાનું આ પ્રમાણે પિત્ત બનાવવાની પુષ્કળ મહેનત કરે છે તેથી તેને ખોરાકની ઘણી જરૂર પડે છે. મુખ્ય ધોરીનસમાંથી Aorta માંથી થઈને ફરવા નીકળેલું શુદ્ધ લોહી એક શાખા ( Hepatic artery ) મારફત કાળજામાં આવે છે. તે શાખાની બીજી પુષ્કળ નાની નાની શાખાઓ થયા પછી છેક નાની શાખા ઉપર કહેલા ખાનામાં તેના ચોથા દ્વાર મારફત આવે છે. ખાનાને કામ કરતાં પ્રસારો પડે છે તે આ શુદ્ધ લોહી

**એહસાન**—અહસાન (અ.); હસન=ભલા હોવું; તે ઉપરથી અહસાન=ભલાઈ—ઉપકાર.

**સાંઇ બાવા**—ફકીરને માન આપવા ખાતર આ શબ્દ વપરાએલો છે. સાંઈ એ સ્વામી ઉપરથી આવ્યો છે. સરખાવો 'ગોસાંઈ.'

**ઝવેરખાના**—મૂળ શબ્દ જવાહિરખાના (ફા.) છે. જવાહિર એ જવહર શબ્દનું બહુવચન છે. જો કે જવાહિર બહુવચન છે છતાં તેનું પાછું બહુવચન જવાહિરાત—ઘણાં જવાહિર—થાય છે.

**કાન ભંભેરવા**—ખોટું સમજાવવું; ભમાવવું.

**પાઠ ૨૪.**

પ્રાણીઓની ઉપયોગિતા જણાવી તેના ગુણની કદર કરાવવાનો તેમજ તેના ઉપર દયાભાવ ઉત્પન્ન કરાવવાનો આ કવિતાનો ઉદ્દેશ જણાય છે.

**પંચ**—મૂળ અર્થ પાંચ માણસનો સમૂહ; પાંચમાંથી દરેકને પંચ કહેવામાં આવે છે. પાંચથી વધારે માણસો કોઈ બાબતનો નિર્ણય કરવા એકત્ર થાય છે, ત્યારે પણ પંચ એકઠું થયું છે એમ કહેવાય છે. અહિં પશુઓનું પંચ ભરાયું છે, અને તે પંચમાંનો દરેક પશુ, પોતે માણસજાતને ઉપયોગી હોવા છતાં સ્વાર્થી માણસો તેની કદર કરતાં નથી અને તેના ઉપર જુલમ કરે છે એવી ફરિઆદ કરતો જણાય છે.

**પાઠ ૨૪.**

**પશુમાં........દરબાર.** પશુઓમાં એક વખત ચર્ચા ઉત્પન્ન થઈ. કઈ બાબત પર? કયું પશુ ઉપયોગી છે અને માણસજાતની તેના તરફ કેવી વર્તણુક છે તે બાબત પર. ચર્ચા ઉત્પન્ન થઈ તેનું પરિણામ શું આવ્યું? પશુઓ પોતપોતાના ગુણ કહેવા લાગ્યાં. વાદવિવાદનો મૂળ અર્થ એક કહે તેના કરતાં બીજું વિરુદ્ધ કહે તેવો થાય છે. અહિં માત્ર એકના બોલી રહ્યા પછી બીજાનું પોતાના વિષે કંઈ પણ બોલવું—કોઈની વિરુદ્ધ નહિ—એવો અર્થ કરવો.

**વલવલે**—અતિ આતુર અને દુઃખી જણાય છે.

**પય**—દૂધ.

મણબંધી બોજા—ઘણા મણ બોજો—ઘણાજ ભારે બોજા એ પ્રમાણે અર્થ કરવો.

સફર—(અ.) મુસાફરી. સફરનો સામાન્ય અને ઠેઠ અર્થ એક બંદરથી બીજે બંદર વહાણ લઈ જવું તે અથવા વહાણમાં બેસી જવું તે.

અરબીમાં કહેવત છે કે 'અસફરો સકરુન' એટલે મુસાફરી એ સકર (નરક) છે. આરબ લોકોને રણમાં મુસાફરી કરતાં કેવી વિટંબણા ભોગવવી પડે છે તેનો જેઓને ખ્યાલ હશે તેઓ આ કહેવતનું તાત્પર્ય સહજ સમજી શકશે. આગગાડી વગેરે મુસાફરીનાં સાધનો નહિ હતાં ત્યારે આપણને પણ મુસાફરી કરવામાં કેટલી ખચી અને કેવી કેવી મુશ્કેલીઓ નડતી હતી તે કોઇનાથી અજાણ્યું નથી; તો પછી આરબ લોકોને ઊંટ ઉપરની દિવસના દિવસ સુધીની રણની મુસાફરી કેટલી બધી ત્રાસદાયક નીવડતી હશે તેનો ખ્યાલ કરો.

મુજ.—પરોપકાર—રણમાં મુસાફરી કરનારા રસ્તામાં ચાલે તેટલું પાણી ચામડાની કોથળીઓમાં ભરી લઈ જાય છે. આ પાણી ઘણા દિવસ ચલાવવાનું હોવાથી મુસાફર તેમાંથી એક ટીપું પાણી પણ ઊંટને આપી શકે નહિ. ઊંટ કેટલાક દિવસ સુધી પાણી વિના ચલાવી શકે માટે ઈશ્વરે તેના શરીરમાં ખાસ ગોઠવણ કરી રાખી જણાય છે. જેમ મુસાફર ચામડાની કોથળીમાં પાણી ભરી રાખે છે તેમ ઊંટ હોજરીના એક ભાગમાં પાણી ભરી રાખે છે. જ્યારે ઊંટ પાણી પીએ છે ત્યારે તે પોતાને જોઈએ તે કરતાં વધારે પાણી પી લે છે. જે કોથળીમાં પાણી ભરી રાખવામાં આવે છે તે કોથળી ઊંટ પોતાની મરજી મુજબ ઉઘાડબંધ કરી શકે છે. જ્યારે મુસાફરો પાસે પાણી ખૂટી પડે છે, ત્યારે એકાદ ઊંટનો જીવ લઈ આ પાણી પીવા માટે કાઢી લેવામાં આવે છે. આ પાણી ઘણું ગંદું હોય છે, પરન્તુ જ્યાં જીવ બચાવવાની વાત હોય છે ત્યાં ગંદું પાણી પણ અમૃત જેવું કરી પી જવું પડે છે.

મુજ પગલાંથી શોભે,—હાથીની ચાલ ઘણી વખણાય છે. તે પ્રાણી ઘણીજ ગંભીરાઈથી ધીમેધીમે મહાલતું મહાલતું ચાલે છે, તેથી તે ચાલે છે ત્યારે તેની ચાલ મોહજનક દેખાય છે. ગજગામિની સ્ત્રી કહેવાય છે.

અપૂર્ણ

# केळवणीखातानी खबरो.

## જાહેર ખબર.

( સને ૧૯૦૯ ની તા. ૨૦ મી માર્ચના મે. ઉ. ભા. ના એડયુકેશનલ ઇન્સ્પેકટર સાહેબના હુકમ નં. ૧૦૭૮૩ ઉપરથી )

મેસર્સ* આઇ. પી. ખાનસાહેબ અને નરહરિલાલ ત્ર્યંબકલાલનું બનાવેલું 'સાહિત્યરત્ન' કેળવણીખાતાના મે. ડિરેક્ટર સાહેબે ઇનામ તથા લાઇબ્રેરી માટે મંજુર કર્યું છે.

૨. આ પુસ્તકની કિં. ૧–૮–૦ છે.

(સહી) P. LORY,
Educational Inspector,
N. D.

* સરનામું.
સાર્વજનિક હાઇસ્કૂલ, સુરત.

## જોઇએ છે.

માંગરોળ કન્યાશાળા માટે એક ટ્રેન્ડ સ્ત્રીશિક્ષક રૂ. ૧૦) ના માસિક પગારથી જોઇએ છે. નિચેને શીરનામે અરજીઓ મોકલવી.

Sd/ Narbheshanker. J. D.
એંન્ડ્યુ ઇન્સ્પે. માંગરોળ–કાઠીયાવાડ.

## સુધારી વાંચવું.

૧૯૦૯ ના જાન્યુઆરી માસના શાળાપત્રમાં પૃ૪ ' ૩ જે ને ૪ થે બુધ (જ્યુપિટર)...' છાપેલું છે તેને બદલે ' બૃહસ્પતિ (જ્યુપિટર)...'. તથા જ્યાં જ્યાં ' બુધ ' છે ત્યાં ત્યાં ' બૃહસ્પતિ ' વાંચવું.



# ગુજરાત શાળાપત્ર

પુસ્તક ૪૮ મું. મે. ૧૯૦૯. અંક ૫ મો.

(જુન તથા જુલાઈ માસનાં શાળાપત્રો જુલાઈમાં એકઠાં નીકળશે.)

ઈ. સ. ૧૯૦૮ ની કેટલીક ચમત્કારી શોધો—લંડનનું 'ડેલિ મેલ' નીચે પ્રમાણે એ શોધો વિષે લખે છેઃ—

'એરોપ્લેન'—આ વરસ પૂરૂં થતાં પહેલાં પાંચ કે દસ માઈલ સુધી હવામાં ઊંચા ચઢી શકે એવાં યન્ત્રો શોધી કઢાશે. હવામાં સમતોલ શી રીતે રાખવું એ કૂટ પ્રશ્નનું નિરાકરણ પણ થયું હશે; અને સપાટ દેશનાં વિશાળ મેદાનો જેવાં કે બ્રિટનિના કિનારા પરની રેતીનાં મેદાનોમાં પ્રયોગો કરવા પડશે; કેમકે પૅરિસ પાસેનું ઇસિ, જે હાલનું પ્રયોગસ્થળ છે તે ઘણું નાનું પડશે.

'એરશિપ'—બ્રિટિશ સરકારના 'એરશિપ'માં એ વરસમાં ઘણા સુધારા થશે. સરકાર જૂના 'નલિસેકન્ડસ' નામના 'એરશિપ'માં સુધારો વધારો કરવાને બદલે એક નવું એથી બહુ મોટું 'એરશિપ' બાંધે છે. તેનું તળીઉં વધારે પાતળું થશે અને પ્રતિકૂળ પવન હોય તોપણ આગળ ચાલવાની તેની શક્તિ વધારે થશે.

જ્યારે 'એરશિપ' કુદરતી તત્ત્વોથી ચઢીઆતું હોય ને તેના પર આધાર રાખવું ન હોય ત્યારે તે ઉત્તમ કહેવાય. પવનની સામે તે વિજયી થવું જોઈએ અને વરસાદના બારે તોફાનમાં પણ હવામાં તરી શકવાની તેનામાં શક્તિ જોઈએ. આ વરસ પૂરૂં થતાં પહેલાં એ ધારણા પાર પડવાનો સંભવ છે. અનુભવ કરી પરીક્ષા કરવી જરૂરની છે અને વસન્ત ઋતુમાં અને ઉનાળામાં એના ઘણા પ્રયોગ કરી જોવામાં આવશે

'વાયરલેસ ટેલિગ્રાફિ'—એ વર્ષમાં આટ્લાન્ટિક મહાસાગરમાં 'વાયરલેસ ટેલિગ્રાફિ'થી સંદેશાઓ મોકલાશે એટલુંજ નહિ, પણ છબીઓ પણ મોકલાશે. એ રચના પ્રમાણે પાંચ મિનિટની અંદર આટ્લાન્ટિક મહાસાગરની પેલી તરફ છબી મોકલી શકાશે અને તે છબી એવી સુંદર મોકલાશે કે તેથી મૂળ પુરુષ ઓળખી શકાશે.

'વાયરલેસ ટેલિફોનિ'—બર્લિન અને કોપનહેગન જે બે શહેરો વચ્ચેનું અન્તર ૨૦૦ માઇલથી વધારે છે તે બે પ્રદેશો વચ્ચે તાર વગર 'ટેલિફોન' થઈ શકે છે અને એ સંશોધનમાં સુધારો ચાલુ રહેશે તો લન્ડન અને કોપનહેગન, જે બે શહેરો વચ્ચેનું અન્તર ૫૦૦ થી વધારે માઇલ છે ત્યાં તાર વગર વાત થઈ શકશે.

---

**મિસ ફ્લૉરન્સ નાઇટિંગેલ**—ક્રિમિઆની પ્રસિદ્ધ પરોપકારી સ્ત્રી મિસ ફ્લૉરેન્સ નાઇટિંગેલને મહારાજા એડવર્ડે 'ઑર્ડર ઑવ્ મેરિટ' નો ખિતાબ આપ્યો છે. આ ખિતાબ સ્ત્રીને પહેલોજ બક્ષવામાં આવ્યો છે; અને મહારાજા દરેક ખાતામાં યોગ્ય નોકરીની બૂજ કરવામાં કેવી તીક્ષ્ણ દૃષ્ટિ દર્શાવે છે તેનો એક દાખલો છે.

મિસ નાઇટિંગેલ હાલ ૮૮ વરસની છે અને અર્વાચીન સમયની ઉત્તમમાં ઉત્તમ માંદાની માવજત કરનારી સ્ત્રી છે. ૧૮૫૪ના ૪ થી નવેંબરને દિવસે, એટલે ઇન્કર્મનના યુદ્ધને આગલે દિવસે તે ૩૮ નર્સ (માવજત કરનારી સ્ત્રી) સાથે સ્કુટેરિ ગઈ અને ત્યાં બરાકમાં હૉસ્પિટાલમાં જેઓ રણક્ષેત્રમાં ઘાયલ થયલા હતા ને જેઓમાંના કેટલાક મરવાની તૈયારીમાં હતા તે હૉસ્પિટાલનું કામ માથે લીધું. તે વખતે તે હૉસ્પિટાલમાં સર્વત્ર અવ્યવસ્થા હતી; પણ તેના હાથમાં કામ આવ્યા પછી તરતજ વ્યવસ્થા થઈ ગઈ, તનદુરસ્તીમાં સુધારો થયો અને બાપડા માંદા માણસોની ઘણીજ દયાથી માવજત કરવામાં આવી. તેને લોકો 'દયાની દેવી' કહેતા. યુદ્ધની ખબર લખી મોકલનારાઓ તેને તે પ્રદેશમાં એક સત્તાવાળી, સ્નેહ ઉત્પન્ન કરનારી, પ્રબળ, સુકુમાર, સત્યશીલ સ્ત્રી તરીકે માનતા. તેનામાં વ્યવસ્થા રાખવાની સેનાપતિ જેવી સત્તા હતી અને સંસ્કારી ખ્રિસ્તિ સ્ત્રીનાં ઉત્તમ લક્ષણ હતાં.

---

# મોટા મોગલ બાદશાહ અને પોર્ટુગીઝ સ્ત્રીઓ.

આ વિષય પર ૭ મી જાનેવારી '૧૯૦૮ ના 'ટાઇમ્સ ઑવ્ ઇન્ડિયા' નામના પત્રમાં લેખ છે તે ઉપયોગી હોવાથી તેનો સાર અત્ર આપ્યો છેઃ—

'સોળમા સૈકાની શરૂઆતમાં પોર્ટુગલ ઘણું આબાદ હતું. મૂર લોકો સાથે પાંચ સૈકા થયાં લાગલગટ લડાઈ ચાલી હતી તેથી તેની બધી અર્જા લડાયક થઈ હતી. રાજકુટુંબમાં ઘણા સમર્થ પુરુષો હતા. દેશને દરીઆકિનારાનો ઘણો લાભ મળતો હતો તે રાજા અને પ્રજા બંને સમજતાં હતાં અને માત્ર ભૂમધ્યસમુદ્રમાંજ નહિ, પણ દુનીઆમાં સર્વ અગસને સ્થળે વેપારને અર્થે જવા વિચાર કરતાં હતાં. ઇ. સ. ૧૪૯૪માં પોપે (ખ્રિસ્તિ ધર્મના મહાન્ આચાર્યે) દુનીઆનો નહિ શોધી કાઢેલો પ્રદેશ સ્પેનિશ અને પોર્ટુગીઝ રાજ્યો વચ્ચે વહેંચી આપ્યો હતો; અને પોર્ટુગીઝ રાજ્યે એ હક ખરો કરવા સર્વ દિશાએ નૌકાસૈન્ય મોકલ્યું હતું. જ્યાં ગયા ત્યાં પોર્ટુગીઝ યોદ્ધાઓ વિજયી થયા અને રાજ્યતન્ત્રીઓએ ત્યાં રાજ્યની વ્યવસ્થા કરી. જોઆઓ ડી નોવાના હાથ નીચે એક બહાદુર ટુકડીએ એસેન્શનનો ટાપુ જીત્યો હતો. પીડ્રો કેબ્રાલના હાથ નીચે બીજી ટુકડીએ બ્રાઝીલના મોટા રાજ્યનો કબજો મેળવ્યો હતો. અમેરિગો વેસ્પુસ્સિએ તેમજ વાસ્કો ડિ ગામાએ પણ એવી વિજયી સફરો કરી હતી. વાસ્કો ડી ગામા કેપ ઑવ્ ગુડ હોપની પ્રદક્ષિણા કરી હિંદી સમુદ્રમાં ગયો હતો.

આ સમયે હિંદુસ્તાન ઘણું નિર્બળ સ્થિતિમાં હતું. પરદેશીઓના હુમલાઓની સામા થવાનું તેનામાં બળ નહોતું. તૈમુરની નાશકારક ચઢાઈની અસરમાંથી દેશ હજી મુક્ત થયો નહોતો. દક્ષિણમાં બ્રાહ્મણીરાજ્ય જે મહમદ તઘલખના રાજ્યમાં દિલ્હીથી સ્વતન્ત્ર થયું હતું, તેના પાંચ વિભાગ થયા હતા. એમાંના બે, બીજાપુર અને અહમદનગર, જે નૈર્ઋત્ય કિનારે હતાં તેઓ માંહોમાંહે લડતાં હતાં એટલુંજ નહિ, પણ વિજયનગરના હિંદુરાજ્ય સાથે પણ તેમને લડાઈ ચાલતી હતી. બુદ્ધિશાળી પોર્ટુગીઝ કપતાનોને આ અવ્યવસ્થિત સ્થિતિનો લાભ લઈ પશ્ચિમ કિનારા પર મોટા મુલકો માગીને કે જીતીને મેળવવા એ ઘણું સહેલું હતું. પશ્ચિમ તરફનો બધો વેપાર પણ તેમનાજ હાથમાં હતો.

પણ પચાસ કે સાઠ વરસ પછી પોર્ટુગલ અને હિંદુસ્તાન બેની સ્થિતિ આથી ઉલટી થઈ. પંદરમા સૈકાના આરંભમાં પોર્ટુગલે જે મહાન પ્રયત્નો કર્યા તે તે નાના રાજ્યની શક્તિ અને સાધનોથી વધારે હતા. પાદરીવર્ગની સત્તાથી હબસીઓ પાસે કામ લેવાથી અને મોરોક્કોમાં જે ચડાઈ નિષ્ફળ ગઈ તેથી તે રાજ્ય નબળું પડયું હતું. પણ હિંદુસ્તાનમાં તૈમુરના વંશજો પોતાની સત્તા વધારતા હતા. ઇ. સ. ૧૫૨૫માં બાબરે પાણિપત આગળ જય મેળવ્યો હતો અને મોગલ રાજ્ય સ્થાપ્યું હતું. રાજ્યનીતિ અને યુદ્ધકળામાં બંનેમાં અતિપ્રવીણ પુરુષ હાલ તે ગાદી પર હતો. રાજ્યમાં સર્વત્ર વ્યવસ્થા દાખલ કરી તેણે પ્રથમ પોતાની સત્તા દૃઢ કરી અને પછી રાજ્યની સીમા દરેક દિશાએ વધારવા પ્રયત્ન કર્યો. દસ વરસમાં ઉદેપુર સિવાય બધાં રજપુત રાજ્યો તેણે વશ કર્યાં. ઇ. સ. ૧૫૭૨ માં ગુજરાત પર સવારી કરી તે પ્રાન્ત જીતી લીધો. ઇ. સ. ૧૫૮૧માં મોગલ લશ્કરની એક ટુકડીએ વસાઈ અને દમણનાં પોર્ટુગીઝ રાજ્યો પર ચડાઈ કરી. પોર્ટુગીઝ હાકેમ. માર્ટિન ઑફોન્સો ડી મેલ્લોએ એ ટુકડી હરાવી હઠાવી કાઢી. અન્યત્ર થયું તેમ અકબર બાદશાહે મોટું લશ્કર મોકલી ફરી ચડાઈ કરી હત; પણ પોર્ટુગીઝ તોપ કરતાં પણ જેથી તે વિશેષ બીતો હતો અને તેમના એલચીઓના સમજાવવા કરતાં પણ જેના સમજાવવાથી તેના પર વિશેષ અસર થતી હતી એવી એક લ્યુસિટેનિઅન સ્ત્રીના ક્રોધ અને આંસુથી તેના મન પર પ્રબળ અસર થઈ. લડાઈ કરવાને બદલે તેણે પોર્ટુગીઝ સંસ્થાન સાથે સલાહ કરી.

પોર્ટુગીઝ રાજ્યને આવો લાભ કરનારી સ્ત્રી કોણ હતી? તેનું નામ મેરિઆ મેકરે હતું અને તે અકબરની સ્ત્રી હતી. તે ખ્રિસ્તિ સ્ત્રીની કબર ફત્તેપુર સિક્રિમાં હજી પણ જોવામાં આવે છે. તે સ્ત્રીનો ઇતિહાસ નીચે પ્રમાણે છે. ત્રીજા જૉનના રાજ્યમાં પોર્ટુગલમાં સારા કુળની અનાથ છોકરીઓ માટે એક અનાથાશ્રમ બાંધ્યું હતું; જ્યારે એ છોકરીઓ મોટી ઉમ્મરે પહોંચતી, ત્યારે એમને જુદાં જુદાં પોર્ટુગીઝ સંસ્થાનોમાં મોકલવામાં આવતી અને ત્યાં એ પોર્ટુગીઝ અમલદારો કે બીજા સંસ્થાનિકો સાથે પરણતી. એમાંની એક છોકરી જેનું નામ મેરિઆ માસ્કરેનહસ હતું તે તેની બેન સાથે ડચ લોકોના હાથમાં આવી હતી. ત્યાંથી તેને

સુરત લઈ ગયા અને છેવટે તેને મોગલ કોર્ટમાં વેચી હતી. ત્યાં તે અકબરની રાણી થઈ અને તેનું નામ અપભ્રષ્ટ થઈ મેરિઆ મેકેરે થયું.

એ સ્ત્રીની બેનની દશા નીચે પ્રમાણે થઈ. ઇ. સ. ૧૫૬૦માં પ્રિન્સ જીઅન ફિલિપ બુરબોન નામનો રાજવંશી પુરુષ ફ્રાન્સમાં દ્વન્દ્વયુદ્ધ કરી ત્યાંથી નાસી ગયો અને મદ્રાસથી દિલ્હી આવી અકબર બાદશાહની નોકરીમાં દાખલ થયો. બાદશાહે તેનું સન્માન કર્યું, તેને નવાબનો ખિતાબ આપ્યો, બાદશાહી જનાનખાનાનો ઉપરી નીમ્યો અને મેરિઆની બેન જુલિઆના મારકરેનહસ સાથે પરણાવ્યો.

પોતાના રાજ્યના સંસ્થાનોનું આ પ્રમાણે રક્ષણ કર્યા પછી મેરિઆ મારકરેનહસે અકબરને ખ્રિસ્તિ ધર્મનો બોધ કરવા માંડયો. ગોવા સાથે નવો કરાર થયો તે પ્રમાણે અકબરે પોતાની કોર્ટમાં ખ્રિસ્તિ પાદરીઓને ખ્રિસ્તિ ધર્મનો ઉપદેશ કરવા દાખલ કર્યા. એ પાદરીઓમાં એક જેસુઈટ રોડોલ્ફો એરકવાવિવા નામનો હતો, તે ઘણો હોશિયાર હતો. તેણે મુલ્લાઓની સાથે ધર્મવિવાદ કરી તેમના પર જય મેળવ્યો એમ એક ખ્રિસ્તિ લેખક વર્ણવે છે; પણ મુસલમાન લેખકોના વર્ણન પ્રમાણે મુલ્લાઓને જીતવા એ સહેલું નહોતું. અકબરના દરબારમાં આવા ધર્મવિવાદો વારંવાર ચાલતા હતા.

અકબર ઇ. સ. ૧૬૦૫માં મરી ગયો અને એની કબરની પાસે મેરિઆની કબર છે તેથી એમ જણાય છે કે તે બાદશાહની પછી મરણ પામી હશે. જહાંગીર બાદશાહના સમયમાં પોર્તુગીઝ લોકોને જે લાભ મળ્યો તે એનીજ સત્તાને લીધે હતો. બાદશાહ અને ગોવાના વાઇસરૉય ડોમ જેરોનિમો ડિ ઍઝેવીડો વચ્ચે એક કરાર થયો તે પ્રમાણે બાદશાહે પોર્તુગીઝ લોકોને મદદ આપી ડચ અને અંગ્રેજ લોકોને દેશમાંથી હાંકી કાઢવાનું કબૂલ કર્યું. આ પ્રમાણે મેરિઆએ પોતાના દેશને લાભ કર્યો અને અંગ્રેજ લોકોને નુકસાન કર્યું. પરંતુ એનાજ બળથી મુંબાઈ પોર્તુગીઝ લોકોના હાથમાં રહ્યું અને રજો ચાર્લ્સ પ્રિન્સેસ કેથેરાઇન સાથે પરણ્યો ત્યારે તે અંગ્રેજ લોકોને પહેરામણીમાં મળ્યું અને હાલ તે 'અર્બ્સ પ્રાઇમસ ઇન ઇંડિયા'—હિંદુસ્તાનનું મુખ્ય શહેર કહેવાય છે.

---

# શિવાજીની ઉન્નતિનાં ખાસ કારણો.*

સાધારણ સ્થિતિમાં ઉછરી પોતાના શૌર્યાદિક સદ્‌ગુણો વડે મહાન્ મોગલ શહેનશાહ ઔરંગઝેબ જેવો પ્રચંડ શત્રુ માથે છતાં, સાધારણ સદ્‌ગુણો વડે મરાઠી રાજ્યનો પાયો નાંખનાર, હિંદુ સૈનિકોમાં ધાર્મિક જુસ્સો ઉત્પન્ન કરનાર, ઉત્તમ પ્રકારની રાજ્યવ્યવસ્થા કરનાર, હિંદુઓની સ્વતંત્રતા, ધર્મ અને જાતઅભિમાનને પુનર્જીવન આપનાર, ગૌબ્રાહ્મણ અને હિંદુધર્મનું પ્રતિપાલન કરનાર મહાન્ નરના નામથી કોણ અજાણ્યું હશે? વિજાપુર અને ગોવલકોંડાના સુલતાનોને અનેક યુક્તિપ્રયુક્તિથી નમાવનાર, મોગલ શેહેનશાહતને દોદલી કરનાર, શૂરવીર શિવાજીનું નામ સાંભળી આજે પણ આપણને કેટલો આનંદ ઉપજે છે! હૃદય કેવું ઉત્તેજીત થાય છે!

હિંદના ઇતિહાસમાં હલકી સ્થિતિમાંથી ઉચ્ચ પદવી પ્રાપ્ત કરી રાજ્ય સ્થાપન કરવા ભાગ્યશાળી નીવડેલા બે પુરુષો છે—શિવાજી અને હૈદરઅલી. પોતાની સ્થિતિને ઉચ્ચ કરવાની બન્ને વીરોની પદ્ધતિ લગભગ સરખી હતી. બંને શૂરવીર, આગ્રહી, ખંતી અને અડગ હતા. છતાં શિવાજીના વંશમાં ગાદી લાંબા વખત સુધી ટકી રહી અને હૈદરઅલીના વંશની પડતીનો પ્રસ્તાવ અને નાશ બીજી પહેડીએજ થયો, તેનાં કારણો ખાસ વિચારવા જેવાં છે. ધર્માંધતા, આસપાસની સ્થિતિ ઇત્યાદિ કારણોને બાજૂ પર મૂકી ખાસ કારણો તપાસતાં માલૂમ પડે છે, કે શિવાજીનું પાયદળ લશ્કર અને તેની ઉત્તમ રાજ્યવ્યવસ્થા એ બન્ને હૈદર કરતાં ચઢીઆતાં હતાં; જેને પરિણામે મરાઠી સત્તા લાંબો વખત ટકી રહી અને હૈદરના વંશજોને ચાર દિવસના ચાંદરણા જેવું થયું.

ઉત્તમ પ્રકારનું પાયદળ લશ્કર જેને યોગે શિવાજી મોટા અજિત કિલ્લાઓને વશ કરી શક્યો અને મુલકો, શહેરો લુંટી દ્રવ્ય સંપાદન કરી શક્યો તથા યવનરાજ્યસત્તાઓને ધ્રુજાવી નબળી પાડી શક્યો તેના સંબંધી, અને ઉત્તમ પ્રકારની રાજ્યવ્યવસ્થા જેનાથી મરાઠી રાજ્યસત્તા

* આ લેખ કપ્તાન ગ્રાંટ ડફનો 'મરાઠાનો ઇતિહાસ' અને 'ઇન્ડીઅન વર્લ્ડ' નામના અંગ્રેજી માસિકના કેટલાક લેખો ઉપરથી તૈયાર કરવામાં આવ્યો છે.

અને પાછળથી પેસ્વાઈ હિંદની તે વખતની રાજ્યસત્તાઓને શિખરે પહોંચી હતી, એટલે કે જે ઘણા વખત સુધી લાંબો ફેરફાર થયા વિના ટકી રહી હતી, અને જેમાંના કેટલાંક તત્ત્વો હાલની સુધરેલી સરકારની રાજ્યનીતિમાં પણ જોવામાં આવે છે તે સંબંધી કંઈક જાણવું અગત્યનું થઈ પડશે.

શિવાજીનું પાયદળ લશ્કર માવલી અને હેટકરી એ બે જાતના લોકોનું બનેલું હતું. માવલી લોકો ઘાટને મથાળે રહેનારા, અને હેટકરી કોકણસ્થ હતા. સ્વાભાવિક નિયમ છે કે દેશના સ્વરૂપ પ્રમાણેજ તે દેશનાં રહીશોની ખાસીઅતો બંધાય છે. શિવાજીના સૈનિકો ડુંગરના વતની હોવાથી તેઓ શરીરે મજબૂત, લાંબો વખત કામ કરી શકે એવા, વાનરની પેઠે ફલંગો મારી ડુંગર ઉપર ચઢી જવાની ટેવવાળા, સારૂં તરનારા, ટાઢતાપ ખમી શકનારા, અને હરણની માફક નાસી જઈ ડુંગરની આડીઅવળી ગલીઓમાં ભરાઈ જનારા હતા. હાલ જેમ લશ્કરને 'યુનિફૉર્મ ડ્રેસ'—એક સરખો પોશાક—પહેરાવવામાં આવે છે, અને તે કાલમાં મોગલ સૈનિકો એક સરખો પોશાક પહેરતા હતા તેમ શિવાજીના સૈનિકોને એક સરખો પોશાક નહોતો. આથી તેમને ફાયદો એ થતો કે શિવાજીના સૈનિક તરીકે તેઓ દુશ્મનના હાથ પકડાયા હોય ત્યાંથી તેમનાથી યુક્તિથી છૂટી જવાતું. તેઓ ઘણું કરી મલ્લની પેઠે જાંઘ સુધી ચોરણો પહેરતા અને તેના ઉપર કચ્છ મારતા. સઘળા સૈનિકો માથા ઉપર પાઘડીઓ બાંધતા. કેટલાક અંગરખાં પહેરતા અને કેટલાક હાલના કમરબંધને ઠેકાણે કેડે ધોતીઆં બાંધતા.

મુખ્યત્વે કરીને હથિયારમાં તલવાર, ઢાલ, અને બંદુક વપરાતી. કેટલાક હેટકરી લોકો પાસે ચકમકની બંદુકો હતી. એમ જણાય છે કે તેઓ એ બંદુકો વાપરવાનું પોર્ટુગીઝ લોકો પાસેથી શીખ્યા હશે. તીરકામઠાનો ઉપયોગ રાતે છાપો મારતી વખત કરવો પડતો; કારણ કે બંદુકના અવાજથી દુશ્મનો ચેતી જાય અને યુક્તિ નિષ્ફળ થાય. આથી દશ માણસની એક ટોળીએ એક તીરકામઠાવાળો માણસ રાખવામાં આવતો. હેટકરી લોકો બંદુકની ચોટ મારવામાં ઘણા નિપુણ હતા અને માવલીઓ હાથોહાથની એટલે તલવાર વડે લડવામાં કુશળ હતા. હેટકરીને તલવાર

વડે લડતાં આવડતું નહોતું. લશ્કરમાં દશ માણસે એક નાયક, પચાસે એક હવાલદાર, સો માણસે એક જુમલેદાર, અને હજારે એક હજારી એ પ્રમાણે અધિકારીઓ રાખવામાં આવતા. હજારી કરતાં મોટો પાંચ હજારી અને સૌથી મોટો સરનોબત હતો.

શિવાજીના ઘોડે સવારો બે જાતના હતા. બારગીર અને શિલ્લેદાર. બારગીરને સરકારી ઘોડા મળતા અને શિલ્લેદારો પોતાનાજ ઘોડાપર બેસતા. બારગીર સરદારોની ટૂકડીને પાગા-પાયગા-એ નામથી ઓળખતા. લડાઈ વખતે પાગા લશ્કરને શિલ્લેદારોં પર દેખરેખ રાખવાનું કામ સોંપવામાં આવતું; કારણ કે શિવાજીને શિલ્લેદાર લશ્કર કરતાં પાગા ઉપર ખાસ વિશ્વાસ હતો. આ દેખરેખને લીધે શિવાજીના લશ્કરમાં લડાઈ વખતે ગડબડાટ અને અવ્યવસ્થા થઈ ન જતાં સૈનિકો ઘણા નિયમપૂર્વક લડતા. કોઈ દગો કરી પાછળ પડી શકતો નહિ.

સવારો ઘણુંકરીને ચોરણો અને સુઈદાર ડગલો પહેરતા અને તે ઉપર કમરબંધ બાંધતા. કમરબંધ ચામડાનો નહિ પણ ઉપર કહ્યું છે તેમ ધોતીઆનોજ બાંધતા અને તેમાં તલવાર ઝૂલતી રાખતા. તેઓ માથે પાઘડી પહેરતા અને પાઘડીના છેલ્લા આંટા વડે બન્ને કાન અને દાઢી ઢંકાઈ જાય એવી રીતે બુકાની બાંધતા. તેઓની મૂછોનો ભરાવો ઠીક હતો. સવારોનું મુખ્ય હથિયાર ભાલો હતું અને તે વાપરવામાં તેઓ 'એક્કા' કહેવાતા. કેટલાક ઢાલ, તલવાર, અને બંદુક પણ રાખતા. ભાલા રાખનાર પણ પોતાની પાસે તલવાર ને ઢાલ રાખતા.

ઘોડેસવાર લશ્કરમાં પચીસ સવારે એક હવાલદાર, સવાસો સવારે એક જુમલેદાર અને એવા પાંચ જુમલેદારે, અર્થાત્ ૬૨૫ સવારે, એક સુબેદાર રાખવામાં આવતો. દરેક સુબેદારને એક હિસાબ લખનાર અને એક હિસાબ તપાસનાર એવા બે કારકુનો સરકાર તરફથી આપવામાં આવતા. એ લખનારા તથા ચોકસી કરનારા ઘણુંકરીને બ્રાહ્મણ કે પરભુ જાતનાજ હતા. આવા દશ સુબેદારે એક મુખ્ય સરદાર રાખવામાં આવતો તે પાંચ હજારી કહેવાતો. એની પાસે એક હિસાબ તપાસનાર મુજુમદાર રહેતો તે ઘણું કરીને બ્રાહ્મણ અને તેના હાથ નીચેના નોકરો તે પરભુ હોતા. આ સિવાય વધારે કારકુનો જોઈતા તો તેઓ પોતાની ગાં-

કના પગારથી રાખી લેતા: આટલા નોકરો સિવાય મોટા સરદારો પાસે છુપી ખબરો મેળવનાર બાતમીદારો અથવા જાસુસો રહેતા. ખુદ શિવાજી પાસે પણ એક બહિરજી નામનો જાસુસ હતો. તે પોતાનું કામ કરવામાં ઘણોજ ચાલાક હતો. લોકો જે એમ કલ્પના કરતા કે શિવાજી મહારાજને ભવાની જાતે આવીને સઘળી વાત કહી જાય છે આનું ખરૂં કારણ બહિરજીજ હતો. તે એટલી ઝડપથી અને ચાલાકીથી ખબર મેળવતો ને શિવાજીને પહોંચાડતો કે લોકોની આ કલ્પના આ ભેદ ન જાણનારને તો તથ્યાંશવાળીજ લાગતી.

શિવાજી જ્યારે નવા માણસોની લશ્કરમાં ભરતી કરતો ત્યારે દરેક માણસને જાતે બારીકીથી જોતો અને પછી યોગ્ય લાગે તો પોતાના જૂના નોકરોમાંથી તેનો જામીન લઈ પછી તેને પોતાના લશ્કરમાં દાખલ કરતો. કેટલીક વખતે માવલી લોકો પેટને માટેજ નોકરી કરતા. પણ તેમનો ધારાબંધ પગાર એકથી ત્રણ હોન સુધી દર મહિને હતો. બારગીરોને બેથી પાંચ અને શિલ્લેદારોને છથી બાર હોન સુધી દર મહિને પગાર હતો. શિલેદારોને બારગીરો કરતાં વિશેષ પગાર મળવાનું ખાસ કારણ એ હતું કે તેમને ઘોડા પોતાના ઘરના રાખવા પડતા. પાયદળના જુમલેદારને સાત હોન અને સવારોના જુમલેદારને વીસ હોન મળતા. સવારોના સુબેદારને ૫૦ હોન મળતા અને તે ઉપરાંત પાલખી મળતી. પાંચ હજારીને બસે હોન અને તે ઉપરાંત પાલખી આફતાબગીરી વગેરેનો ખર્ચ પણ મળતો. લશ્કરમાંના કોઈને કોઈ વસ્તુ જડી હોય અથવા લૂંટમાં મળી હોય તો તેને તે વસ્તુ દરબારમાં રજુ કરવી પડતી. જડેલી વસ્તુની કિંમત પ્રમાણે તેને તે વસ્તુમાંથી અમુક ભાગ બક્ષિસ આપવામાં આવતો; અને તે વસ્તુ તેણે કેવી રીતે કેટલી બહાદુરીથી મેળવી છે ઇત્યાદિ બાબતો ઉપર ભર દરબારમાં વિવેચન કરી તેને શાબાશી આપવામાં આવતી. આથી સરદારો ઉત્તેજાતા અને વિશેષ પરાક્રમ કરી પુષ્કળ લુંટ મેળવતા. ચોમાસા સિવાય બીજી ઋતુઓમાં સરદારોના ઘોડાઓને ઘાસદાણો શત્રુઓના મુલકમાંથી મળતો. ચોમાસામાં સરદારો પર્વત પર બાંધેલા કિલ્લાઓમાં રહેતા અને ઘોડાઓ નીચેનાં વિશાળ બીડોમાં ચરતા. કિલ્લામાં પણ કેટલોક ઘાસ-

દાણો ભરી રાખવામાં આવતો. એને માટે ખાસ માણસો રોકવામાં આવતા.

વિજયા દશમીને દિવસે શિવાજી મહારાજ મોટા દરબાર ભરતા. તે વેળા ગહન સમારંભ થતો. સર્વ સૈનિકો અને નોકરોની તે સમયે હાજરી લેવામાં આવતી. ઘોડા, હથિયાર, માણસો વગેરેની બારીકીથી ચોકસાઈ કરી તેમને નિશાનીબંધ ટાંકી લેતો. આવી હાજરી થયા પછી મરાઠા સરદારો અને સૈનિકો દુશ્મનના મુલક પર સવારીઓ કરવા નીકળતા. સરકારી નોકરી કરતાં જો કોઈ શિલ્લેદારનો ઘોડો મરી ગયો હોય તો તેની પક્કી ખાતરી કરી તે રોગથી મરી ગયો ન હોય તો તેને સરકારમાંથી બીજો ઘોડો આપવામાં આવતો. વળી એ હાજરીને દિવસે સરકારી હિસાબની પણ ચોકસાઈ થતી. લેણદારોને રોકડા રૂપીઆ આપવામાં આવતા અથવા પ્રાંતોના હાકેમો ઉપર ચિઠ્ઠીઓ લખી આપવામાં આવતી. કોઈને મારી ઝૂડી લુંટી લઈ દેવું ચૂકવાતું નહિ, તેમજ પૈસા ખોટા પણ થતા નહિ.

શિવાજીના રાજ્યમાં ગાય, બ્રાહ્મણ અને ખેડુતોને ઉપદ્રવ કરનાર સૈનિકને સખ્ત શિક્ષા કરવામાં આવતી. મુસલમાન અથવા તેમના પક્ષના હિંદુ જો પૈસાદાર હોય તો તેમનો પૈસો લુંટી લઈ તેમને જવા દેવાનો હુકમ હતો. લશ્કરમાં સાથે સ્ત્રી રાખવાની સખ્ત મનાઈ હતી. લશ્કરમાં એ બદી દાખલ ન થઈ જાય તેને માટે શિવાજી ઘણો સાવચેત રહેતો, અને વારંવાર જાસુસોને સૂચના આપ્યા કરતો. આ અને એવા બીજા ગુન્હાઓ માટે સૈનિકોને કરવાની શિક્ષાના ધારા ઘણા સખ્ત હતા. જે સિપાઈઓ શૌર્યથી લડયા હોય અથવા એમ કરતાં જેઓ નાશ પામ્યા હોય તેમને અગર તેમના વારસોને બક્ષિસો આપતો, જાહેર મેળાવડામાં તેમનાં વખાણ કરતો અને ગુજરાનનું સાધન કરી આપતો. બ્રિટિશ રાજ્યની પેઠે શિવાજી પણ કોઈને જાગીરદાર બનાવતો નહિ; કારણ કે તે જાણતો કે એથી રાજ્યનું એકત્ર બળ તૂટશે એટલુંજ નહિ પણ સરકારની ઉપજ અને ગૌરવ પણ ઓછું થઈ જશે અને એથી ગાદીને ભારે નુકસાન થશે. આમ છતાં પણ તે ક્વચિત્ ક્વચિત્ બ્રાહ્મણોને ધર્માદામાં જમીન આપતો ખરો.

આ મહાન્ પુરુષ બહારના લશ્કરમાં જેવી ચોકસાઈ રાખતો હતો તેવીજ ચોકસાઈ કિલ્લાઓના લશ્કર ઉપર પણ રાખતો. કિલ્લાના ઉપરીને

હવાલદાર કહેતા. તેના હાથ નીચે એક અથવા વધારે સરનોબતો રહેતા. પ્રત્યેક કિલ્લામાં એકેક કારકુન રહેતો, તેને સબ્નીસ કહેતા. સામાન, સરંજામ, દારૂગોળી ઇત્યાદિ ઉપર ચોકી પહેરાનો પાકો બંદોબસ્ત રહેતો. કિલ્લાની ચોકી કરનાર પાયદળ લશ્કરમાં બ્રાહ્મણો, મરાઠા, રામોસી, મ્હાર અને માંગ વગેરે જાતના લોકો હતા. તેઓને ગઢકરી કહેતા. તેઓને કિલ્લાની આસપાસની જમીનોનાં વતન કરી આપ્યાં હતાં તેથી તેઓ ત્યાંજ રહીને પોતાનું ગુજરાન ચલાવતા. રામોસી, મ્હાર અને માંગ લોકો કિલ્લાની બહાર રહી ચોકી કરતા. ગઢ–કિલ્લા–ને તેઓ પોતાની માતા તરીકે માનતા. આ ધાર્મિક ભાવનાને લીધે ગઢ ઉપર જ્યારે દુસ્મનોનો ઘેરો આવતો ત્યારે તેઓ પોતાની માતું રક્ષણ કરવામાં પ્રાણાન્તે પણ પાછી પાની કરતા નહિ.

મહાન્ અકબર બાદશાહના દરબારમાં ટોડરમલ અને દક્ષિણમાં મલીકંબર વસુલાત સંબંધે કાયદા બાંધવામાં પ્રખ્યાત થયા છે, તેમ શિવાજીના રાજ્યમાં દાદાજી કોંડદેવ એ કામ માટે પ્રખ્યાત છે. દર વરસે પાક જોઈ તે ઉપરથી વસુલ લેવાની રકમ નક્કી કરવામાં આવતી. સાધારણ નિયમ એવો હતો કે આખી ઉપજનો ⅖ સરકારે લેવો અને ⅗ ખેડૂતે લેવો. કદી કોઈ નવો દેશ શિવાજી જીતતો તો તેમાં લશ્કર વગેરેના ખર્ચ સંબંધીનો જે લાગો ઉઘરાવવાનો હોય તે બંધ કરતો. તે મુલકની ઉપજ ઇજારે આપી વસુલ કરતો નહિ પણ પોતાના કારભારીઓ મારફતેજ વસુલ કરતો. નાના પ્રાંતો ઉપર બ્રાહ્મણ કે પરભુ અધિકારીઓ નીમાતા. તે તરફદાર કે તાલુકાદારના નામથી ઓળખાતા. તેમના હાથ નીચે એક કારકુન નીમાતો. તેઓ બેત્રણ ગામોની ચોકસી રાખતા. તે દરેકની પાસે એકેક મરાઠો હવાલદાર હતો. આવા કેટલાક પ્રાંતો ઉપર એક મામલતદાર નીમાતો તેના તાબામાં એક અથવા વધારે કિલ્લા પણ સોંપવામાં આવતા તેમાં તે અનાજ, ઘાસ અને નાણાની અમુક રકમ સિલકે રાખીજ મુકવાની ઘણી સંભાળ રાખતો. આ પદ્ધતિ હાલની પદ્ધતિના જેવીજ છે. આ સિવાય શિવાજીના મુલકમાં દેશપાંડે અને દેશમુખ નામના સરદારો હતા. તેમનાથી પોતાનો લાગો શિવાજીના હુકમ વિના કદી ઉઘરાવાતો નહિ.

શિવાજી લશ્કરને શાહી ખજાનામાંથીજ પગાર અપાવતો. કેટલાક પ્રતિષ્ઠિત સરદારોએ તેને એવી સલાહ આપી હતી કે લશ્કરના ખર્ચની ગોઠવણ તેમણે બારોબાર ગામડાં ઉપરથીજ કરવી. પણ આ વાત તેને રુચી નહોતી; કારણ કે તે જાણતો હતો કે એથી લશ્કરના ઉપરીઓ બારોબાર જાતેજ ગામડાં ઉપર અધિકાર ચલાવવા માંડશે અને રૈયતને નાહક હેરાન કરશે. આવી પદ્ધતિનાં માઠાં ફળ તેણે વિજાપુરના રાજ્યમાં જોયાં હતાં તેથીજ તેણે એ પદ્ધતિ સ્વીકારી નહિ.

શિવાજીને હિંદુ ધર્મ પર પૂર્ણ પ્રીતિ હતી. ગાય અને બ્રાહ્મણોનું રક્ષણ કરવું એને તે પોતાની મોટી ફરજ સમજતો. દેવસ્થાનો અને તીર્થોનું તે ઘણું રક્ષણ કરતો. જે દેવસ્થાનોના ખર્ચ માટે કાંઈ પણ સાધન ન હોય તેવાં દેવસ્થાનોમાં જમીન આપી તેણે બ્રાહ્મણો રાખ્યા હતા. એ બ્રાહ્મણો પાસેથી વરસ દિવસે ખર્ચખુટણનો હિસાબ લેવામાં આવતો.

રાજ્યમાં દિવાની કામનો નિકાલ ચાર શાણા મનુષ્યો મળી કરતા. લશ્કરના સિપાઈઓના ગુન્હાનો ઇન્સાફ તેમના સરદારો કરતા. તેણે રાજ્યમાં જુદાં જુદાં ખાતાંઓ ઉપર મળી આઠ મુખ્ય પ્રધાનો નીમ્યા હતા. તેમની સલાહ લઈનેજ તે દરેક કાર્ય કરતો. એટલે બહુમતથી કામ કરવાનો રિવાજ તે વખતે પણ હતો. એ આઠ પ્રધાનો અને તે દરેકનાં કામ નીચે મુજબઃ—

૧ **પેશ્વા** સર્વ રાજ્યકારભાર ઉપર દેખરેખ રાખવી, એ તેનું કામ હતું. મોરોપંત નામે બ્રાહ્મણ એ કામ કરતો હતો.

૨ **મજમુદાર** એ જમાબંધીનું કામ કરતો, વસુલ ઉઘરાવતો, અને ખર્ચ ઉપર દેખરેખ રાખતો. આબાજી સોનદેવ કલ્યાણનો સુબેદાર એ કામ કરતો.

૩ **સુરનીસ** એ દફતરદારનું કામ કરતો. સરકારી દફતરે સનંદો વગેરેની નકલો કરી દાખલો રાખવાનું વગેરે કામ એ કરતો. આ કામ આનાજી દત્તો કરતો.

૪ **વાંકનીસ** એ ખાનગી શીબંદી અને ખાનગી દફતરનો બંદોબસ્ત રાખતો. દત્તાજીપંત એ કામ કરતો.

૫ **સરનોબત** એ લસ્કરનો વડો હતો. તેઓ ઉપર જણાવ્યા પ્રમાણે બે હતા. એક પાયદળનો અને બીજો ઘોડેસવારનો. પ્રતાપરાવ ઘોડેસવારનો અને યેશાજી પાયદળનો વડો હતો.

૬ **ડબીર** તેને પરરાજ્યની તજવીજ રાખવાનું તથા બીજાં રાજ્યો સાથે મસલત કરવાનું, પરદેશી એલચીઓ સાથે વાતચીત કરવાનું કામ હતું. એ કામ પર સોમનાથપંત હતો.

૭ **ન્યાયાધીશ** એ ન્યાયનું કામ કરતા. એ ઓદ્ધા ઉપર પણ એકને બદલે બે માણસો નીમાતા. નેરાજી રાવજી અને ગોમાજી નાયક એ બે ન્યાયાધીશો હતા. આથી ન્યાયમાં ભૂલ થવાનો સંભવ ઘણો ઓછો રહેતો.

૮ **ન્યાયશાસ્ત્રી** તે ધર્મ સંબંધી શાસ્ત્રાર્થ કરવાનું કામ કરતો. તે કામ ઉપર રાંભુ ઉપાધ્યાય નામનો માણસ હતો.

આ આઠ પ્રધાનોમાં ન્યાયાધીશ અને ન્યાયશાસ્ત્રીને પોતાના આ ઓદ્ધા ઉપરાંત બીજા પણ ઓદ્ધા હતા. આથી કામના ભારને લીધે તેઓ પોતાનું કામ ઉત્તમ રીતે કરી શકતા નહિ. તેમના હાથ નીચે એકેક કારકુન આપવામાં આવતો તેની મારફતે તેઓ પોતાનું કામ ચલાવતા. આ પ્રધાનો પૈકી જેમને મહોર છાપ કરવાની આજ્ઞા હતી તેમને મુતાલિક કહેતા. એ સત્તાવાળા નીચે મુજબ હતા.

૧ કારભારી, મુતાલિક અથવા દિવાન.
૨ મજમુદાર એટલે હિસાબ રાખનાર.
૩ સબનીસ, સુરનીસ કે દફતરદાર.
૪ કારખાનનીસ–કિલ્લા પર દેખરેખ રાખનાર, અનાજ ઘાસ વગેરેનો બંદોબસ્ત રાખનાર અને કિલ્લાઓની તપાસ રાખનાર.
૫ ચીટનીસ–એ કાગળપત્ર આવ્યા ગયાનો બંદોબસ્ત રાખતો.
૬ જામદાર–નાણા સિવાયના સર્વ પ્રકારના અલંકાર–દરદાગીના ઝવેરાત, કપડાં વગેરેની દેખરેખ રાખનાર.
૭ પોતનીસ–રોકડ સિલક સંભાળનાર.

આ સિવાય શિવાજી ખાસ પોતાના ચીટનીસ, ફરનીસ, અને ફા-

રસીનીસ અથવા ફારસી જાણનાર જુદા રાખતો. તેનો થીઠનીસ બાવાજી રતનાજી કરીને હતો. તેને એક વખત મુંબઈ સરકાર પાસે કાંઈ કામસર મોકલવામાં આવ્યો હતો ત્યાં તે ઘણો ચાલાક માલૂમ પડ્યો હતો.

સુરત મ્યુ. સ્કૂલ નંબર. ૧. } માણેકલાલ કાળીદાસ ભટ. આસિ. માસ્તર.

---

## રાક્ષસી વૃક્ષો.

હિંદુસ્તાનમાં મલબારકાંઠે, બ્રહ્મદેશ, કોકણ વગેરે ઠેકાણે સાગનાં ઝાડ પુષ્કળ થાય છે. લીમડો, વડ, આંબો વગેરે સાધારણ ઊંચાઈનાં વૃક્ષો કરતાં આ વૃક્ષો ઘણાં ઊંચાં હોય છે. તેમની ઊંચાઈ લગભગ ૧૨૫ ફીટ, અને થડનો ઘેરાવો લગભગ ૨૦ ફૂટ હોય છે. આ ઝાડનાં પાંદડાં બે હાથ લાંબાં અને એક હાથ પહોળાં હોય છે. આ પાંદડાંમાંથી રંગ નીકળે છે. તેનું લાકડું ઘણું મજબૂત હોય છે. તે પાણીમાં ઘણી મુદત રહ્યાં છતાં કોહી જતું નથી. તેના આવા ઉત્તમ ગુણોને લીધે તે ઈમારતી કામમાં બહુ વપરાય છે. સાગનાં ઝાડ કરતાં પણ ઘણાં વધારે ઊંચાં અને જાડાં વૃક્ષો પૃથ્વીના જુદા જુદા ભાગમાં થાય છે.

આસ્ટ્રેલિયાના ન્યુ ગીની ટાપુમાં એક જાતનાં ગંજાવર વૃક્ષો થાય છે. તેમની ઊંચાઈ લગભગ ૨૦૦ ફૂટ છે. આવાં વૃક્ષોનાં ત્યાં ગીચ જંગલો છે. આ ઝાડોમાં વડના જેવાં ઝાડ પણ થાય છે. વડને જેવી વડવાઈ થાય છે તેવી આ ઝાડને થાય છે. તે નીચે લટકી વડની વડવાઈની પેઠે જમીનમાં દાખલ થાય છે. આ વડના જેવા ઝાડની ઊંચાઈ પણ ૨૦૦ ફૂટ હોય છે. આવાં ઊંચાં અને વિશાળ ઝાડો ઘણાં શોભાયમાન દેખાય છે.

યુનૈટેડ સ્ટેટ્સમાં કેલિફોર્નિયાના રાજ્યમાં સૌથી મોટું શહેર સાનફ્રાન્સિસ્કો છે. આ શહેરની દક્ષિણે વાવોના નામે ગામ છે. વાવોનાથી નવ

માઇલ દૂર ગંજાવર વૃક્ષોનું એક વન આવેલું છે. આ વનમાંના વૃક્ષોની ઊંચાઈ અને તેમના થડની જાડાઈ નવાઈ પમાડે તેવી છે. આ વૃક્ષો સાધારણ રીતે કૅલિફૉર્નિયાનાં રાક્ષસી વૃક્ષોને નામે ઓળખાય છે. આ વનનો વિસ્તાર ચાર ચોરસ માઇલ છે. તેમાં દાખલ થતાં શરૂઆતમાં ઓછી ઊંચાઇનાં વૃક્ષો જોવામાં આવે છે, પણ આગળ ચાલતાં ગંજાવર વૃક્ષો નજરે પડે છે. એક વૃક્ષનું નામ તેના ગંજાવરપણાને લીધે 'બિહામણો રાક્ષસ' (Grizzly Giant) પડ્યું છે. આ ઝાડના થડનો પરિઘ ૯૩ ફૂટ ૭ ઇંચ છે. સો ફૂટની ઊંચાઈ સુધી તો તેને બિલકુલ ડાળીઓ નીકળેલી નથી. તેથી વધારે ઊંચાઈએ ડાળીઓ ફૂટેલી છે. તેમાંની પહેલી ડાળીનો પરિઘ ૧૮ ફૂટ છે. એક બીજું ગંજાવર વૃક્ષ છે તેના થડમાંથી ગાડીઓને જવાનો રસ્તો કોતરી કાઢેલો છે. આ રસ્તો ૨૭ ફૂટ લાંબો, ૧૦ ફૂટ પહોળો અને ૧૦ ફૂટ ઊંચો છે. ગંજાવર વૃક્ષના થડમાંથી કોરી કાઢેલા આ રસ્તામાંથી ચાર ઘોડાની ગાડી સહેલાઈથી ચાલી જાય છે. વૉશિંગ્ટન નામનું એક બીજું ઝાડ છે. તેના થડનો પરિઘ ૯૦ ફૂટ છે. બીજા એક ઝાડના થડનો પરિઘ ૮૪ ફૂટ છે. આ વનમાં આવાં ગંજાવર વૃક્ષો ઘણાં છે. તેમની વધારેમાં વધારે ઊંચાઈ ૨૭૨ ફૂટ છે. તેમનું આયુષ્ય વધારેમાં વધારે ૪૦૦૦ વરસનું છે એમ કહેવાય છે. ગંજાવરપણાને લીધે આ વૃક્ષોનાં બિહામણો રાક્ષસ વગેરે નામ પડેલાં છે, પણ તેમનો દેખાવ બિહામણો નહિ હોતાં ઘણો રળિયામણો છે. તેમનાં પાંદડાં ઝીણાં છે. તેમનું લાકડું પોચું અને વજનમાં ઘણું હલકું છે. અમેરિકાની કૉન્ગ્રેસે આ વનમાંનાં વૃક્ષોને બાગની પેઠે સાચવી રાખવાનો ઠરાવ કરેલો છે, તેથી તેમાંનું એક પણ ઝાડ કોઈથી કાપી શકાતું નથી. આ ઝાડનાં બી થાય છે. તે પૃથ્વીના જુદા જુદા દેશ ખાતે વાવવાથી ઊગે છે. આ વનની જમીન ઘણી રસાળ છે. ત્યાં બે ફૂટ ઊંડો ખાડો ખોદવાથી, ઘણું સ્વચ્છ અને મીઠું પાણી નીકળે છે.

દક્ષિણ આસ્ટ્રેલિયાના ન્યુ સાઉથ વેલ્સ સંસ્થાનના પહાડમાં 'ગમ' નામનાં ગંજાવર વૃક્ષો થાય છે. આ વૃક્ષો તે પર્વત ઉપર ૩૦૦૦ ફૂટની ઊંચાઈ સુધી ઉગેલાં છે. કૅલિફૉર્નિયાનાં રાક્ષસી વૃક્ષો કરતાં આ વૃક્ષો ઘણાં

ઊંચાં અને સીધાં છે. આ સ્થળના એક ઝાડની ઊંચાઈ ૫૦૦ ફૂટ છે. જમીનની સપાટીથી પાંચ ફૂટ ઊંચાઈએ તેના થડનો ઘેરાવો ૫૪ ફૂટ છે. આ પહાડોમાં ગંજાવર વૃક્ષો ઘણાં છે. તેમાં કોઈ ૨૫૦ કોઈ ૩૦૦ અને કોઈ ૩૫૦ ફૂટ ઊંચાં છે. આ વૃક્ષો ઘણાં વરસ સુધી જીવે છે. તેઓના ઉપર પાંદડાં થોડાં હોય છે. તેમનાં પાંદડાં સાંકડાં, કોમળ અને ફીક્કા રંગનાં છે. આ વૃક્ષોની યુવાવસ્થામાં આ પાંદડાં આડાં હોય છે, અને વૃદ્ધાવસ્થામાં તે ઊભાં ફુટે છે. આ 'ગમ'નાં વૃક્ષો જુદી જુદી જાતનાં થાય છે. ઘણે દૂરથી તે એક સરખાંજ દેખાય છે, પણ પાસે જવાથી તેમની જુદી જુદી જાતો સ્પષ્ટ દેખાય છે. કોઈ ઝાડની છાલ પાંદડાં વગેરેનો રંગ રાતો, કોઈનો આસમાની, અને કોઈનો ધોળો છે. આ રંગને લીધે તેમનાં રાતો ગમ, આસમાની ગમ, સફેદ ગમ વગેરે નામ પડેલાં છે. પોતાની જીંદગીને જુદે જુદે વખતે આ વૃક્ષો પોતાનાં પાંદડાંનો આકાર બદલે છે, અને છાલનો રંગ બદલે છે. આ ગંજાવર વૃક્ષોને લગભગ સો દોઢસો ફૂટ સુધી બીલકુલ ડાળીઓ ફુટતી નથી. તેથી વધારે ઊંચાઈએ ડાળીઓ ફુટે છે. આ ઝાડ ઔષધિના કામમાં ઘણું વપરાય છે. આમાંની એક જાતના ઝાડમાંથી 'યુકેલીપ્ટીક' નામનું તેલ નીકળે છે. આ તેલ જન્તુનાશક દવા તરીકે ઘણું વપરાય છે. પ્લેગના વખતમાં તે રૂમાલમાં છાંટી લોકો પોતાની પાસે રાખે છે.

ગુજરાત પ્રાન્તમાં ભરૂચથી પૂર્વ દિશાએ નવ માઇલ દૂર શુક્લતીર્થ નામે એક ગામ છે. આ ગામની પાસે નર્મદા નદીના બેટમાં અતિશય વિસ્તારવાળું એક વડનું ઝાડ છે. તે કબીરવડને નામે પ્રસિદ્ધ છે. પ્રાચીન વખતમાં આ ઝાડ ઉગેલું છે. પ્રથમના ઝાડનાં ડાળાંની વડવાઈઓ નીચે લટકી જમીનમાં દાખલ થવાથી તેનાં કેટલાંક ઝાડ થયલાં, અને તે બધાં ઝાડનાં ડાળાંની વડવાઈઓ જમીનમાં દાખલ થવાથી હાલ સેંકડો ઝાડ થયાં છે. આવી રીતે પ્રથમના એક વૃક્ષમાંથી અનેક વૃક્ષો થતાં તેણે મોટો વિસ્તાર રોકેલો છે. આ વૃક્ષનો વિસ્તાર એટલો મોટો છે કે તેની છાયામાં પંદર હજાર માણસો સારી રીતે વિશ્રાન્તિ લઈ શકે છે. રાઈના દાણા જેવડા બીજમાંથી આવો અતિવિસ્તૃત વડ થયલો છે, એવો જ્યારે

આપણે વિચાર કરીએ છીએ ત્યારે આશ્ચર્યમાં લીન થઈ જવાય છે.

ઉપર વર્ણવેલાં રાક્ષસી વૃક્ષો જગતકર્તાની રચેલી એક અદ્દભુત રચના છે. આશ્ચર્યચકિત કરનારી આ ચમત્કારિક રચના સૃષ્ટિનિયંતાનું અદ્વિતીય ઐશ્વર્ય સિદ્ધ કરે છે અને તેમની તરફના મનુષ્યના પૂજ્યભાવમાં વૃદ્ધિ કરે છે.

- ઠાકરલાલ પુરુષોત્તમ શુક્લ.

---

## ધિ ચૅટફીલ્ડ સ્કૉલરશિપ અને પ્રાઇઝ સંબંધી ખુલાસો.

નીચે આપેલા ધારા મુજબ આ સ્કૉલરશિપ અને ઇનામ આપવામાં આવે છે.

(૧) ગવર્મેન્ટ, લોકલબોર્ડ, મ્યુનિસિપલ કે એડેડ (આશ્રિત) વર્નાક્યુલર સ્કૂલના માજી કે હાલનાં સ્ત્રી કે પુરુષ શિક્ષકોનાં છોકરાં છોકરીઓમાંથી જે મૅટ્રિક્યુલેશનની પરીક્ષામાં વધારેમાં વધારે દોકડા મેળવી પાસ થાય છે તેવા ઉમેદવારને દર માસે ૨૪ રૂપિઆની 'ધિ ચૅટફીલ્ડ સ્કૉલરશિપ' ખાલી હોય છે તો સિન્ડિકેટ* આપે છે; પણ તે એવી શરતે કે તે સ્કૉલરશિપ મેળવનારે કોઈ કૉલેજ અથવા સ્વીકારાએલી આર્ટસની સંસ્થામાં અથવા તો નીચેની કોઈ પણ સંસ્થામાં પોતાનો અભ્યાસ જારી રાખવો જોઈએઃ—

૧. કૉલેજ ઑવ્ સાયન્સ.

૨. ધિ ગ્રૅન્ટ મેડિકલ કૉલેજ.

૩. યુનિવર્સિટિ સાથે જોડાએલી કોઈ પણ કૉલેજનું ખેતીખાતું.

(૨) શુદ્ધ દેશી માતાપિતાને પેટે જન્મેલી સ્ત્રી-ઉમેદવારમાંથી મૅટ્રિક્યુલેશનની પરીક્ષામાં વધારેમાં વધારે દોકડા મેળવી જે પાસ થાય છે, તેને દર વર્ષે ૧૦૦ રૂપિઆનું 'ધિ ચૅટફીલ્ડ પ્રાઇઝ' સિન્ડિકેટ આપે છે.

---

* મુંબઈની યુનિવર્સિટિનું વિશ્વવિદ્યાલયનું કાર્યવાહક મંડળ.

## હિન્દના વિભાગો અને તેમાંહેના અધિકારીઓના હોદ્દા.

### હિન્દુસ્તાનના રાજકીય વિભાગો—મુખ્ય અધિકારીનો હોદ્દો.

૧. બંગાળા. — લેફ્ટનન્ટ ગવર્નર.
(બંગાળા, બિહાર, છોટા નાગપુર, (ઓરિસા; સીકીમ તેમજ છોટા નાગપુર અને ઓરિસાનાં દેશી રાજ્યો સહિત).

૨. પૂર્વ બંગાળા અને આસામ. — લેફ્ટનન્ટ ગવર્નર.
૧૯૦૫ પહેલાં આસામનો મુખ્ય અધિકારી 'ચીફ કમિશ્નર' કહેવાતો; પરન્તુ ૧૯૦૫ ની સાલમાં બંગાળાના રાજશાહી, ઢાકા અને ચિતાગોંગ વિભાગોને આસામ સાથે જોડી દઈ તે ઉપર લેફ્ટનન્ટ ગવર્નરની નીમણુક કરવામાં આવી છે.

૩. આગ્રા અને આઉધના સંયુક્ત પ્રાંતો—લેફ્ટનન્ટ ગવર્નર.

૪. પંજાબ. —લેફ્ટનન્ટ ગવર્નર.
(વ્યવસ્થાની ખાતર પંજાબના પાંચ વિભાગ પાડેલા છે, અને તે પાંચે ભાગના ઉપરિ અમલદારને 'કમિશ્નર' કહેવામાં આવે છે.) (પાંચ મદદગાર કમિશ્નર.)

૫. નૉર્થ–વેસ્ટ ફ્રન્ટીઅર પ્રૉવિન્સ. — ચીફ કમિશ્નર.
સિંધુ નદી તેમજ કાશ્મીર, પંજાબ, બલુચીસ્તાન, અને અફ્ઘાનીસ્તાન વચ્ચેનો પ્રદેશ–આ વિભાગ ૧૯૦૧ ની સાલથી જુદો પાડવામાં આવ્યો છે. બધો વ્યવહાર ગવર્મેંટ ઑવ્ ઇન્ડિઆ (હિંદુસ્તાનની સરકાર) સાથે પરભાર્યો ચલાવવામાં આવે છે.

૬. મુંબઈ ઇલાકો* — ગવર્નર.
(એડન સુદ્ધાં)

*વડોદરા રાજ્યમાં રેસિડન્ટ રહે છે, અને કાઠીઆવાડમાં મુખ્ય બ્રિટિશ અધિકારીને એજન્ટ–ટુ–ધ–ગવર્નર કહેવામાં આવે છે.

૭. મધ્યપ્રાન્તો — ચીફ કમિશ્નર.
અને વરાડ.

૮. મદ્રાસ ઇલાકો — ગવર્નર.

૯. બ્રહ્મદેશ — લેફ્ટનન્ટ ગવર્નર. (૧૮૯૭ ની સાલ સુધી બધો કારભાર ચીફ કમિશ્નર ચલાવતો, પણ તે સાલથી બધો કારભાર લેફ્ટનન્ટ ગવર્નર ચલાવે છે.)

રક્ષિત રાજ્યો.

૧૦. કાશ્મીર—
સરકાર તરફથી જે અમલદાર ત્યાં રહે છે, તેને 'બ્રિટિશ રેસિડન્ટ' કહેવામાં આવે છે.

૧૧. બલુચીસ્તાન*
અ. બ્રિટિશ બલુચીસ્તાન.
વ. ખિલાત અને લાસ બેલાસનાં રક્ષિત રાજ્યો.
ક. જુદી જુદી જાતોના તાબાનો મુલક. (સીબીમાં પોલિટિકલ એજન્ટ રહે છે.)

૧૨. રજપૂતસંસ્થાનો.
ઉદેપુર, જયપુર, ભરતપુર, અલવાર, કોટા, ટોંક, બીકાનેર અને જોધપુર. દરેક સ્ટેટમાં 'પોલિટિકલ એજન્ટ'

---

* ઇ. સ. ૧૮૭૬ થી બધો બલુચીસ્તાન બ્રિટિશ વગ અને સત્તા હેઠળ છે. ખિલાતનો ખાન એજન્ટ-ટુ-ધ-ગવર્નર-જનરલની સલાહથી રાજ્યકારભાર ચલાવે છે. બલુચીસ્તાનમાં રહેતો એજન્ટ-ટુ-ધ-ગવર્નર-જનરલ, ગવર્મેંટ ઑવ્ ઇન્ડિઆ-ને પરભાર્યો જવાબદાર ગણાય છે.

રહે છે. સૌથી ઉપરિ અધિકારીને ' એજન્ટ-ટુ-ધ-ગવર્નર-જનરલ-કહેવામાં આવે છે; અને તે અજમેરમાં રહે છે.

૧૩. મધ્યહિન્દ એજન્સિ.

રજપૂતસંસ્થાનોની માફક આ વિભાગમાં પણ ઘણાં દેશી રાજ્યોનો સમૂહ છે. મુખ્ય-અધિકારીને ' એજન્ટ-ટુ-ધ-ગવર્નર-જનરલ-કહેવામાં આવે છે.

૧૪. હૈદ્રાબાદ.

બ્રિટિશ સરકાર તરફથી રેસિડન્ટ રહે છે.

૧૫. માયસોર-

સરકાર તરફથી રેસિડન્ટ રહે છે.

૧૬. કુર્ગ—

રેસિડન્ટ રહે છે.

૧૭. ઍન્ડામાન અને નિકોબારના બેટો.

ચીફ્-કમિશ્નરના હાથ નીચે છે.

---

## વરસાદની સાથે પડેલાં બીજ અને તેનો ખુલાસો.

એક શિક્ષકે વરસાદની સાથે પડેલાં કેટલાંક બી અમને મોકલ્યાં છે, અને તે બી વરસાદની સાથે ક્યાંથી પડ્યાં તેવી શંકા કરે છે.

આ બી જોતાંજ તે ઘણાં હલકાં લાગે છે. પવન એ બીજના પ્રસારણનું એક મુખ્ય કારણ છે, તે વનસ્પતિશાસ્ત્રના અભ્યાસીને અજાણ્યું નથી. ઘાસ, વગેરેનાં સૂક્ષ્મ બીજ તો હવામાં ઊડતાંજ રહે છે, તે વરસાદનાં ઝાપટાં સાથે નીચે પડે છે અને તેને લીધેજ વગર વાવ્યે ગમે ત્યાં ઘાસ ઊગી નીકળે છે. જ્યારે પવન વાય છે ત્યારે તો તે મોટાં બીજને પણ ઊંચે ઘસડી જાય છે. વરસાદ વરસ્યા પહેલાં ઘણી વેળા તોફાની પવન વાય છે અને વંટોળીઆના જોરથી ભારે કે હલકાં બી ઘણે ઊંચે જાય છે અને તેવાં બીજ પવનનું જોર નરમ પડી જ્યારે વરસાદ વરસવા લાગે છે ત્યારે તેની સાથે નીચે પડે છે-વરસે છે.

# ઉત્તર વિભાગને માટે પસંદ કરાએલા સ્કૉલરોની યાદી.

| જિલ્લો. | સ્કૉલરનું નામ. | નિશાળનું નામ. |
|---|---|---|
| | હાઈ અને સ્પેશ્યલ સ્કુલ્સ. | |
| અમદાવાદ. | ચંદુલાલ ગિરધરલાલ શાહ... | આર. સી. હાઈસ્કૂલ અમદાવાદ. |
| | જેશંકર અમૃતલાલ ગાંધી... | " |
| | મહમદખાન હુસેનખાન મેવાતી | " |
| ખેડા. | ચુનીલાલ ગોકળદાસ પરીખ... | જ્યુબિલી ઇન્સ્ટિટયૂશન, ઉમરેઠ. |
| | ચુનીલાલ ભીખાભાઈ પટેલ... | હાઈ સ્કૂલ, નડીઆદ. |
| | આદમ કાસમ વોરા ....... | મિશન ઍંગ્લો-વર્નાક્યુલરસ્કૂલ, બોરસદ. |
| પંચમહાલ. | જગન્નાથ ભગવાનદાસ ત્રિવેદ. | અંગ્લો-વર્નાક્યુલરસ્કૂલ, વાડા-સીનોર. |
| | ભાઈલાલ તુલસીભાઈ પટેલ... | ટેલૅગ હાઈ સ્કૂલ, ગોધરા. |
| | શાહમહમદ મહમદયુસફ મુનશી | " |
| ભરૂચ. | શંકરપ્રસાદ છગનલાલ ઠાકોર... | લોક હિતેચ્છુ સભા ઍંગ્લો વ-ર્નાક્યુલર સ્કૂલ, ભરૂચ. |
| | જેકીસનદાસ નાગરદાસ ઠક્કર. | આર. એસ. દલાલ હાઈસ્કૂલ, ભરૂચ. |
| | વલી ઉમર બગસ પટેલ... | નર્મદા ઇંગ્લિશ સ્કૂલ, ભરૂચ. |
| સુરત. | રમણલાલ મોતીલાલ તારમાસ્તર. | ગવર્મૅન્ટ મિડલ સ્કૂલ, સુરત. |
| | મગનલાલ જેકીસનદાસ ગજ્જર. | સોરાબજી જે. જે. હાઈસ્કૂલ સુરત. |
| | તૈયબઅલી સાલેભાઈ બસરાઈ. | મિશન હાઈસ્કૂલ, સુરત. |
| થાણા. | ભગવંત ગોપાળ પરૂલેકર... | બી. જે. હાઈસ્કૂલ, થાણા. |
| | બાલા મગલ............ | " |
| | ગુલામમોહીદીન અલીમીઆં શેખ. | " |
| | ખાસેરાવ મોરાબા સાવન્ત*... | " |

* આ સ્કૉલરશિપ ૧૯૦૮ ની પહેલી સપ્ટેંબરે શરૂ થાય છે અને માત્ર ચાર મહિના સુધી ચાલુ રહેશે.

| જિલ્લો. | સ્કૉલરનું નામ. | નિશાળનું નામ. |
|---|---|---|
| | મિડલ અને સ્પેશ્યલ સ્કૂલ્સ | |
| અમદાવાદ. | રણછોડલાલ અમૃતલાલ મહેતા | પ્રોપ્રાયટરી હાઈસ્કૂલ, અમદાવાદ |
| | પોપટલાલ છોટાલાલ શાહ... | મ્યુનિસિપલ વર્નાક્યુલર સ્કૂલ નં. ૧૧, અમદાવાદ. |
| | મણિલાલ ચીમનલાલ પટેલ... | મ્યુનિસિપલ વર્નાક્યુલર સ્કૂલ નં. ૧૫, અમદાવાદ. |
| | મણિલાલ મોતીભાઈ પટેલ... | પ્રોપ્રાયટરી હાઈસ્કૂલ, અમદાવાદ |
| | ગુલામઅલી સુકરદાસ મોમ્ના | ન્યુ ઇંગ્લિશ સ્કૂલ અમદાવાદ. |
| | ઇસ્માઇલ ઇબ્રાહીમ ચુંદડીગર | મિડલ સ્કૂલ, અમદાવાદ. |
| ખેડા. | ચીમનલાલ નારણદાસ શાહ... | મ્યુનિસિપલ મેન વર્નાક્યુલર સ્કૂલ નં ૧ નડીઆદ |
| | ગોપાળભાઇ છવણલાલ ગાંધી | મ્યુનિસિપલ મેન વર્નાક્યુલર સ્કૂલ નં. ૧ મહેમદાવાદ. |
| | નાના ધના પગી.......... | લોકલબોર્ડ સ્કૂલ, વડતાલ |
| | અંબાલાલ દેવીદાસ પાટીદાર | ન્યુ ઇંગ્લિશ સ્કૂલ, નડીઆદ. |
| | અહમદભાઈ મહમદભાઈ મલેક | મ્યુનિસિપલ મેન વર્નાક્યુલર સ્કૂલ નં. ૧ નડીઆદ. |
| | રહેમાન ફરૂકભાઈ વહોરા... | મ્યુનિસિપલ મેન ઉર્દુ સ્કૂલ, મહેમદાવાદ. |
| પંચમહાલ. | આરદમન ભોગીલાલ શાહ... | લોકલ બોર્ડ સ્કૂલ, ટીંબા. |
| | વાડીલાલ માણેકલાલ દોશી... | મ્યુનસિપલ મેન વર્નાક્યુલર સ્કૂલ, ગોધરા. |
| | મગનલાલ આશાભાઈ પટેલ | |
| | અનોપસીંગ કેશરીસીંગ રાઠોડ | લોકલ બોર્ડ સ્કૂલ, વેજલપુર. |
| | ઈબ્રાહીમશાહ હૈદરશાહ સુનશી | મ્યુનિસિપલ ઉર્દુ સ્કૂલ, ગોધરા. |
| | અસગરઅલી અબદુલહુસેન દું-દીવાળા | મ્યુનિસિપલ મેન વર્નાક્યુલર સ્કૂલ ગોધરા. |

| જિલ્લો. | સ્કૉલરનું નામ. | નિશાળનું નામ. |
|---|---|---|
| ભરૂચ. | વલ્લભદાસ ચુનીલાલ વકીલ... | મ્યુનિસિપલ લાલ બજાર વર્નાક્યુલર સ્કૂલ, ભરૂચ. |
| | નગીનલાલ હરિશંકર ઠાકોર . | મ્યુનિસિપલ ફનોપુર બજાર ઉર્દુ સ્કૂલ, ભરૂચ. |
| | રતીલાલ મોતીલાલ મોદી... | મ્યુનિસિપલ લાલ બજાર વર્નાક્યુલર સ્કૂલ, ભરૂચ. |
| | રણછોડ નરસિંહ કુંભાર...... | લોકલબોર્ડ મેન વર્નાક્યુલર સ્કૂલ, આમોદ. |
| | હસનજી કાલુભાઈ જીવાભાઈ વકની | મ્યુનિસિપલ ઍંગ્લો-વર્નાક્યુલર, સ્કૂલ, અંકલેસર. |
| | અહમદખાન ઇમામખાન પઠાણ | લોક હિતેચ્છુ સભા ઍંગ્લો-વર્નાક્યુલર સ્કૂલ-ભરૂચ. |
| સુરત. | મદનલાલ રણછોડલાલ ખંભાતી | મ્યુનિસિપલ વર્નાક્યુલર સ્કૂલ નં. ૬, સુરત. |
| | હીરાલાલ દેવાભાઈ લાકડાવાળા | " નં. ૧, " |
| | કલ્યાણ મથુર લેનવાળા...... | " નં. ૨, નાનપુરા. સુરત |
| | નાનાભાઈ ભૂખણદાસ ગાંધી... | " " |
| | નોમનભાઈ દાદુભાઈ અત્તરી | " નં. ૩ સુરત. |
| | સાલેભાઈ અબ્દુલહુસેન ઝીણા | " " |
| થાણા. | નરહર વામન સપ્રે....... | મ્યુનિસિપલ સ્કૂલ નં. ૧ થાણા |
| | ત્ર્યંબક રામચંદ્ર નવરે........ | જનરલ ઍડ્યુકેશનલ ઇન્સ્ટિટ્યૂટસ મિડલ સ્કૂલ, થાણા. |
| | રાજારામ નારાયણ સલસકર. | વર્નાક્યુલર સ્કૂલ, ભાયંદર. |
| | નારાયણ ઢેડાભાઈ કોલી... | સરીદ લોકલબોર્ડ સ્કૂલ, ઉમરગાંવ. |
| | અબદુલ જલીલ વલદ ગુલામ મોહીદીન હંડી ......... | નિઝામપુર, ભીંડવડી, થાણા. |
| | **કાઝી શહાબુદ્દીન સ્કૉલરશિપ.** | |
| અમદાવાદ. | અબદુલા શેખુભાઈ શેખ... | મિરાન હાઈ સ્કૂલ, અમદાવાદ. |

| જિલ્લો. | સ્કૉલરનું નામ. | નિશાળનું નામ. |
|---|---|---|
| ખેડા. | અસ્માલ દાઉદ વહોરા...... સમસુદીન દાદુ મલેક* | ઍંગ્લો વર્નાક્યુલર સ્કૂલ, મહેમદાવાદ. |
| | મિડલ અને સ્પેશ્યલ સ્કૂલ્સ કણબી ઇન્કંન્ટિ- સાઇઝ સ્કૉલરશિપ. | |
| અમદાવાદ. | વસન્તલાલ વાડીલાલ પટેલ... | ગવર્મેન્ટ મિડલ સ્કૂલ, અમદાવાદ. |
| | ડાહ્યાભાઈ ભલાભાઈ પટેલ... | ” |
| | કાશીભાઈ કાળાભાઈ પટેલ... | લોકલ બોર્ડ સ્કૂલ, ચશોડા. |
| | બળદેવ પુરૂષોત્તમદાસ પટેલ. | ઇંગ્લિશ સ્કૂલ, વીરમગામ. |
| | પુરૂષોત્તમ ચીમનલાલ પટેલ. | મ્યુનિસિપલ વર્નાક્યુલર સ્કૂલ નં. ૧૧, અમદાવાદ. |
| | રણછોડ ભગવાનદાસ પટેલ... | મ્યુનિસિપલ વર્નાક્યુલર સ્કૂલ નં. ૧૨, અમદાવાદ. |

# केळवणीखातानी खबरो.

## જાહેર ખબર.

( મે. ઉ. બા. ના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના તા. ૨૪ મી માર્ચ ૧૯૦૯ ના હુકમ નં. ૧૦૮૧૮ ઉપરથી ).

### વિનતિ.

આ શાળાનું કામ તા. ૫—૧૦—૦૮ થી શરૂ થયું છે. શરૂઆતમાં

*આ સ્કૉલરશિપ ૧૯૦૯ ના જાન્યુઆરીથી શરૂ થાય છે અને માત્ર ત્રણ વર્ષ સુધી ચાલુ રહેશે.

ત્રણ વિદ્યાર્થી હતા. હાલ ૮ છોકરા ૩ છોકરીઓ થયાં છે. આમાંના ૫ બ્હાર ગામનાં છે. બે વિદ્યાર્થી ભાવનગર તાબાના સિહોરના છે. એક બ્હેરો-મુંગો ને અર્ધો આંધળો છે. એમને નામદાર ભાવનગર દરબાર સાહેબ માસિક ત્રણ રૂપિઆ સ્કૉલરશિપ આપે છે. બ્હાર ગામના બ્હેરા-મુંગા છોકરાઓને માટે મહીપતરામ અનાથાશ્રમમાં રહેવાની તથા ખાવાની ગોઠવણ થશે. જૈનોને માટે જૈન બોર્ડીંગમાં તેવી સગવડ થઈ શકશે.

આ શાળામાં હાલ આપણે બોલીએ છીએ તેમ બોલતાં, લખતાં, વાંચતાં તથા ચિત્રકામ શિખવાય છે. શિક્ષણ મફત અપાય છે. બ્હાર ગામના ગરીબ બ્હેરા-મુંગા છોકરાઓને આ શાળામાં મોકલવામાં થતું વ્યાજબી મુસાફરીનું ખર્ચ જરૂર જણાએ આપવામાં આવશે. આ અપંગ બાળકો પોતાનું ગુજરાન સ્વતંત્ર રીતે ચલાવી શકે એવી યોગ્ય કેળવણી આપી એમની જિંદગી સુખી કરવાની ઇચ્છાથી આ શાળા ખોલવામાં આવી છે.

સને ૧૯૦૧ ના વસ્તીપત્ર પ્રમાણે હિંદુસ્થાનમાં દર દસ હજાર માણસની વસ્તીમાં ૭ બ્હેરા-મુંગા હોય છે. એડન, સિંધ તથા દેશી રાજ્યો બાદ કરતાં મુંબઈ ઇલાકાની વસ્તી ૧,૫૩,૦૪,૬૭૭ ની છે; એટલે એકલા આ ઇલાકામાં ૧૦૫૦૦ બ્હેરા-મુંગા હોવા જોઈએ. આમાંથી પાંચમા ભાગના એટલે ૨૧૦૦ નિશાળે જઈ શકે એવી ઉમ્મરના હોવા જોઈએ. ગુજરાતી ભાષા બોલનાર અમદાવાદ, ખેડા, પંચમહાલ, ભરૂચ અને સુરત જિલ્લાની મળીને વસ્તી ૨૭ લાખ માણસની છે; આમાં ૧૮૯૦ બ્હેરા-મુંગા હોવા જોઈએ, અને આનો પાંચમો ભાગ એટલે ૩૭૮ નિશાળે જઈ શકે એવી ઉમ્મરના હોવા જોઈએ. બ્હેરા-મુંગા છોકરાઓને દેશી ભાષામાં કેળવણી આપનાર મુંબઈ ઇલાકામાં આ

એકજ શાળા છે. આવાં બાળકોને આ શાળાનો રસ્તો બતાવવા સુજ્ઞ વાંચનારને વિનતિ છે.

અમદાવાદ, ખાડીઆ
તા. ૧૬-૩-૧૯૦૫

લી. સેવક,
માણશંકર લલ્લુભાઈ દેસાઈ, બી. એ.,
બ્હેરા-મુંગાની શાળાના મંત્રી.

**સૂચનાઃ**—જે અધિકારીઓ તથા અન્ય ગૃહસ્થોથી બની શકે તે નીચેનું પત્રક ભરી મોકલશે તો ઉપકાર થશે.

..........................................................................................

| અનુક્રમઆંક | છોકરાનુંનામ | ગામ. | જાત. | ઉમ્મર | છોકરાનો ઉદ્યમ. | બાપ અથવા વાલીનું નામ અને ધંધો. | ભણવા તથા ધંધો શિખવા અમદાવાદ મોકલવા માબાપ કે વાલી રાજી છે? | શેરો. |
|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | | |

## જાહેર ખબર.

આ ઉપરથી સર્વેને જાહેરમાં જણાવવામાં આવે છે કે નામદાર સરકારના હુકમ મુજબ આ ઇલાકાની ચાર ભાષામાં લખાએલી નવી વાચનમાળાની ચોપડીઓ, હવે પછી બે જાતની બાંધેલી બહાર પાડવામાં આવશે—એક હાલ છે તેવી ને તેવી અને બીજી સસ્તી બાંધણીની. માબાપો પોતપોતાની સગવડ પ્રમાણે મજબૂત બાંધણીવાળી અથવા તો સસ્તી બાંધણીવાળી ચોપડીઓ નીચે બતાવેલી કિંમતે ભવિષ્યમાં પોતાની મરજી મુજબ ખરીદ કરી શકશેઃ—

| ચોપડીનું નામ | મોંઘી બાંધણીવાળી જે ચોપડી છે તેની હાલની કિંમત. | | | સસ્તી બાંધણીવાળી ચોપડીની ઘટાડેલી કિંમત. | | | |
|---|---|---|---|---|---|---|---|
| | રૂ. | આ. | પા. | રૂ. | આ. | પા. | |
| બાળપોથી. | ૦ | ૨ | ૬ | ૦ | ૨ | ૬ | બાંધણીમાં કંઈ ફેરફાર કરવામાં આવ્યો નથી. |
| પહેલી ચોપડી | ૦ | ૨ | ૬ | ૦ | ૨ | ૬ | |
| બીજી ,, | ૦ | ૩ | ૬ | ૦ | ૩ | ૦ | કાગળનું પૂઠું. |
| ત્રીજી ,, | ૦ | ૬ | ૦ | ૦ | ૪ | ૬ | |
| ચોથી ,, | ૦ | ૭ | ૦ | ૦ | ૫ | ૦ | કાગળના બોર્ડનું પૂઠું. |
| પાંચમી ,, | ૦ | ૮ | ૦ | ૦ | ૬ | ૦ | પીઠ લુગડાની પટીની. |
| છઠ્ઠી ,, | ૦ | ૧૦ | ૦ | ૦ | ૮ | ૦ | |
| સાતમી ,, | ૦ | ૧૪ | ૦ | ૦ | ૧૨ | ૦ | |

પુના, મે. પબ્લિક ઇન્સ્ટ્રક્શનના
ડિરેક્ટર સાહેબની ઑફિસ.
૨૯ મી માર્ચ ૧૯૦૯

( સહી ). S. S. NADKARNI,
For the Director of
Public Instruction.

## જાહેર ખબર.

( મે. ઉ. ભા. ના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના તા. ૨૯ મી માચ ૧૯૦૯ ના હુકમ નં. ૧૧૦૧૧ ઉપરથી. )

## જાહેર ખબર.

( કેળવણીખાતાંને લગતા તા. ૯ મી માર્ચ ૧૯૦૯ ના નં. ૫૫૨ ના સરકારી ઠરાવ ઉપરથી ઉતારો. )

| નંબર. | પુસ્તકનું નામ, વગેરે. | કેવા પ્રકારની શાળા માટે પુસ્તક પસંદ કરવામાં આવ્યું છે તે. | મંજુર કરવાનાં કારણ. |
|---|---|---|---|
| | ધિ. મૅનેજર, અગ્રીગ્રી પ્રેસ. આગ્રા ( યુ. પ્રૉ. )<br>૧. ઉર્દૂ ઝબાનકા કૈદા–(ઉર્દૂ પ્રાઇમર)<br>૨. ઉર્દૂ ઝબાનકી પહલી કિતાબ. ( છોકરીઓ માટેની પહેલીઉર્દૂ ચોપડી )<br>૩. ઉર્દૂ ઝબાનકી દૂસરી કિતાબ. ( છોકરીઓ માટેની બીજી ઉર્દૂ ચોપડી )<br>૪. ઉર્દૂ ઝબાનકી તીસરી કિતાબ. ( છોકરીઓ માટેની ત્રીજી ઉર્દૂ ચોપડી )<br>૫. ઉર્દૂ ઝબાનકી ચૌથી કિતાબ. ( છોકરીઓ માટેની ચોથી ઉર્દૂ ચોપડી ) | પ્રાથમિક શાળાઓ | ડિવિઝનલ અને પ્રૉવિન્શિયલ ટેક્સ્ટ–બુક–કમિટીના બધા મુસલમાન મેમ્બરોએ ભલામણ કરવાથી. |

( સહી ) P. LORY,
Educational Inspector, N. D.

## જાહેર ખબર.

( મે. ઉ. ભા. ના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના તા. ૨૫ મી માર્ચ ૧૯૦૯ ના હુકમ નં. ૧૦૯૧૬ ઉપરથી. )

મિ. ઝીણાભાઈ* અમીચંદ પટેલની બનાવેલી 'મુંબઈની ભૂગોળ ભાગ. ૨ જો' મે. ડિરેક્ટર સાહેબે આ ઇલાકાની ગુજરાતી પ્રાથમિક શાળાઓની લાઇબ્રેરી માટે મંજુર કરી છે.

પુસ્તકની કિં. ૦-૪-૬. છે.

( સહી ) P. LORY,
Educational Inspector, N. D.

---

## જાહેર ખબર.

નિશાળમાં છોકરાંઓએ વિઝિટરોને લશ્કરી સલામ કરવી નહિ એવો હુકમ ફરમાવ્યા છતાં નિશાળમાંનાં છોકરાંઓ કેટલીક વેળા વિઝિટરોને લશ્કરી સલામ કરે છે એવું માલૂમ પડ્યું છે. આવી રીત ખુલ્લી રીતે તદ્દન ભૂર્ણાઇભરેલી છે. જો છોકરાંઓને સલામ ભરવાનો પ્રસંગ આવે તો તેઓએ હમેશા દેશની રૂઢિને અનુસરીને સલામ કરવી.

( સહી ) P. LORY,
Educational Inspector,
N. D.

---

## જાહેર ખબર.

રાજકોટ બાર્ટન ફીમેલ ટ્રેનિંગ કૉલેજની સને ૧૯૦૯ ની સાલની પ્રાવેશિક પરીક્ષા.

૧ કાઠિયાવાડ વિભાગની તમામ નિશાળોના માસ્તરો, આસિસ્ટંટો,

---

* સરનામું—હેડ માસ્તર, બાબુ પનાલાલ, જૈન હાઈસ્કૂલ, ગુજરાતી વિભાગ—મુંબઈ.

અને શિક્ષકોને ખબર આપવામાં આવે છે કે આ કૉલેજમાં દાખલ થવાને જે બાઈઓ ઉમેદ રાખતી હોય તેમની ઉમર, અભ્યાસ વગેરે હકીકતનું પત્રક સને ૧૮૯૩ ની સાલના ગુજરાત શાળાપત્રના પૃષ્ઠ ૨૬૪ મે છાપેલા નમુના પ્રમાણે બનાવી, તેમાં માગેલી હકીકત બરાબર પૂરી, આ જાહેર ખબર પહોંચે કે જેમ બને તેમ તાકીદથી અમારા તરફ મોકલવું. તા. ૧ માહે ઑગસ્ટ સને ૧૯૦૯ પછી આવાં પત્રકો લેવામાં નહિ આવે.

૨ સને ૧૯૦૩ ના ગુજરાત શાળાપત્રના પૃષ્ઠ ૨૨૨ મે તે સાલની પ્રાવેશિક પરીક્ષાની જાહેર ખબર છાપેલી છે તેની કલમ પહેલી અને છઠ્ઠી સિવાયની બાકીની પાંચ કલમોમાં લખેલી શરતો આ સાલને માટે પણ લાગુ છે એમ સમજવું.

૩ આ સાલની પ્રાવેશિક પરીક્ષા તારીખ ૧૩ મી માહે સપ્ટેમ્બર સને ૧૯૦૯ સોમવારના રોજ સવારના ૧૧ અગિઆર વાગે આ કૉલેજના મકાનમાં શરૂ થશે.

તારીખ ૧૬ મી એપ્રિલ ૧૯૦૯

રાજકોટ. FRANCES L. M^C AFEE,

લેડી સુપરિન્ટેન્ડેન્ટ સાહેબ,

બા. ફી. ટ્રે. કૉલેજ,

રાજકોટ.

---

## સુધારીને વાંચવું.

સને ૧૯૦૯ ના ફેબ્રુઆરી માસના 'શાળાપત્ર'ને પાને ૬૩ મે ખેતીવાડીનાં મંડળ વિષેની જાહેર ખબરમાં મી. રી. પટેલ છાપેલું છે તેને બદલે મી. છોટાલાલ બાબરભાઈ પટેલ એ પ્રમાણે વાંચવું.

---

ઇખ્તિસાર (અ). ખસર=એકદમ ટાઢું થયું. ટુંકાણુ કરવું. સંક્ષેપ.
ઇખ્લાસ (અ). ખલસ=ચોક્ખું હતું ઉપરથી. મિત્રતા. પ્યાર.
ઇજ્જત (અ). ઇઝ્ઝ ઉપરથી. આબરૂ.
ઇજ્જત આસાર (અ). આસાર (અ). અસરનું બહુવચન. ઇજ્જત
આસાર. માનવાચક શબ્દ. આબરૂદાર.
ઇજન (અ). ઇઝ્ન. નોતરૂં.
ઇજલાસ (અ). ઇજ્લાસ. જલસ=તે બેઠો ઉપરથી. બેઠક. દર ઇજ્લાસે
કૌંસિલ=કૌંસિલની બેઠકમાં.
ઇજાફત (અ). જાફ=તેણે ઉમેર્યું ઉપરથી. વધારો. છઠ્ઠી વિભક્તિ.
ઇજાર (અ). સુરવાળ.
ઇજારબંધ (અ. ફા.) ઇજારબંદ=નાડું.
ઇજારો (અ). અજર=નુકસાન ભરી દીધું, ઉપરથી. કૉન્ટ્રાક્ટ લેવો તે.
ઇજારા, એને દાર લાગવાથી ઇજારાદાર, કંટ્રાક્ટર. નામા
પ્રત્યય લાગવાથી ઇજારાનામા. કંટ્રાક્ટનામું.
ઇતબાર (અ). ઇઅ્તિબાર. અબર=વિશ્વાસ રાખ્યો ઉપરથી. ભરોસો.
ઇતબારી (અ). ઇઅ્તિબારી. ઈ પ્રત્યય લાગવાથી. વિશ્વાસુ.
ઇતમામ (અ). ઇત્માામ. તમ્મ=તે આખું હતું ઉપરથી. સંપૂર્ણ.
ઇતરાજી (અ). ઇઅ્તિરાજી અરજ=વચ્ચે પડયો ઉપરથી. હરકત આગળ
કરવી, વહેમ કરવો.
ઇત્તિફાક (અ). વફક ઉપરથી=નસીબથી થયું. જોગ. સંપ.
ઇતિમાદ (અ). ઇઅ્તિમાદ. અમદ ઉપરથી. ભરોસો. અમદ=થાંભલો.
ઇતિમાદખાં (અ. ફા). ઇઅ્તિમાદખાં. ખાં પ્રત્યય લાગવાથી વિશેષ નામ.
ઇનકાર (અ). ઇન્કાર. નકર=ના પાડી ઉપરથી. ના પાડવી.
ઇનસાન (અ). ઇન્સાન. ઉન્સ એટલે પ્રેમ કરવો, તેપરથી ઇન્સ+અન=માણુસ
કેમકે માણસોમાં પ્રેમ છે. કેટલાક કહે છે કે નિસ્યાન=ભૂલી
જવું ઉપરથી ઇન્સાન. કેમકે માણુસમાં ભૂલી જવાની ટેવ
છે. "અલઇન્સાનો મુરક્કબુન્ મિનલ્ ખતાએ વન્નિસ્યાન"
માણુસ ખતા અને ભૂલથી બનેલો છે. માણુસમાં ભૂલ અને
વીસરવાપણું છે.
ઇનસાનિયત (અ). ઇન્સાન્યત. ઇન્સાનને યત પ્રત્યય લાગીને માણુસાઈ,

ઇનામ ( અ ). ઇન્આમ. નઅમ=મન રાજી કરે એવું હતું ઉપરથી.
ઇનાયત ( અ ). અના=ઇરાદો કર્યો ઉપરથી. મહેરબાની.
ઇન્તિખાબ ( અ ). નખબ=ચૂંટયું ઉપરથી. ચુંટણી.
ઇન્તિઝાર ( અ ). નજર=તેણે જોયું ઉપરથી. રાહ જોવી.
ઇન્તિઝામ ( અ ). નઝમ=બરાબર રાખ્યું ઉપરથી. બંદોબસ્ત.
ઇન્શાઅલ્લાહ ( અ ). પરમેશ્વર ચાહશે તો.
ઇન્સાફ ( અ ). નસફ=તે વચમાં અટક્યો. અર્ધું અર્ધું કર્યું. ઇન્સાફમાં બે સરખા ભાગ થાય છે. બંને પક્ષ રાજી થાય છે, માટે.
ઇફ્ફતપનાહ (અ. ફા ). ઇફ્ફત ( અ ) પવિત્રતા+ પનાહ=( ફા ) રક્ષણકર્ત્તા. પવિત્રતાનું રક્ષણ કરનાર. સ્ત્રીઓને માન આપવા માટે ઇફ્ફત પનાહ, ઇફ્ફત દસ્ત ગાહ વગેરે શબ્દો લખાય છે.
ઇબાદત ( અ ). અબદ ઉપરથી. સ્તુતિ, પ્રાર્થના.
ઇબારત ( અ ). અબર ઉપરથી. લખાણ.
ઇબ્રાહીમ ( અ ). એક પેગંબર સાહેબ ( અ. સ. ) નું નામ છે. એમના વંશમાં હજરત મુહંમદ સાહેબ ( સ.અ. ) છે.
ઇમાદુલ્મુલ્ક ( અ ). અમદ=થાંભલો ઉપરથી. મુલ્કનો સ્તંભ વિશેષ નામ છે.
ઇમામ ( અ ). આગેવાન.
ઇમામહુસેન ( અ ). હજરત મુહંમદ સાહેબ ( સ. અ. ) ના દૌહિત્ર. મુસલમાનોમાં બાર ઇમામ ગણાય છે. એ બારમાં આ ત્રીજા ઇમામ છે. કરબલાના રણમાં એ શહીદ થયા.
ઇમારત ( અ ). અમર=તે વસ્યો ઉપરથી. મકાન.
ઇમારતી. ( અ. ) ઇમારતને ઈ લાગવાથી. ઇમારતી લાકડું વગેરે.
ઇમ્તિહાન ( અ ). મ્હન તેણે તપાસ્યું ઉપરથી. પરીક્ષા.
ઇરાક ( અ ). દરિયા કાંઠાનો મુલક. જીહૂન અને યુફ્રેટીસ નદીના કાંઠા પરના મુલકને કહે છે. જીહૂનના કાંઠા પર જે મુલક છે, તેને ઇરાકે અજમ કહે છે. ખુરાસાન અને ઇરફહાન એમાં છે. યુફ્રેટિસ નદીના કાંઠાપર જે મુલક છે, તેને ઇરાકે અરબ કહે છે. બગદાદ એમાં છે.

ઇરાદા ( અ ). રઊદ=બાંધ્યું. સંબંધ કર્યો ઉપરથી. વિચાર.

ઇલકાબ ( અ ). અલકાબ. લકબનું બહુવચન, લકબ=તેણે બિતાબ આપ્યો ઉપરથી.

ઇલમ ( અ ). ઇલ્મ=વિદ્યા.

ઇલ્મી ( અ ). ઇલ્મને ઈ લાગવાથી. વિદ્યા સંબંધી.

ઇલ્લત ( અ ). અલ=કોશિશ કરવી ઉપરથી. બીમારી. એબ. વગેરે.

ઇલાકો ( અ ). ઇલાકા. અલક=વળગ્યું ઉપરથી. પ્રાંત, સંબંધ, દેશનો ભાગ.

ઇલાજ ( અ ). અલજ=જીત્યું ઉપરથી. ઉપાય.

ઇલાહી ( અ ). હે મારા ઈશ્વર, હે મારા પૂજ્ય.

ઇલ્તિમાસ ( અ ). લમસ=અરજ કરી ઉપરથી. અરજ કરવી.

ઇશક ( અ ). ઇશ્ક=ચાહવું. પ્યાર. કોઈ વસ્તુ ઉપર હૃદયથી વિશેષ પ્રીતિ હોય તે. એક બીમારી પણ છે, કે જે રૂપાળો ચહેરો જોવાથી થાય છે.

ઇશકબાજી ( અ. ફા. ) ઇશ્કબાજી. બાખ્તન ફા.=રમવું ઉપરથી બાજી.

ઇશ્કે મજાજી ( અ ). કૃત્રિમ પ્યાર, ખરો ઇશ્ક નહિ તે.

ઇશ્કે હકીકી ( અ ). ખરો પ્યાર. ઇશ્ક=પ્યાર

ઇશકી ( અ ). ઇશ્કી. ઈ પ્રત્યય લાગવાથી. ઇશ્કવાળો.

ઇશારત ( અ ). ઇશારા કે ઇશારત. શઅર=આગળ મૂક્યું ઉપરથી.

ઇશ્તિહાર ( અ ). શહર=જાહેર કર્યું ઉપરથી. જાહેરનામું.

ઇસ્તંબુલ ( તુર્કી ). શહેર છે. કૉન્સ્ટંટીનોપલ.

ઇસકામત ( અ ). ઇસ્તિકામત. કયમ ઉભો રહ્યો ઉપરથી. મજબૂતી. ઇસ્કામત શબ્દ પુંજીના અર્થમાં વપરાય છે.

ઇસ્માઈલિયા ( અ ). શહેરનું નામ છે.

ઇસબગોલ ( ફા ). અસ્પગૂલ. અસ્પ=ઘોડો, ગૂલ=કાન. છોડીયું જીરૂં. એનો ઘાટ ઘોડાના કાન જેવો હોય છે માટે.

ઇસમ ( અ ). ઇસ્મ=નામ. માણસ. વ્યક્તિ.

ઇસ્લામ ( અ ). સલમ=નિર્ભય થયો ઉપરથી. મુસલમાની ધર્મ.

ઇસ્લામી ( અ ) ઇસ્લામ સાથે સંબંધ રાખનાર. ઇસ્લામી સલ્તનત વગેરે.

ઇસ્તિકબાલ ( અ ). કબલ=આગળથી મળવા જવું ઉપરથી. મળવા જવું.

ઇસ્તિલાહ (અ). સલહ=મળતું આવ્યું ઉપરથી. રૂઢિ પ્રમાણે બોલવું તે.

ઈજા (અ). દુઃખ દેવું.

ઈજાબ કબુલ (અ). માનવું, કબુલ કરવું. મુસલમાનોમાં પરણતી વખતે જે કબુલાત લેવામાં આવે છે તે.

ઈદ (અ). મુસલમાની તહેવાર છે. વરસમાં બે વખત આવે છે. ખુશીનો દિવસ. "હરરોજ ઈદ નેસ્ત, કે હલ્વા ખુરદ કસે" રોજ ઈદ નથી કે કોઈ હલવો ખાય" ફારસી કહેવત છે. ઈદ=ફરી ફરીને આવનાર. ઈદ દર વરસે આવે છે માટે એ નામ પડયું.

ઈમાન (અ). અમન=નિર્ભય થયો ઉપરથી. અંતઃકરણપૂર્વક પરમેશ્વર પર શ્રદ્ધા રાખવી તે.

ઈમાનદારી (અ. ફા) ઈમાન્દારી. ભાવવાચક નામ.

ઈસ્વીસન (અ). હજરત ઈસા પેગંબર સાહેબ (અ. સ.) ની સાથે સંબંધ રાખનાર. સન અરબી સિન્ન એટલે દાંત ઉપરથી વર્ષ. ઈસ્વીસન=હજરત ઈસા પેગંબર સાહેબના સંબંધથી ગણાતું વર્ષ.

ઈસા (અ). પેગંબર સાહેબનું નામ છે. એમની માનું નામ બીબી મરિયમ છે. સુર્યાની ભાષાના ઈશૂઅ ઉપરથી અરબીમાં ઈસા.

ઉજરે (અ) ઉજ, અજર તેણે બહાનું કાઢયું ઉપરથી. બહાનું.

ઉનાબ (અ). લાલ રંગનું ફળ છે, દવાના કામમાં વપરાય છે.

ઉમ્દતુલ્મુલ્ક (અ). ઉમદા+અલ મુલ્ક. સંધિ થઈને ઉમ્દતુલ્મુલ્ક શબ્દ થયો. દેશમાં ઉત્તમ. વિશેષ નામ છે.

ઉમદા (અ.). ઉમ્દા. અમદ=સ્તંભ ઉપરથી. મુખ્ય. ઉત્તમ.

ઉમેદ (ફા). ઉમેદ, ઉમેદ, ઉમીદ, ઉમીદ. આશા.

ઉમેદવાર (ફા). ઉમેદવાર, ઉમેદવાર, ઉમીદવાર, ઉમીદવાર. આશાવાળો.

ઉમર (અ). હજરત પેગંબર સાહેબ (સ. અ). ના બીજા ખલીફા સાહેબનું નામ છે. મુસલમાનોમાં તે વિશેષ નામ હોય છે. વયના અર્થમાં ઉમ્ર શબ્દ છે.

ઉમરદરાજ ( અ. ફા ). ઉમ્ર+દરાજ ફારસી. ચિરંજીવી. બાલબચ્ચાંને કાગળ પત્ર લખતાં મોટા લોકો એ આશીર્વાદ શબ્દ લખે છે.

ઉમરાવ ( અ ). ઉમરા. અમર=હુકમ કર્યો ઉપરથી અમીર ને તેનું બહુવચન.

ઉર્દૂ ( તુર્કી ). ઉર્દૂ. લશ્કર અથવા બજાર. લશ્કર અને બજારમાં ભિન્ન ભિન્ન દેશના અને જુદી જુદી બોલી બોલનાર લોકો હોય છે. શાહેજહાં બાદશાહના વખતમાં એમના સંમેલનથી એક ભાષા ઉત્પન્ન થઈ હતી, તેમાં ઘણી ભાષાના શબ્દો મળેલા હોવાથી એનું નામ ઉર્દૂ પડ્યું.

ઉર્ફ ( અ ). અરફ=ઓળખ્યો ઉપરથી. જે નામથી માણસ ઓળખાતો હોય તે નામ. ઉપનામ.

ઉલ્ફત ( અ ). પ્રીતિ.

ઉલ્લુ ( ફા ). સં. ઉલૂક=ઘુવડ. મૂર્ખને પણ કહે છે. ઉલ્લુ જેવો છે.

ઉલમા ( અ ) આલિમ=પંડિત. એનું બહુવચન. ઉલમા.

ઉલુગખાન ( તુ. ફા ). ઉલુગ ( તુ ). મોટો+ખાન. વિશેષનામ છે.

ઉસ્તાદ ( ફા ). દાખલો આપનાર. હોશિયાર. શિક્ષક.

ઉસ્તુવાર ( ફા ). મજબૂત.

ઉસ્માન ( અ ). હજરત મુહંમદ સાહેબ ( સ. અ. )ની પાછળ ગાદીએ બેસનાર ચાર ખલીફાઓમાંના ત્રીજા ખલીફા. એ પેગંબર સાહબના જમાઈ હતા.

ઉસૂલ ( અ ) ઉસૂલ અસ્લ=જડનું બહુવચન. મૂળતત્ત્વો.

એકદમ ( ફા. ) યકદમ. દમ=શ્વાસ. એકે શ્વાસે.

એકદિલી ( ફા ). યકદિલી.

એક બારગી ( ફા ). યકબાર્ગી. બાર=વખત. એક વખત.

એજન ( અ ). અયુજન. ઉપર પ્રમાણે. Ditto

એદન ( અ ). અદન=શહેર. અદ્દન=સ્વર્ગ.

એદીપણું. ( અ ). અહદી અથવા આદી. અહદી=એકલો રહેનાર, ને આદી=આદત વાળો. ટેવ પડી ગયેલો. અકબર બાદશાહના વખતમાં અહદી એક પદવીનું નામ હતું. તેમની પાસે સરકારી ઘોડેસવાર કે પ્યાદલ રહેતા નહોતા. ફક્ત તે જાતીય પદવી હતી. એ લોકો એવી રીતે એકલા રહેતા હતા, ને

એદી માણસ પણ એકલો નકામો બેસી રહેછે, તેથી એ શબ્દ ઉપરથી એદી શબ્દ થયો હોય એમ પણ અનુમાન થાયછે. એ શબ્દની જે જોડણી છે, તેજ જોડણી (અહદી) એદીની પણ છે.

એન (અ) અયૂન. આંખ, સરદાર, ચોકખું, ઉત્તમ, ખાસ, અસલ, ટાણું, ખરૂં, બરાબર વગેરે.

એન ઘેન (અ). અયૂન ગયૂન. એન=આંખ, ગેન=વાદળું.

એબ (અ). અયૂબ. કલંક, ખોડખાંપણ.

એબદાર (અ. ફા.) અયૂબ્દાર. એબ ને દાર ફારસી પ્રત્યય લાગવાથી. એબવાળો.

એલચી (તુર્કી). એલ્ચી. એક બાદશાહની તરફથી બીજા બાદશાહને ત્યાં મોકલેલો માણસ. એજંટ. એલ=સંદેશો+ચી.

એલ્જિબ્રા. અરબી અલ્જબ્રો મુકાબિલા. ઇંગ્રેજી Algebra

એવાન (ફા). અયૂવાન=મહેલ.

એશ (અ). અયૂશ. મજા, સુખ, ચેન.

એશઆરામ. (અ. ફા.) અયૂશોઆરામ. આરામ ફારસી.

ઐયામ. (અ). યવૂમ અટલે દિવસનું બહુવચન. ઘણા દિવસો. ટાઇમ.

ઐયાશી (અ). અયૂશ ઉપરથી. એશઆરામ ભોગવનાર.

ઓકાત (અ). અવ્કાત. વક્તનું બહુવચન. એની શી ઓકાત છે. ગણતરી, શક્તિ.

ઓજાર (ફા). અવ્જાર. અરબી વિજ્ર=હથિયારનું પણ બહુવચન એજ છે.

ઓહો (અ) ઉહ્દા=પદવી.

ઓરત (અ). અવ્રત. માણસના શરીરના જે ભાગને ઉઘાડો રાખતાં શરમ આવે તે ભાગ. છુપાવવા લાયક શરીરનો ભાગ. સ્ત્રી.

ઓરસ (અ). ઉર્સ અથવા ઉર્સ. એટલે લગ્નનું જમણ. મુસલમાન પવિત્ર પુરુષોના મરણની તિથિને દિવસે લોકો ભેગા થાય છે તે. મહાત્મા પુરુષો મરીને પરમેશ્વરની સમીપતા પ્રાપ્ત કરે છે, અને આ દુઃખી સંસારથી મુક્તિ મેળવે છે, માટે તેઓ મરણને શુભ દિવસ ગણે છે. તેથી આ શબ્દ પણ ખુશીના અર્થમાં વપરાયો છે.

| | | | |
|---|---|---|---|
| अक्षि | पु. | આંખ્ય | સ્ત્રી. |
| बिंदु | „ | બિંદુ=ટીપું | ન. |
| बाहु | „ | બાહુ=બ્હાં | સ્ત્રી. |
| बलि | „ | બળિ | ન. |
| खड्ग | „ | ખાંડું | ન. |
| पारावत | „ | પારેવું | ન. |
| द्वार | „ | દારા | સ્ત્રી. |
| देवता | स्त्री. | દેવતા | પુ. |

૧૩૪ ગણ ૧૩૪ મો—नियम—ધાતુના અપભ્રંશ.

ઉદાહરણ.

अंकते=અંકઇ=આંકે.
अर्चते=અર્ચઇ=અર્ચે.
इच्छति=ઇચ્છઇ=ઇચ્છે.
उत्कालति=ઉક્કેલઇ=ઉકેલે.
कंपते=કંપઇ=કંપે.
प्रकाशते=પકાસઇ=પ્રકાશે.
व्याप्नोति=વાપઇ=વ્યાપે.
कथयति=કહઇ=કહે.
कुट्टयति=કુટ્ટઇ=કુટે.

[illegible] દરૂને ખાના. ઘરમાં, ઘરપેટે, છુપી રીતે, છાની રીતે.

[illegible] (ફા). અંદાખ્તન=નાખવું ઉપરથી. અંદાજ=નાખનાર. જેમકે ગોલંદાજ, તીરંદાજ, ગોળો નાખનાર, તીર ફેંકનાર.

અંદાજો (ફા). અંદાજા. અંદાખ્તન ઉપરથી. માપ.

અંદેશો (ફા). અંદેશા. અંદેશીદન વિચાર કરવો ઉપરથી.

અંબર (અ). એક પ્રકારની સુગંધી. મુશ્કિઆને કિનારેથી જડે છે.

અંબાડી (અ). અમારી કે અમ્મારી. અમ્માર નામના માણસે શોધી કાઢી માટે.

અંબાર (ફા). ભરવું, ઢગલો, ઘર ભીંત વગેરેનું પડી જવું. અરબીમાં ઇંબાર=એકઠું કરવું.

અંમાલ (અ). આમિલ=અમલ કરનારનું બહુવચન.

---

# भाषावतार.

( ચાલુ પુ. ૪૮ પૃ. ૮૦ )

૧૩૧ ગણુ ૧૩૧ મો—नियम—विभक्ति પ્રત્યયો.

સંસ્કૃતમાંથી ગુજરાતી થાતી વખતે જેને માત્ર ગુજરાતીના વિભક્તિ પ્રત્યયોજ લાગ્યા છે બાકીતો તે એમના ગણુના છે એવા પણ ઘણા છે. તેમાં પુલ્લિંગના ने ओ, સ્ત્રીલિંગના ને ई અને નપુંસકલિંગ ના ને ऊँ પ્રત્યયો સામાન્ય છે. બાકી વિશેષ તો બધા સ્વરાંત બધા લિંગના શબ્દો છે. આ નિયમ પ્રાકૃતમાં છે

ઉદાહરણો.

| પુલ્લિંગનાં. | સ્ત્રીલિંગનાં. | નપુંસકલિંગનાં. |
|---|---|---|
| अभाग्यः=અભાગીયો | विद्ध=વીંધી. ૪૧, ૧૨૬ | कालज=કાળજું. |
| काणः=કાણો. ૭ | विषम=વસમી. ૧૯ | नव=નવું. ૧૦૪ |
| कलशः=કલશો. ૧૦૪ | धीर=ધીરી. | नीच=નીચું. |

૧૩૨ ગણુ ૧૩૨ મો—नियम—અનિયમિત અપભ્રષ્ટ.

જે શબ્દો ગણુમાં નથી આવી શક્યા અથવા એકેક સારૂ જુદા ગણુ નથી કર્યા એવા શબ્દો આ ગણુમાં આવી શકે છે ( આગળ એકેક ઉદાહરણના થોડાક ગણુ કર્યા છે તે દાખલા માત્ર માટે છે.)

ઉદાહરણ.

भगिनी=બ્હેન.
मनोरथ=મનોરા (બાહીરી મનોરા ચિંતવે).
¹लवण=લૂણ.
सूचि=સોઈ.
मनसा=મંછા.
मलिन=મેલું.
लालसा=લાલચ.
कसपट्ट=કસોટી.
कच्छप=કાચબો.

૧૩૩ ગણુ ૧૩૩ મો—नियम—लिंग વ્યત્યય થાય છે.

સંસ્કૃતમાં જે લિંગ હોય તેનાથી ઉલટે લિંગે ગુજરાતીમાં વપરાતા હોય તેવા શબ્દો ઘણા છે તેમાંથી નિયમિત ઉદાહરણ—

| सं. शब्द. | કયે લિંગે | ગુજરાતીમાં | કયે લિંગે. |
|---|---|---|---|
| वृक्ष | पु. | વૃક્ષ=ઝાડ | न. |
| यश | न. | યશ=જસ | પુ. |

¹ व નો उ સંપ્રસારણ થયો છે.

| | | |
|---|---|---|
| ૩૪ ऋ नो र | ૩૫ ऋ नो रि | ૩૬ ऌ नो इ |
| ૩૭ ऐ नो ए | ૩૮ ओ नो आय | ૩૯ औ नो ओ |
| ૪૦ औ नो आव | ૪૧ નિરનુનાસિક સ્વરનો | ૪૨ સ્વરવિપર્યય |

સાનુનાસિક સ્વર.

| | | |
|---|---|---|
| ૪૩ અનુસ્વારલોપ | ૪૪ क नो अ | ૪૫ क नो ख |
| ૪૬ क नो ग | ૪૭ क नो ङ | ૪૮ क नो ल |
| ૪૯ क नो य | ૫૦ क्ष नो ख | ૫૧ क्ष नो छ |
| ૫૨ क्ष नो स | ૫૩ ख नो क | ૫૪ ख नो ह |
| ૫૫ ग नो घ | ૫૬ ग नो य | ૫૭ ग नो ल |
| ૫૮ घ नो ग | ૫૯ घ नो ह | ૬૦ ज नो झ |
| ૬૧ ज नो य | ૬૨ झ नो ण | ૬૩ ट नो ड |
| ૬૪ ठ नो ढ | ૬૫ ड नो ढ | ૬૬ ड नो ण |
| ૬૭ ड नो न | ૬૮ ढ नो ड | ૬૯ ण नो न |
| ૭૦ त नो अ | ૭૧ त नो ट | ૭૨ त नो ड |
| ૭૩ त नो थ | ૭૪ त नो य | ૭૫ त नो ल |
| ૭૬ त्म नो प | ૭૭ त्य नो च | ૭૮ त्स नो छ |
| ૭૯ थ नो ह | ૮૦ द नो ड | ૮૧ द नो य |
| ૮૨ द नो र | ૮૩ द नो व | ૮૪ द्व नो व |
| ૮૫ द्य नो ज | ૮૬ ध नो द | ૮૭ ध नो ह |
| ૮૮ ध्य नो झ | ૮૯ न नो ण | ૯૦ न नो ल |
| ૯૧ न नो व | ૯૨ प नो फ | ૯૩ प नो म |
| ૯૪ प नो व | ૯૫ भ नो ह | ૯૬ म नो व |
| ૯૭ म नो व | ૯૮ य नो ज | ૯૯ र नो ळ |
| ૧૦૦ आदि र છુટો પડે છે. | ૧૦૧ અંત્ય र છુટો પડે છે. | ૧૦૨ અંત્ય र છુટો પડી બાકી રહેલાનું દ્વિત્વ થાય છે. |
| ૧૦૩ ल नो र | ૧૦૪ ल नो ळ | ૧૦૫ व नो व |
| ૧૦૬ व नो म | ૧૦૭ श नो छ | ૧૦૮ श नो स |
| ૧૦૯ श्च नो छ | ૧૧૦ ष नो ख | ૧૧૧ ष नो श |

| | | |
|---|---|---|
| ૧૧૨ प નો स | ૧૧૩ ष्ट નો ठ | ૧૧૪ ष्ठ નો ठ |
| ૧૧૫ ष्ण નો ण्ह | ૧૧૬ ष्प નો फ | ૧૧૭ स નો छ |
| ૧૧૮ स्त નો थ | ૧૧૯ स्थ નો ठ | ૧૨૦ स्न નો न |
| ૧૨૧ ह्य નો ज | ૧૨૨ ह्य નો झ | ૧૨૩ व्ह નો भ |
| ૧૨૪ अक्षरवृद्धि | ૧૨૫ प्रत्ययवृद्धि | ૧૨૬ અક્ષરનો લોપ |
| ૧૨૭ અક્ષરવિપર્યય | ૧૨૮ સંયુક્તાક્ષર વિષે | ૧૨૯ સંયુક્તાક્ષર છુટા પડી વચમાં અ આવે છે. |
| ૧૩૦ આદેશ | ૧૩૧ વિભક્તિ પ્રત્યયો | ૧૩૨ અનિયમિત અપભ્રષ્ટ. |
| ૧૩૩ લિંગ વ્યત્યય | ૧૩૪ ધાતુના અપભ્રંશ | |

( સંપૂર્ણ. )

---

## ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિના હીરક મહોત્સવ પ્રસંગે ગવાએલી કવિતા.

### ભરૂચનિવાસી કવિ ધીરજકાકાકૃત કવિતા.

## સરસ્વતીની સ્તુતિ.

ગજલ

કરૂં પ્રાર્થના હું સાચે દિલે, વિદ્યા દેવી દિલમાં ઉતારજે;
કહું હાથ જોડી હું કરગરી માજી, દેશી મારા સુધારજે. ટેક.
છે તું આદ્ય દેવી સરસ્વતી, તુજ સેવાથી સુધરે મતિ;
તુજ ગુણ ગાવા નથી ગતિ, મોટા ઋષિ મુનિ મુવા મથી. કરૂં.
શિવ શક્તિ વિષ્ણુએ વર્ણવી, તુજ સમ નથી શશી કે રવિ;
તુજ શક્તિથી સુકવિ બધા, પહોંચે જ્યાં ન પહોંચી શકે રવિ. કરૂં.
સર્વે સૃષ્ટિના અંધકારને, રવિ ઇંદુ તોડે લગારમે;
અંતર તિમિર હણવા ગતિ, શશી સૂર્યને બક્ષી નથી. કરૂં.
જે સાચે દિલે દેવી ચાહે છે, ત્યાં તું શારદા સત્વર જાય છે;
કદી ઊંચ નીચ જોયા વિના, સંતુષ્ટ તે પર થાય છે. કરૂં.

ઈંગ્લિશ, ફ્રેંચ, જર્મન, અમેરિકન, અતિ હેતથી અર્પ્યું છે મન;
વિદ્યા તેના ઉપર થઈ પ્રસન્ન, અતિશે કરે તું તેનાં જતંન. કરૈ.
સુખશાંતિદાયિની શારદા, ઉર હર્ષ આપે તું સર્વદા;
માતા સમ રક્ષણ તું કરે, ટાળી સકળ જન આપદા. કરૈ.
ઉરમાં અરજ ધર ધિરજ તણી, વેપારે વૃદ્ધિ તું આપજે;
સઉ દેશી મારા સુધારીને, સદ્‌વિદ્યા રૂડી વધારજે. કરૈ.

---

## આશીર્વાદાત્મક રાજગીત.

### શાર્દૂલવિક્રીડિત છંદની ચાલ.

શ્રીમન્ સપ્તમ એડવર્ડ મુલકમાં, સૂર્યાસ્ત થાતો નથી;
ઈંગ્લિશ વાણી વધા વિના, નિમિષ તો નિઃશંક જાતો નથી;
એવા પ્રૌઢ પ્રતાપી ભૂપતિ તણું, દીર્ઘાયુ અર્પો હરિ;
ટાળો સંકટ રાજનાં ધિરજ કહે, મારી હઠાવો અરિ. ૧

---

ન્યાયી ઈંગ્લિશ રાજની દિલ દયા, પ્રીતિ પ્રજામાં ઘણી;
રાજી રૈયત રાખવા હરઘડી, છે ઉરમાં લાગણી;
વિદ્યોત્સવ શુભ આજ, રાજ તપજો હમ પર સદા એ ચહું;
કીર્તિ સંતતિ સંપતિ સુ વધવા, આશીષ હરદમ દઉં. ૨

## *અનંગધરનાં છૂટક સ્મરણો.

### તોટક.

હસતો અતિકોમલ બાલ રૂડો,
વિનયે વદતો સુશીલે ચરતો;
વળી સંગીત આદિ સુશાસ્ત્ર તણો,
મતિ તીવ્રથી પ્રેમી વિલાસી ઘણો. ૧
અતિ અલ્પવયે બહુ જ્ઞાની બન્યો,
શીખવા વધુ કાજ અર્ધ વર્સીઓ;

*સ્વ. અનંગધર અમીધર દેસાઈ ( પાટણ ).

વર્ષોઓ ગુરુ, સ્નેહીં જનો હૃદયે,
હૃદયે વર્ષોને ન પરશ્યો કદીએ. ૨




× × ×

ઉપજાતિ.

ગાડીમહીં સાથ હમેશ આવી,
કૉલેજ જાતાં મમ હર્ષકારી;
આનંદથી વાત અનેક બોલે,
મૈત્રીતણો દિવ્ય વિનોદ તોલે. ૩
સર્વેમહીં બાલક એ હતો ને,
સર્વેતણો માન્ય ઘણો હતો એ;
સર્વે કદી વાતમહીં લડે તો,
સર્વેતણી વાત ઉડાવી દેતો. ૪
વિનોદનો અંકુશ કાંઈ ન્હોતો,
નાનો થઈ છૂટ અનેક લેતો;
ના બોલવાની ઘણી વાત ફેંકેતો,
તથાપિ અન્તે અર્મો આવતો' તો. ૫
'નૉન્સેન્સ'ની આંચ વિશેષ એવી,
સ્મરે મને ને ભર્મો ચારુ એની;
કોવાર આવી કંઈ હર્ષ આપે,
કોવાર દુર્દૈવ વિષે રડાવે. ૬

× × ×

દ્રુતવિલંબિત.

મતિ, વિશુદ્ધિ, વિનોદથી દીપતો,
કદી તમોગુણથી રૂદતો હતો;
અતિદુરાશહીં એક સમે થયો,
સહીં ઘણો અમથી વિખુટો પડ્યો. ૭

અનુષ્ટુપ્.

ચાલતી ગાડીમાંહેથી મારીઓ કૂદકો નીચે,
પુસ્તકો દેહો દીધાં ને સ્તબ્ધ એણે કીધો મને. ૮

અનુષ્ટુપ્.

પ્રહુણા આવીને જાયે, અલ્પ આનંદ આપીને
આ સંસારે સ્થિતિ એવી, મનુષ્યો સર્વની બને. ૨૫
તત્ત્વજ્ઞાની કહે સર્વે, "કર્મનાં ફળ"—એ, મથી
પરંતુ હૃદયે લાગે, " ઈશ્વરેચ્છા બલીયસી." ૨૬

અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી.

---

# વાચનમાળાના ખુલાસા.

ત્રીજી ચોપડી ( ચાલુ પુ. ૪૮ પૃ. ૧૨૮)

પાઠ ૨૫.

કસુર—કુસૂર ( आ. ) ઉપરથી.

પાઠ ૨૭.

જનાવર સંગ્રહ કરે છે—ખાસ કરી જીવજંતુઓ; મધમાખી, કીડી, વગેરે.

પાઠ ૨૮.

પરબ—प्रपा—ઉપરથી પરબ કે પરબડી.

પાઠ ૨૯.

ઘાડવો—ગાડવો અને ગાડવો શબ્દ પણ એજ અર્થમાં વપરાય છે. ઘી-તેલ ભરવાનું માટીનું ઠામ.

પાઠ ૩૧.

પ્રીતનો—બોલે—એકબીજાં તરફ પ્રેમ બતાવે છે, એટલો અર્થ વિદ્યાર્થીઓ માટે પૂરતો થશે.

વનફળ—વનમાંનાં ફળ-વનમાંથી મળી આવતાં ફળ.

કોઈ—ફૂલરસ—મધમાખ, પતંગીઆં, વગેરે ફૂલનો રસ ચૂસતાં જાણવામાં છે. કયાં કયાં પક્ષી કેવી કેવી રીતે અને કયાં કયાં ફૂલનો રસ ચૂસે છે?

ઉદ્યમીઓ—જાય છે. ઉદ્યમી માણસો માટીમાં ભળેલા સોનાને મહેનત કરી, છૂટું પાડી લે છે.

પાઠ ૩૩.

કોઈ કોઈ રોગો... થાય છે. ખાસ કરીને તાવ, સાંધાનું કળતું, વગેરે

પાઠ ૩૫.

**શાબાશ—(ફા)** શાદ્+બાશ. શાદ્=ખુશ+બાશ=થા; એટલે ખુશ થા અ-
થવા ખુશ રહે તે ઉપરથી શાબાશ=ધન્ય છે।

પાઠ ૩૬.

**અનેક......બન્યો.** મોગરાનો અને ઝારીનો આકાર ભિન્ન હોવાથી રૂપક
યથાર્થ જણાતું નથી

પાઠ ૩૯.

આ પાઠમાં આવતાં સ્થળો નકશામાં બતાવવાં; તેમજ તેના વિષે થોડી ઘણી જાણવાજોગ હકીકત કહેવી. શેત્રુંજો, ગીરનાર, આબુ, અને પાવાગઢ એ યાત્રાનાં સ્થળો છે. આ બધાં સ્થળો ઇતિહાસમાં પ્રખ્યાત છે, એટલુંજ નહિ પણ કુદરતના રમણીય દેખાવનાં ઘર છે. આ સ્થળોમાં કુદરતની શોભા જોવાનો લાભ મળ્યા ઉપરાંત ગંજાવર ખર્ચે બંધાવેલાં નમુનેદાર કારીગીરીવાળાં દેવાલયો પણ ચિત્તને આકર્ષે છે અને આશ્ચર્યમાં ગરકાવ કરી નાંખે છે.

પાઠ ૪૦.

**આકાશમાં......થાય છે.** વાદળાં ઠરી જવાથી તેની અંદરનું પાણી ભારે
થાય છે, એટલે પાણીનાં નાનાં છતાં ભારે ટીપાં નીચે પડવા લાગે છે.

પાઠ ૪૧.

**કાંઠા પર......હતા.** કોડીઓ, છીપો, શંખ, વગેરે દરીઆઈ પ્રાણીઓનાં
ઘર છે. આ ઘરની અંદર ઘણે ભાગે પોચાં પ્રાણીઓ ભરાઈ રહેલાં
હોય છે. જમીન ઉપરથી જે ચાક તણાઈને દરીઆમાં જાય છે
તે ચાકમાંથી દરીઆઈ પ્રાણી આવાં ઘર બનાવે છે.

પાઠ ૪૩.

**પછી તેના પર.......ચોંટી ગઈ.** ધાતુ તપાવવાથી ફૂલે છે તે ગુણનું
અહિં ભાન કરાવી શકાય. લોઢાની વાટ તપાવવાથી ફૂલે છે, અને
જ્યારે તે ટાઢી પડે છે, ત્યારે સંકોચાય છે. વાટ જ્યારે સંકોચાય છે,
ત્યારે લાકડાંના પૈડાને સજ્જડ ચોંટી જઈ આરાને બંધમાં લઈ લે છે.

પાઠ ૪૪.

**એક.....દેવળ છે.** આ કિલ્લો પ્રથમ તુરંગ તરીકે વપરાતો હતો. હાલ

તે મુખ્ય પોસ્ટ ઑફિસ તરીકે વપરાય છે. કિલ્લામાં ભદ્રકાળી માતાનું સ્થાન છે.

**એક......દરવાજા છે.** ત્રણ દરવાજાના નામથી આ દરવાજા અમદાવાદમાં પ્રખ્યાત છે.

**ઊંચી કારીગીરીની ચીજો.** રેશમી કાપડ, ધોતીજોટા, ભરતકામ, સોનારૂપાના નમુનેદાર દાગીના, તેમજ તાંબાપિત્તળનાં વાસણો, વગેરે.

**વરાળયંત્રથી સંચાઓમાં કાપડ.** અમદાવાદની મિલોમાં સુતરાઉ કાપડ વણાય છે. રેશમની મિલ એક પણ નથી. હાથની શાળોમાં રેશમી બર ઉતરે છે. મિલોની સંખ્યામાં અમદાવાદ મુંબઈથી બીજે નંબરે આવે છે.

**દીવાસળી...** દીવાસળી બનાવવાનું એક કારખાનું છે.

**પાઠ ૪૫.**

**તગાવી.** તકાવી ( આ ) ઉપરથી. દુકાળના વખતમાં સરકાર ખેડુતોને જે પૈસા ધીરે છે તે.

**મુકરદ્દમા.** ( આ ) કદમ=આગળ મુકયું; મુકદ્દમા=જે આગળ મુકાએલું છે તે, એટલે કે કેસ. સરખાવો મુકદમ=મુકરદમ કે મુકડદમ=પગ આગળ મુકનાર કે દોરનાર; આ શબ્દ મજુરોના ઉપરિને માટે સામાન્ય રીતે વપરાય છે.

**ઓવરસીઅર**=બાંધકામખાતામાં દેખરેખ રાખનાર અમલદાર. આ શબ્દ ઇંગ્રેજીમાંથી તેમ ને તેમ ગુજરાતીમાં ઉતરી આવ્યો છે.

**એ મકાનના...... કોચતો હતો.** નસ્તર વડે શીળી કાઢતો હતો.

**પાઠ ૫૨.**

**ગંધકમાં...ગુણ છે.** ગંધક બળે છે ત્યારે હવામાંહેના પ્રાણવાયુ સાથે તેનો રસાયણી સંયોગ થાય છે અને ગંધકનો દ્વિ ઑકસાઇડ ( સઓ₂ ) બને છે. આ ઑકસાઇડને લીધે વનસ્પતિનો રંગ ઊડી જાય છે.

**પાઠ ૫૨.**

**તેમણે.....ગોઠવ્યાં.** શિક્ષકે બધા પદાર્થ પહેલેથી ગોઠવી રાખવા નહિ. ક્રમે ક્રમે તે પદાર્થો વિદ્યાર્થીઓને દેખાડવા અને તેના ગુણદોષની સરખામણી કરવા તેઓને કહેવું.

---

# केळवणीखातानी खबरो.

## જાહેર ખબર.

( મે. ઉ. ભા. ના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના તા. ૨૬મી ઍપ્રિલ ૧૯૦૯ના હુકમ નં. ૧૦૩૫ ઉપરથી ).

મિ.* જે. જે. અદિલશાહનું બનાવેલું 'ભર્તૃહરિ નીતિશતકનું ભાષાંતર, મે. પબ્લિક ઇન્સ્ટ્રક્શનના ડિરેક્ટર સાહેબે લાઇબ્રેરિ માટે મંજુર કર્યું છે.

૨. પુસ્તકની કીમત દર પ્રતની બાર આના છે.

( સહી ) P. LORY,
Educational Inspector,
N. D.

* સરનામું:—
ઍસિસ્ટન્ટ ટીચર, એલ્ફિન્સ્ટન.-
મિડલ-સ્કૂલ. મુંબઈ.

---

## જાહેર ખબર.

( મે. ઉ. ભા. ના. એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના તા. ૩૦ મી એપ્રિલ ૧૯૦૯ના હુકમ નં. ૧૨૧૮ ઉપરથી ).

લુગડાં ઉપર ચોઢેલા 'હોમ મૅપ્સ' ની દરેક નંગની કીમત ત્રણ આના રાખવામાં આવેલી છે.

(સહી) P. LORY,
Educational Inspector,
N. D.

---

## જાહેર ખબર

( મે. ઉ. ભા. ના. એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના તા. ૧ લી મે ૧૯૦૯ ના હુકમ નં. ૧૨૯૯ ઉપરથી ).

અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિએ બહાર પાડેલું 'શ્રી બ્રહ્ન-

સૂત્ર શાંકરભાષ્યાનુવાદ' મે. પબ્લિક ઇન્સ્ટ્રકશનના ડિરેક્ટર સાહેબે આ ઇલાકાની ગુજરાતી પ્રાથમિક શાળાઓની લાઇબ્રેરિ માટે મંજુર કર્યું છે.

૨ પુસ્તકની કીમત રૂ. ૫–૦–૦ છે. તે અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિ પાસેથી મળી શકશે.

( સહી ) P. LORY,
Educational Inspector,
N. D.

---

## જાહેર ખબર.

( તા. ૧૯ મી જુન સને ૧૯૦૯ના મે. ઉ. ભા. ના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના હુકમ નં. ૨૯૯૦ ઉપરથી ).

નં. ૨૯૯૨.

આ ઉપરથી ખબર આપવામાં આવે છે કે ઉત્તર વિભાગમાં નીચે બતાવેલાં સ્થળોએ સને ૧૯૦૯ તા. ૨૦ મી સપ્ટેંબર ને સોમવારે અને ત્યારપછીના દિવસોએ વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા લેવામાં આવશે.

| | |
|---|---|
| અમદાવાદ. | ભરૂચ. |
| નડીઆદ. | સુરત. |
| ગોધરા. | થાણા. |

૨. સને ૧૯૦૭ના નવેંબર માસની ૨૧ મી તારીખના મુંબઈ ગવર્મેન્ટ ગૅઝીટ ( ભાગ ૧. પૃ. ૧૮૯૪–૧૮૯૭ ) માં છપાએલા ધારા મુજબ આ પરીક્ષા લેવામાં આવશે.

૩. ઉમેદવારોએ પોતપોતાના સેન્ટરના પ્રેસિડન્ટને સને ૧૯૦૯ના ઑગસ્ટ માસની પહેલી તારીખે અથવા તે તારીખ પહેલાં અરજીઓ મોકલવી. આ તારીખ પછી કોઈ પણ અરજી સ્વીકારવામાં આવશે નહિ.

૪. જે દિવસે પરીક્ષા શરૂ થશે તે દિવસે પ્રેસિડન્ટ પરીક્ષાની ફી લેશે.

૫. થાણા સેન્ટરના ઉમેદવારોએ, મુંબઈ ગવર્મેન્ટ ગૅઝીટમાં મધ્ય ભાગના

એડયુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબે કાઢેલી નોટિસ જોવી.

૬. પરીક્ષા આપવા લાયક ગણાવા માટે ઉમેદવારોએ પરીક્ષાની તારીખ પહેલાં અથવા તે તારીખે ૧૫ વર્ષ પૂરાં કરેલાં હોવાં જોઇશે.

અમદાવાદ
ઉ. વિ. ના એડયુકેશનલ
ઇન્સ્પેક્ટર સાહેબની
ઑફિસ.
તા. ૧૯મી જુન સને ૧૯૦૯

(સહી)K. H. DHRUVA,
For Educational Inspector,
N. D.

---

## જાહેર ખબર.

(તા. ૧૯ મી જુન સને ૧૯૦૯ ના મે. ઉ. બા. ના એડયુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના હુકમ નં. ૨૯૪૯ ઉપરથી).

મિ. નરહર નારાયણ દાતારનો બનાવેલો 'ગુજરાત પ્રાંતનો નકશો—હોમ મૅપ—ઇનામ માટે મંજુર કરવામાં આવ્યો છે. આ નકશાની કીમત ત્રણ આના છે.

(સહી) K. H. DHRUVA,
For Educational Inspector,
N. D.

---

## જાહેર ખબર.

સર્વ પ્રાથમિક નિશાળોના મહેતાજીઓનું આથી ધ્યાન ખેંચવામાં આવે છે કે મિડલ સ્કૂલ સ્કૉલરશિપ પરીક્ષામાં ફતેહમંદ થએલા છોકરાઓએ સરકારે સ્વીકારેલી કોઈપણ અંગ્રેજી નિશાળમાં સદરહુ પરીક્ષાનું પરિણામ જણાય કે તરતજ દાખલ થવું જોઈએ. જો કોઈ સ્કૉલર જાન્યુઆરી માસની આખર તારીખ સુધીમાં તેમ નહિ કરે તો તેની સ્કૉલરશિપ લઈ લેવાની જરૂર પડશે.

તા. ૫ મી જુન. ૧૯૦૯

(સહી) P. LORY,
એડયુકેશનલ ઇન્સ્પેક્ટર,
ઉ. બા.

---

## જાહેર ખબર.

મહેરબાન ડિરેક્ટર ઑવ્ પબ્લિક ઇન્સ્ટ્રક્શન સાહેબના નંબર ૨૨૯૯ તા. ૨૭–૫–૦૯માં ફરમાવ્યા પ્રમાણે સરકારની મદદ લેતી સઘળી નિ-શાળોના વ્યવસ્થાપકોને ખબર આપવામાં આવે છે કે થોડા વખત ઉપર તેઓ સાહેબ આગળ એક એવો દાખલો આણવામાં આવ્યો હતો કે સરકારની મદદ લેતી એક નિશાળના વ્યવસ્થાપકે ઘણીખરી ખોટી રકમોના ખર્ચ ઉપર સરકાર તરફથી મદદ લીધી હતી. તેના ઉપર ફોજદારી કામ ચલાવવા જોઈએ તેટલો પુરાવો હતો, પરંતુ તેણે ખોટા ખર્ચ ઉપર લીધેલી મદદની રકમ એકદમ ભરી દીધી તેથી તેની નિશાળને માત્ર સરકારે માન્ય કરેલી તથા સરકારની મદદ લેતી નિશાળોના પત્રકમાંથી કાઢી નાંખવામાં આવી છે. થોડાંક વર્ષ ઉપર આવી તરેહના કામમાં એક નિશાળના વ્ય-વસ્થાપક ઉપર ફોજદારી કામ ચલાવવામાં આવ્યું હતું અને તેમાં તેને શિક્ષા થઈ હતી.

સરકારની મદદ લેવા માટે ખર્ચ વધારે બતાવવાના હેતુથી વ્યવસ્થાપકો ખોટા હિસાબ રાખે તો તેથી જે માઠાં પરિણામ નીપજે છે તે તરફ સઘળા-ઓનું લક્ષ ખેંચવામાં આવે છે.

અમદાવાદ.
તારીખ. ૯ મી જુન ૧૯૦૯.

(સહી) P. LORY,
એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર.
ઉ. ભા.

---

## જાહેર ખબર.

### નવરોજી પેસ્તનજી વકીલ સ્કૉલરશિપ.

આ ઉપરથી ખબર આપવામાં આવે છે કે અમદાવાદ શહેરમાં આવેલી કે તેની આસપાસની, સરકાર તરફથી સ્વીકારાએલી કોઈ પણ શાળામાંની દેશી છોકરીઓને આપવાની નવરોજી પેસ્તનજી વકીલની ચાર સ્કૉલરશિપો માટેની હરીફાઈની પરીક્ષા તા. ૨૩ મી ઑગસ્ટ ૧૯૦૯ ને સોમવારે અને ત્યારપછીના દિવસોએ લેવામાં આવશે.

૨. મે. ઉ. ભા. ના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબ આ પરીક્ષા

લેશે. પરીક્ષામાં દાખલ થવા માટેની અરજી મે. ઉ. ભા. ના ઇન્સ્પેકટર સાહેબને કરવી, અને એ અરજી તા. ૨૨ જુલાઈ ૧૯૦૯ની તારીખે અથવા તે તારીખ પહેલાં તેમને પહોંચવી જોઈએ. આ તારીખ વીત્યા બાદ કોઈ પણ અરજી સ્વીકારવામાં આવશે નહિ.

૩. ઉમેદવારની ઉમર, પરીક્ષાના વિષયો, સ્કૉલરશિપની રકમ અને તેની શરતો વગેરે બાબતોનો વધારે ખુલાસો કાનુનોમાંથી મળી આવશે.

અમદાવાદ.
મે. ઉ. ભા. ના એડયુકેશનલ ઇન્સ્પેકટર સાહેબની ઑફિસ.
તા. ૧૧મી મે ૧૯૦૯.

(સહી) P. LORY,
Educational Inspector,
N. D.

---

## જાહેર ખબર.

## કાઠિયાવાડ મેલ ટ્રેનિંગ કૉલેજની પ્રવેશક પરીક્ષા.

૧. આથી ખબર આપવામાં આવે છે, કે કાઠિયાવાડ મેલ ટ્રેનિંગ કૉલેજની ચાલુ સાલની પ્રવેશક પરીક્ષા તા. ૧૩ માહે સપ્ટેમ્બર સન ૧૯૦૯ સોમવારે સવારના અગિઆર વાગે, અને તે પછીના દિવસોએ રાજકોટ મેલ ટ્રેનિંગ કૉલેજના મકાનમાં લેવામાં આવશે. આ પરીક્ષા સાતમા ધોરણમાં થશે, માટે જેમણે સાતમા ધોરણનો અભ્યાસ કર્યો હોય, તેવા વિદ્યાર્થીઓએ હાજર થવું.

૨. સન ૧૮૮૦ના સપ્ટેમ્બર માસના શાળાપત્રમાં નમુનો છપાયો છે, તે મુજબ મેહેતાજીઓએ સર્ટિફિકેટ આપતાં જણાવવું કે ઉમેદવારની ઉમ્મર ૧૭ વર્ષથી વધારે, અને ૨૨ વર્ષથી ઓછી છે. તેમ કાંઈ ખોડ-ખાંપણું નથી, ને ચાલચલગત સારી છે. ચાલચલગતની બાબતમાં ખાસ તપાસ કરી પોતાની ખાત્રી કરીનેજ મેહેતાજીઓએ સર્ટિફિકેટ આપવું.

૩. સર્ટિફિકેટમાં ઉમ્મરનાં વર્ષ, માસ અને દિવસ લખવાની સાથે અંગ્રેજી અને ગુજરાતી જન્મતિથિ લખવા ચૂકવું નહિ.

૪. સત્તર વર્ષ કરતાં નાની ઉમ્મરના ઉમેદવારોને પરીક્ષા આપવા સારુ મંજૂરી મેળવવાની જરૂર નથી. તે પાસ થશે તોપણ તેને કૉલેજમાં દાખલ કરવામાં નહિ આવે.

૫. બાવીશ વર્ષ કરતાં મોટી ઉમ્મરના વિદ્યાર્થીઓએ પરીક્ષા આપવા માટે, તેમ પાસ થયા પછી કૉલેજમાં દાખલ થવા સારૂ, કાઠિયાવાડ એજન્સિના મેહેરબાન એજ્યુકેશનલ ઑફિસર સાહેબ બહાદુરની પાસ પરવાનગી મેળવવી પડશે. તેઓ પાસ થશે તોપણ તેમને સ્કૉલરશીપ આપી કૉલેજમાં દાખલ કરવામાં આવશે નહિ.

૬. જે ઉમેદવારે પરીક્ષા પેહેલાં બાર માસમાં એક કરતાં વધારે મેહેતાજી પાસે અભ્યાસ કર્યો હોય, તેમણે તે સઘળાનાં સર્ટિફિકેટ લાવવાં. ચાલચલગતની બાબતમાં તો પરીક્ષા પેહેલાં એક માસ અગાઉનું સર્ટિફિકેટ ખાત્રી લાયક ગણાશે.

૭. પરીક્ષા થઈ રહ્યા બાદ લાયક જણાયેલા ઉમેદવારોને શરીર સમ્બન્ધી તપાસ માટે મેહેરબાન દાક્તર સાહેબ પાસે મોકલવામાં આવશે, માટે તેઓને આંહીં વધારે વખત રોકાવું પડશે.

૮. દર વર્ષે પ્રવેશક પરીક્ષાની જાહેર ખબર બનતાં સુધી શાળાપત્રમાં પ્રગટ કરવામાં આવશે, પણ પરીક્ષાની તારીખ ઉતાવળે જાણવાની જેની આતુરતા હશે, તેને રાજકોટમાં રહેતા તેના લાગતા વળગતા તરફથી અગર સ્કૉલરો તરફથી તે મળી શકશે; કારણ કે તારીખ મુકરર થયેથી તુર્ત કૉલેજના નોટિસ બૉર્ડ ઉપર તે જાહેર કરવાનો રિવાજ છે.

રાજકોટ મેલ ટ્રેનિંગ કૉલેજ.
તા. ૨૨ માહે જૂન સન ૧૯૦૯

B. H. Buch,
પ્રિન્સિપલ, કાઠિયાવાડ મેલ ટ્રેનિંગ કૉલેજ,
રાજકોટ.

---

## જાહેર ખબર.

'હિંદની ઉદ્યોગસ્થિતિ' એ નામનું કેશવલાલ મોતીલાલ પરીખે બનાવેલું પુસ્તક મે. પબ્લિક ઇન્સ્ટ્રકશનના ડિરેકટર સાહેબે ગુજરાતી પ્રાથમિક શાળાઓની લાઇબ્રેરિ માટે તેમજ ઇનામ તરીકે મંજુર કર્યું છે.

૨. પુસ્તકની દર પ્રતની કી–૦–૬–૦ છે. તે અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિ પાસેથી મળી શકશે.

(સહી) P. LORY,
Educational Inspector,
N. D.

## જાહેર ખબર.

(મે. ઉ. ભા. ના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના તા. ૧૨ મી મે ૧૯૦૯ના હુકમ નં. ૧૮૨૯ ઉપરથી).

અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિ તરફથી પ્રગટ થએલાં 'મિસ ફ્લોરેન્સ નાઇટિંગેલનું જીવનચરિત' અને 'સ્ત્રીબોધક સતીચરિત્રો અને તે ઉપરથી સ્ત્રીઓને લેવાનો બોધ'—આ બન્ને પુસ્તકો કેળવણી-ખાતાના મે. ડિરેક્ટર સાહેબે ઇનામ તેમજ ગુજરાતી પ્રાથમિક શાળાઓ-ની લાઇબ્રેરિ માટે મંજુર કર્યા છે.

૨. પહેલા પુસ્તકની કી. ૦–૪–૦ અને બીજાની કી. ૦–૩–૦ છે. બંને પુસ્તકો અમદાવાદની ગુજરાત વર્નાક્યુલર સોસાઇટિ પાસેથી મળશે.

(સહી) P. LORY,
Educational Inspector,
N. D.

---

## જાહેર ખબર.

(મે. ઉ ભા. ના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના તા. ૨૯ મી જુન ૧૯૦૯ ના હુકમ નં. ૩૩૬૧ ઉપરથી).

### મિડલ–સ્કૂલ સ્કૉલરશિપો.

#### ઉત્તર ભાગ.

૧. આથી ખબર આપવામાં આવે છે કે ઉત્તર ભાગમાં નીચે લખેલાં મધ્યસ્થળોએ ગુરુવાર તા. ૯ મી સપ્ટેંબર સને ૧૯૦૯ ને રોજ અને તે પછીના દિવસોએ દરેક મધ્યસ્થળે છ છ મિડલ–સ્કૂલ સ્કૉલરશિપો આપવા સારુ સ્પર્ધોત્પાદક પરીક્ષા લેવામાં આવશે

| | |
|---|---|
| અમદાવાદ. | સુરત. |
| નડીઆદ ( ખેડા જિલ્લો ). | ગોધરા ( પંચમહાલ ). |
| ભરૂચ. | થાણા. |

૨. છમાંની બે સ્કૉલરશિપો માટે બધા ઉમેદવારો સામાન્ય રીતે સ્પર્ધા કરી શકશે; જે લોકો ઇંગ્રેજી કેળવણીમાં પછાત છે, જેવાકે–બેની–

હકીકત નિયમોમાંથી મળી આવશે. નિયમોની નકલો નીચે સહી કરનારને અથવા પરીક્ષકકમિટીઓના પ્રમુખોને અરજી કરવાથી મફત મળશે. ઉત્તર ભાગની તમામ સરકારી અને મદદ લેનારી ઍંગ્લોવર્નાક્યુલર સ્કૂલોનાં જાહેર ખબર ચોઢવાનાં પાટીઆં ઉપર પણ એ નિયમોની નકલો ચોઢવામાં આવી છે.

અમદાવાદ.
તા. ૨૧ મી જુન ૧૯૦૯.

(સહી) K. P. Trivedi,
For Educational Inspector.
N. D.

---

## જાહેર ખબર.

### હાઇ અને સ્પેશ્યલ સ્કૂલોમાં આપવાની કાઝી શાહબુદ્દીન સ્કૉલરશિપો.

આથી ખબર આપવામાં આવે છે કે કાઝી શાહબુદ્દીન એન્ડાવ્મેન્ટ ફંડમાંથી અમદાવાદ અને ખેડા જિલ્લાની કોઈ પણ જાહેર સ્કૂલના મુસલમાન ઉમેદવારોને હાઇ અને સ્પેશ્યલ સ્કૂલોમાં પાંચ પાંચ રૂપિઆની બે સ્કૉલરશિપો આપવા સારૂ તા. ૭ મી સપ્ટેંબર સને ૧૯૦૯ ના રોજ તથા તે પછીના દિવસોએ સ્પર્ધોત્પાદક પરીક્ષા લેવામાં આવશે. અમદાવાદ જિલ્લાના ઉમેદવારોની અમદાવાદ હાઇસ્કૂલના મકાનમાં અને ખેડા જિલ્લાના ઉમેદવારોની નડીઆદ હાઇસ્કૂલના મકાનમાં પરીક્ષા લેવાશે. તા. ૨૬મી મે સને ૧૯૦૪ ના મુંબઈ સરકારી ગૅઝીટ ભાગ ૧ લાને ૬૩૬–૬૪૦ પૃષ્ઠે પ્રસિદ્ધ થએલા નિયમોમાં જણાવેલી શરતો મુજબ આ પરીક્ષા લેવાશે.
૨. પરીક્ષામાં દાખલ થવાની અરજીઓ તથા ફી અમદાવાદ અને નડીઆદ મધ્યસ્થળોના પ્રમુખ આવતી તા. ૧૫ મી ઑગસ્ટ સુધીમાં લેશે.

અમદાવાદ
તા. ૨૧મી જુન
૧૯૦૯

(સહી) K. P. Trivedi,
For Educational Inspector,
N. D.

---

ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૪૮ મું. ઑગસ્ટ, ૧૯૦૯. અંક ૮ મો.

## મનુષ્યની મુખ્ય જાતિ.

કેટલાક વિદ્વાનોના મત પ્રમાણે જગત્‌ની પ્રજા મૂળ એક મિથુનમાંથી ઉત્પન્ન થઈ છે અને મુખમુદ્રા અને શારીરિક રચનાનો ભેદ દેશની આબોહવા અને બીજાં પ્રાકૃતિક કારણોને લીધે છે. અન્ય વિદ્વાનો આ સિદ્ધાન્ત સ્વીકારતા નથી. તેઓ પૂર્વપક્ષ ઉઠાવે છે કે આફ્રિકાના હબસી યૂરોપમાં ઘણાં વર્ષ રહે છે તોપણ તેમની ચામડીનો રંગ બદલાતો નથી અને અમેરિકાના ઇંડિયન અને મલાયાના લોકો લગભગ સરખી હવાવાળા દેશોમાં વસે છે તોપણ ભિન્ન જાતિના છે એમ સ્પષ્ટ જણાઈ આવે છે. આ કારણથી તેઓ માને છે કે દુનીઆ એકમાંથી નહિ, પણ ભિન્ન યુગલોમાંથી ઉત્પન્ન થઈ છે. ઊંડો વિચાર કરતાં માલમ પડશે કે પ્રજાના સ્વરૂપમાં જે ફેરફાર થયો છે તે અલ્પ સમયનો નથી પણ હજારો વર્ષનો છે, તેમજ ફેરફાર કરતાં સાદૃશ્ય ઘણું વધારે છે. અનેક પરિવર્તન પામી વાનરમાંથી મનુષ્ય થાય છે એમ ડાર્વિન અને તેના અનુયાયીઓનું માનવું છે. આમ કાલક્રમે પરિવર્તનથી એટલો બધો ફેર થાય કે એકજ પ્રજા છે કે નહિ તે વિષે સંશય રહે એ વાત ધ્યાનમાં લેવાની છે.

મનુષ્યજાતિની વર્ગણી જુદી જુદી રીતે કરવામાં આવે છે તેમાં વર્ણમૂલક વર્ગણી આ સ્થળે સ્વીકારી છે; કેમકે બીજા ભેદો કરતાં વર્ણનો ભેદ એકદમ નજરે પડે છે. વર્ણપરત્વે મનુષ્યજાતિના નીચે પ્રમાણે વિભાગ કરવામાં આવ્યા છે.

૧ શ્વેતવર્ણી જાતિ.
૨ પીતવર્ણી જાતિ.

૩ કપિલવર્ણી જાતિ.

૪ રક્તવર્ણી જાતિ.

૫ કૃષ્ણવર્ણી જાતિ.

શ્વેતવર્ણી જાતિ આર્યનસંજ્ઞાથી ઓળખાય છે. એ જાતિનું મૂળ નિવાસસ્થાન કાકેશિયસ પર્વતની પાસે હતું એમ ધારી કેટલાક એને કૅાકેશિયન જાતિ પણ કહે છે. એ વર્ગના લોકોનું શરીર સામાન્ય રીતે સુઘરિત અને અવયવો યોગ્ય પ્રમાણમાં હોવાથી આકૃતિ ભવ્ય લાગે છે. યૂરોપના ઘણાખરા દેશોના, ઉત્તર આફ્રિકાના અને એશિઆના નૈર્ઋત્ય કોણના દેશોના લોકો આ વર્ગમાં આવે છે. યૂરોપની આખી વસતીનો $\frac{૯}{૧૦}$ એ વર્ગમાં આવે છે. બાકીના $\frac{૧}{૧૦}$ માં તુર્કસ્તાન, લૅપલૅંડર અને ફિનલૅંડના લોકો છે. એશિઆમાં માત્ર ઇરાન, અફગાનિસ્તાન અને હિંદુસ્તાનના કેટલાક ભાગના લોકો એ આર્યનવર્ગના છે. એ બધા લોકોનો વર્ણ સરખો ઉજ્જ્વલ છે એમ ન સમજવું. ઉત્તર યૂરોપના લોકો દક્ષિણ યૂરોપના લોકો કરતાં વિશેષ ઊજળા છે અને દક્ષિણ યૂરોપના લોકો, અરબસ્તાન અને હિંદુસ્તાનના લોકો કરતાં વધારે ગોરા છે. પણ બીજી જાતને મુકાબલે એ જાતને શ્વેતવર્ણી કહેવાય. એજ પ્રમાણે બીજી જાતિ વિષે સમજવું. આવા દૂર પ્રદેશમાં વસનારા લોકો મૂળ એકજ હતા એમ ભાષાશાસ્ત્રીઓએ પણ ભાષાના મળતાપણાથી નક્કી કર્યું છે. 'મા'ને માટે અંગ્રેજીમાં 'મધર,' લૅટિનમાં 'મેટર,' સંસ્કૃતમાં 'માતૃ,' અને ફારસીમાં 'માદર' શબ્દો છે. વળી 'બાપ'ને માટે એજ ભાષાઓમાં અનુક્રમે 'ફાધર,' 'પેટર,' 'પિતૃ,' અને 'પદર' શબ્દો અને 'ભાઈ'ને માટે 'બ્રધર,' 'ફ્રેટર,' 'ભ્રાતૃ,' અને 'બિરાદર' શબ્દો છે. આ શબ્દો એકએકને ઘણા મળતા છે એ સ્પષ્ટ છે. શબ્દોની આવી સમાનતાથી એ ભાષા બોલનારા લોકો એકજ જાતિના છે એમ ભાષાવિજ્ઞાનીઓ સિદ્ધ કરે છે. આ જાતિ દુનીઆમાં ઘણી સુધરેલી છે,

આ પ્રમાણે યૂરોપના ઘણાખરા દેશના લોકો ઇરાની ને હિંદુ લોકોની પેઠે આર્યન જાતિની શાખા છે. એ જાતિ યૂરોપ અને હિંદુસ્તાન, બંને સ્થળે, વસતી હોવાથી ઇંડો-યૂરોપીઅન કે ઇંડો-જર્માનિક

પણ કહેવાય છે. બ્રિટનના મૂળ વતનીઓ કેલ્ટિક શાખાના હતા અને કેલ્ટિક ભાષા બોલતા. હાલના આયરિશ અને વેલ્શ લોકો એજ શાખાના વંશજો છે. ઈ. સ. ના પાંચમા સૈકામાં જુદી જુદી જર્મન ટોળીઓએ એ દેશ જીત્યો અને એનું નામ ઍંગલ લોકો પરથી ઇંગ્લંડ પડ્યું. જર્મન લોકો આર્યન પ્રજાની ટ્યૂટૉનિક શાખાના છે. આમ અંગ્રેજ લોકો ટ્યૂટૉનિક અને આયરિશ લોકો કેલ્ટિક શાખાના હોવાથી આયર્લંડના લોકો રાજકીય બાબતમાં ઇંગ્લંડના લોકોથી વિરુદ્ધ પક્ષ લે છે. અંગ્રેજ લોકો જર્મન હતા અને કેલ્ટિક પ્રજાના સમાગમમાં રહ્યા તેથી તેમનામાં જર્મન લોકોનો ખંત, આગ્રહ, ધૈર્ય, ગાંભીર્ય, અને કુટુંબપ્રીતિ અને કેલ્ટિક લોકોનો ચીડીઓ સ્વભાવ દેખાય છે જર્મન અને અંગ્રેજ બંને ટ્યૂટૉનિક શાખાના હોવાથી બંનેની ભાષામાં ઘણું સાદૃશ્ય છે.

પીતવર્ણી જાતિને મૉંગલ પ્રજા પણ કહે છે. મોંગોલીઆના મેદાન પરથી એ પ્રજાનું નામ મોંગોલીઅન કે મૉંગલ પડ્યું છે. ઉત્તરધ્રુવ પાસેનો પ્રદેશ, લૅપલૅંડ, સાઇબીરીઆ, કામશ્ચાટકા, ગ્રીનલૅંડ, મૉંગોલીઆ, તુર્કસ્તાન, ચીન, જાપાન, બ્રહ્મદેશ, સિઆમ, અને આનામના લોકો આ વર્ગમાં આવે છે. એ વર્ગની કેટલીક વ્યક્તિનાં લક્ષણ કૉકેશિયન જાતિના જેવાં છે; પણ સામાન્ય રીતે એ લોકોનાં શરીર કદ્રૂપાં છે. એમનો ધર્મ મુસલમાની કે બૌદ્ધ છે. યૂરોપના પૂર્વ ભાગના લોકો સ્લેવોનિયન શાખાના કહેવાય છે. તેનામાં પીતવર્ણી જાતિનાં ચિહ્ન દેખાય છે.

પ્રાચીન ઇતિહાસમાં પ્રસિદ્ધ થયલા ઍસિરિયન, હીબ્રુ, ફીનીશીઅન, અને કાર્થેજીઅન લોકો સેમિટિક વર્ગના કહેવાય છે. હાલના આરબ, જ્યુ અને સીરિઅન એજ વર્ગમાં આવે છે. એમની ભાષાને ભાષાવિજ્ઞાનીઓ ઍસીરીઅન વર્ગમાં મૂકે છે. તુર્કસ્તાન વગેરે ઇરાનની ઉત્તરના પ્રદેશને ઇરાની લોકો તુરાન કહેતા હતા અને એશિઆ અને ઓશિઆનીઆની જે ભાષાઓ આર્યન અને સેમિટિક વર્ગમાં ન આવે તેને ભાષાવિજ્ઞાનીઓ તુરાનીઅન ભાષાના વર્ગમાં મૂકે છે.

કપિલવર્ણી જાતિના વર્ગમાં મલાયા અને તેને લગતા ટાપુઓ, માદાગાસ્કર, ન્યુઝીલાંડ તથા પોલિનિશિયાના બેટો અને આફ્રિકાના કેટલાક ભાગના લોકો તેમજ હિંદુસ્તાનના દ્રાવિડિયન લોકો આવે છે,

રક્તવર્ણી જાતિને અમેરિકન જાતિ પણ કહે છે; કેમકે ૧૫ મા સૈકામાં બંને અમેરિકામાં એજ જાતિ વસતી હતી. હાલ તો અમેરિકાના ઘણા ભાગમાં યૂરોપીઅન લોકો અને મુખ્યત્વે યુનાઇટેડ સ્ટેટ્સના અંગ્રેજો વસે છે. એ લોકો અમેરિકન નામ પોતાનેજ લાગુ પાડે છે અને અમેરિકાના મૂળ વતની રક્તવર્ણી જાતિને ઇંડિયન કહે છે. એ નામ પ્રથમ સ્પૅનિશ લોકોએ આપ્યું; કેમકે ઇંડિયા કે હિંદુસ્તાન શોધવાના પ્રયાસમાં કોલંબસે અમેરિકા શોધી કાઢયો. ઇંડિયન લોકો ઘણા નિર્દય અને વેરીલા છે અને નજીવાં કારણ માટે પણ લડાઈ કરવામાં ચૂકતા નથી. એઓ અરસિક છે અને અતિસહનશીલ પણ ઉદ્યોગી કે ખંતી નથી. એઓમાંના મેક્સિકો અને પેરુના લોકોએ પ્રાચીન સમયમાં રાજ્યો સ્થાપ્યા હતાં અને તેઓએ કેટલુંક જ્ઞાન અને સુધારો સંપાદન કર્યો હતો. પણ સ્પૅનિશ લોકોએ એ રાજ્યો છતી લીધાં અને એ પ્રજાનો સુધારો અટકયો. જેઓ વિજયી પ્રજાને વશ થયા તેઓ હાલ ખેડુત કે કારીગરથી ઊંચી સ્થિતિમાં નથી અને જેઓ સ્વતન્ત્ર રહ્યા તેઓ જંગલોમાં ભટકતા ફરે છે.

આફ્રિકાના મધ્ય અને દક્ષિણ ભાગના લોકોનો કૃષ્ણવર્ણી જાતિમાં સમાવેશ થાય છે. અમેરિકામાં કૃષ્ણવર્ણી જાતિ દેખાય છે તે યૂરોપીઅન લોકો ત્યાં આફ્રિકન ગુલામો લઈ ગયલા તેના વંશજો છે. ગીની અને કૅાંગોના લોકો કેવળ શ્યામ છે અને કાફિર લોકો અૅબિસિનિયાના લોકો જેવા કપિલવર્ણના છે. હૉટેન્ટૉટ અને બુશમેન લોકો ચીના લોકો જેવા પીતવર્ણના છે. સેનિગૅમ્બિયા, ગિનિ, પશ્ચિમ સુડાન, અને કૅાંગોના કિનારાના લોકો ખરેખરા સીધીના વર્ગમાં આવે છે. આને સીધીની જાતિ પણ કહે છે. સીધી એ સર્વથી અધમ છે. પ્રાચીન સમયથી એ લોકો ગુલામગીરીજ કરતા આવ્યા છે.

---

## દ્રવ્ય અને તેનું ઉત્પાદન.

જે પદાર્થને ઉત્પન્ન કરવામાં મહેનત પડે છે, જેનું વિનિમય કે લેવડદેવડમાં મૂલ્ય ઊપજે છે અને જેની માલકી કરી શકાય છે તે સર્વેનો

'દ્રવ્ય' શબ્દમાં સમાવેશ થાય છે; પણ તેમાં કોઈ ઇચ્છા તૃપ્ત કરવાની કે પ્રયોજન સાધવાની શક્તિ હોય તોજ તે દ્રવ્ય કહેવાય. આમ દ્રવ્યના લક્ષણમાં બે આવશ્યક અંગ છે, ઉપયોગિતા અને મહેનત, મૂલ્ય કે માલકી. પૈસો, મિલકત, ઢોર, ઘરેણાં વગેરે જેને સાધારણ લોકો દ્રવ્ય કહે છે તે તેમજ બુદ્ધિ, કળાકૌશલ્ય વગેરે જે સાધારણ ભાષામાં દ્રવ્ય કહેવાતું નથી તે બધાનો આ લક્ષણમાં અન્તર્ભાવ થાય છે; કેમકે એ સર્વ મહેનતનાં પરિણામ છે અને એથી મનુષ્યનું કંઈ પણ પ્રયોજન સધાય છે કે ઇચ્છા ફળીભૂત થાય છે. હવા અને સુરજના તડકામાં ઉપયોગિતા છે, પણ સામાન્ય રીતે તેને મેળવવામાં મહેનત પડતી નથી, કે તેનું મૂલ્ય ઊપજતું નથી, કે માલકી થઈ શકતી નથી. વળી એકની એક વસ્તુ સ્થિતિપરત્વે દ્રવ્ય થઈ શકે છે. પાણીથી ઇચ્છા સંતોષાય છે, પણ તે મેળવવામાં સામાન્ય રીતે મહેનત નથી, તેની માલકી કે વિનિમય નથી માટે તે દ્રવ્ય નથી. પરંતુ જે શહેરમાં લોકોને સ્વચ્છ પાણી પૂરૂં પાડવા માટે પાણીની ટાંકી બાંધી છે અને તેઓ પાસે પાણીનો વેરો લેવામાં આવે છે ત્યાં પાણી પણ દ્રવ્ય છે. વિનિમયથી નીપજતું મૂલ્ય એ દ્રવ્યનું આવશ્યક અંગ છે, પણ જેનું વિનિમય થાય તેજ દ્રવ્ય છે એમ નથી. કિલ્લા, સડક, દીવાદાંડી વગેરેનો સાધારણ રીતે વિનિમય કરવામાં આવતો નથી, પણ તે સર્વ ઉપયોગી છે અને મહેનતનાં પરિણામ છે તેથી દ્રવ્ય છે. વળી જે પુરુષો તનદુરસ્તી, બુદ્ધિ અને કળાના ઉપયોગથી નિર્વાહ ચલાવે છે તેમને એ નિર્વાહનાં સાધનો દ્રવ્યરૂપ છે.

ઘણીવાર લોકો દ્રવ્ય અને પૈસાને પર્યાય શબ્દો ગણે છે અને પૈસોજ દ્રવ્ય છે એમ ભૂલ કરે છે. આ ભૂલ થાય એમાં નવાઈ નથી; કારણ કે પૈસો એ વિનિમયનું મુખ્ય સાધન હોવાથી દરેક પદાર્થનું મૂલ્ય સામાન્ય રીતે પૈસામાંજ થાય છે, અને દરેક પુરુષના દ્રવ્યનું પૈસામાંજ માપ થાય છે. ઇ. સ. ૧૭૭૫ માં ઍડમ સ્મિથ નામના પ્રસિદ્ધ અર્થશાસ્ત્રીએ 'પ્રજાનું દ્રવ્ય' નામનું પુસ્તક પ્રગટ કરી યુરોપના લોકોના ભૂલભરેલા વિચારો સુધાર્યા ત્યાંસુધી તેઓ નાણાનેજ દ્રવ્ય માનતા અને દેશમાં નાણું વધે એવી રાજનીતિ ચલાવતા. તે સમયના રાજ્યતન્ત્રીઓ એમ સમજતા કે

દેશમાં સોનારૂપાનો સંચય વધાર્યાથી દેશનું દ્રવ્ય વધે છે. આથી તેઓ વેપારીઓને પરદેશ માલ મોકલવામાં દરેક પ્રકારની સુગમતા કરી આપતા અને સ્વદેશમાં માલ આવતો અટકાવવા માટે તેનાપર પ્રતિબન્ધ નાંખતા. નાણું એજ દેશનું દ્રવ્ય છે માટે જેમ પરદેશથી વધારે નાણું અને ઓછો માલ આવે તેમ દેશને લાભ થાય એવા તેમના વિચારો હતા. આને તેઓ વ્યાપારની આબાદી કહેતા. જો પરદેશથી વધારે માલ અને ઓછું નાણું આવે તો દેશને ભારે નુકસાન થાય અને પરદેશને લાભ થાય એમ તેઓ સમજતા. તેમના વિચાર પ્રમાણે આનો એકજ ઉપાય હતો; તે એ કે જે દેશમાં વધારે નાણું જતું તેની સાથે કોલકરાર કરવો કે તે વધારે માલ ખરીદી વધારે સોનું મોકલે અને તેમ કરવાની ના કહે તો તે દેશ પર ચડાઈ કરવી. જો માલની આવક કરતાં નિકાસ વધારે હોય તો દેશમાં વધારે સોનુરૂપું આવે અને દ્રવ્ય વધે એવા તેમના વિચારો ઘણાં વર્ષ ચાલ્યા. ઍડમ સ્મિથના સમયથી તેઓ સમજ્યા છે કે નાણું એ માત્ર દ્રવ્યના વિનિમયનું સાધન છે. જો દુનીઆમાં સોનારૂપાની નવી ખાણો ખોદાઈ તેની આવકમાં વધારો થાય અને ઉપયોગમાં કંઈ ફેરફાર થાય નહિ તો દરેક પદાર્થનું મૂલ્ય વધે, પણ દુનીઆના દ્રવ્યમાં વધારો થયો કહેવાય નહિ.

દ્રવ્યમાત્ર ઉત્પન્ન કરવામાં મહેનતની જરૂર છે. કુદરતે સાધનો પૂરાં પાડ્યાં છે; પણ તે સાધનોને યોગ્ય સ્થિતિમાં મહેનત વગર લવાતાં નથી. ઈશ્વરે જમીન આપી છે, પણ તેમાં બીજ રોપી, ખેડ્યા વગર અનાજ થતું નથી. આ પ્રમાણે જમીન અને મહેનત દ્રવ્ય ઉત્પન્ન કરવામાં મુખ્ય અંગ છે, અને ખેતી દેશનું દ્રવ્ય વધારવાનું પ્રથમ સાધન છે. પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે જમીનમાંથીજ સર્વ પદાર્થ ઉત્પન્ન થાય છે. ઉદ્‌ભિજ્જ અને ખનિજ પદાર્થો જમીનમાંથી પ્રત્યક્ષ પેદા થાય છે અને પ્રાણિજ પદાર્થો પરોક્ષ રીતે થાય છે; કેમકે પ્રાણી જમીનમાંથી ઉત્પન્ન થતા ઘાસ આદિ પદાર્થો પર ગુજરાન ચલાવે છે. જમીનમાં સુધારો કર્યા વિના પાક ઉપર પાક નિપજાવ્યા કરવાથી તેની ઉત્પાદનશક્તિ ઘટે છે; માટે તેની શક્તિ વધારવી હોય તો તેનાં સ્વરૂપ તથા પ્રકારનો અભ્યાસ કરવો જો-

ઈએ, તેમાં સુધારો કરવા રસાયણશાસ્ત્રનું સંપૂર્ણ જ્ઞાન મેળવવું જોઈએ, અને કેવી રીતનું અને કેટલું ખાતર નાંખવું જોઈએ તે વિષે પણ પૂરી માહિતી મેળવવી જોઈએ. ખેતીવિદ્યાનું શાસ્ત્રીય અને વ્યાવહારિક જ્ઞાન આ પ્રમાણે દેશના દ્રવ્યનું ઉત્પાદન વધારવા માટે આવશ્યક છે. જે દેશના ખેડુતોને ખેતીનું જ્ઞાન હોય છે તેઓ અભણ પણ પરંપરાથી એક ઘરડમાં ચાલતા આવેલા ખેડુતો કરતાં દેશને વધારે લાભ કરે છે. દ્રવ્ય ઉત્પન્ન કરવામાં ખેડુતની મહેનત ઓછી કે વધતી ફળદાયક થવાનાં ઘણાં કારણો હોય છે. જન્મથીજ જુદી જુદી પ્રજાનું બળ જુદું હોય છે. આમ વારસામાં જે બળ મળ્યું હોય છે તે જુદું હોવાથી મહેનતનાં પરિણામમાં ફેર પડે છે. ખોરાક, સામાજિક સ્થિતિ, બુદ્ધિ, સ્વભાવ વગેરે કારણોમાં ફેરફાર હોવાથી મહેનતનાં ફળ જુદાં જુદાં થાય છે. આ પ્રમાણે જમીનનો ગુણ અને કર્મકારનાં બળ, બુદ્ધિ, નિપુણતા અને વિશ્વાસપાત્રતા વગેરે ગુણો અને સાહિસના સ્વરૂપ ઉપર મહેનતની ઉત્પાદકશક્તિનો આધાર છે. વળી એક અગત્યની બાબત લક્ષમાં લેવા લાયક એ છે કે મહેનત વગર દ્રવ્ય ઉત્પન્ન થતું નથી, તોપણ બધી મહેનત ઉત્પાદક નથી. ખેલ કરનારા, કથાબરો, ગવૈયા, અને મોજશોખના પદાર્થ બનાવનારાની મહેનત અનુત્પાદક છે; કારણ કે એથી કંઈ દેશના દ્રવ્યમાં વધારો થતો નથી; પરંતુ ખેલ જોવાથી, કથા કે ગાયન સાંભળવાથી અને મોજશોખના પદાર્થોનો ઉપભોગ કર્યાથી જો શ્રાન્ત થયલા ખેડુત કે કારીગરનો થાક ઊતરી જઈ કામ કરવાની સ્ફૂર્તિ વધે તો તેટલે અંશે એ મહેનત પરોક્ષ રીતે ઉત્પાદક થઈ કહેવાય.

જમીન અને મહેનત સિવાય દ્રવ્ય ઉત્પન્ન કરવાનું એક ત્રીજું આવશ્યક અંગ છે. કોઈ પણ ઉદ્યોગમાં રોકાયલા કર્મકારો તે ઉદ્યોગના ફળમાંથી પેટ ભરી શકશે નહિ. ખેડુત ખેતી કરી જે અનાજ પકવે છે તેનો નિર્વાહ તે અનાજમાંથી નહિ, પણ તેના શેઠે બચાવેલા દ્રવ્યમાંથી તેને મુસારો મળે છે તેમાંથી થાય છે. જ્યાંસુધી ઉત્પન્ન થયલા દ્રવ્યમાંથી કેટલોક ભાગ ભવિષ્યના ઉત્પાદન માટે સંઘરી રાખ્યો ન હોય ત્યાંસુધી વિશેષ દ્રવ્ય ઉત્પન્ન થઈ શકતું નથી. આમ દ્રવ્યના ઉત્પાદન માટે વપ-

રાતું સંઘરેલું દ્રવ્ય તે મુડી. કર્મકારોને ખોરાક વગેરે જીવનનાં સાધન પૂરાં પાડવા માટે મુસારો આપવામાં જે દ્રવ્ય વપરાય છે તે જંગમ મુડી છે અને કારખાનાં, સંચા, હથીઆર વગેરે દ્રવ્ય ઉત્પન્ન કરવાનાં સાધિનો સ્થાવર મુડી છે. જંગમ મુડીનો બદલો એકદમ મળે છે, પણ સ્થાવર મુડીનો બદલો જ્યાંસુધી તે વપરાશમાં રહે ત્યાંસુધી ધીમે ધીમે મળે છે. જમીનદારે બીજ ખરીદ કરવામાં કે મુસારો આપવામાં જે જંગમ મુડી વાપરી હોય છે તે પાક વેચી તેના ફાયદામાંથી પૂરેપૂરી વાળી લે છે; પરંતુ સ્થાવર મુડીને જે પ્રમાણમાં ઘસારો પડે છે તે પ્રમાણમાં તેનો બદલો વરસે વરસે વાળી લે છે.

---

## પદાર્થોનો વિનિમય અને નાણું.

છેક આરંભની જંગલી સ્થિતિમાં મનુષ્યને ઉપભોગનાં સર્વ સાધનો દરરોજ જાતેજ મેળવવાં પડતાં. જેમ જેમ સુધારો થતો ગયો તેમ તેમ તે પોતે મહેનત કરી પ્રાપ્ત કરેલા દ્રવ્યમાંથી કેટલોક અંશ બચાવતો ગયો અને તે વડે પોતાને જોઈતા પદાર્થો લેતો ગયો. પદાર્થોની આ લેવડદેવડને વિનિમય કહે છે. વિનિમય દુનીઆના સુધારાનું આરંભચિહ્ન છે.

વિનિમયની શરૂઆત થયા પછી તે આરંભમાં કેવી રીતે થયો હશે તેનો વિચાર કરીએ. કોઈ પુરુષ પાસે જોઈએ તે કરતાં વિશેષ ઢોર હશે અને તેને દાણાની જરૂર હશે તો જેની પાસે દાણો વેચવાનો હોય અને જેને ઢોર જોઈતાં હોય એવો માણસ તેને ઢુંઢો કાઢવો પડયો હશે. વળી આખા ઢોરનો જેટલો દાણો આવે તે બધો તેને લેવો પડયો હશે અને વધારે જોઈતો હોય તો બીજું ઢોર આપી બમણો લેવો પડયો હશે. આરંભમાં વિનિમય કરવામાં આ પ્રમાણે ઘણાં વિઘ્નો નડયાં હશે.

ધીમે ધીમે માણસે આવી રીતે પડતી વિનિમયની અવઘડ દૂર કરવા એવી યુક્તિ શોધી કાઢી હશે કે જે પદાર્થ બદલામાં લેવા ઘણાં માણસો ખુશ માલમ પડે એવો પદાર્થ પોતાની પાસે રાખવો. આથી અગાઉ કરતાં વિનિમય સુગમ થયો હશે જુદા જુદા દેશમાં વિનિમયનાં સાધન તરીકે જુદા જુદા પદાર્થોનો ઉપયોગ થયો છે. જંગલી સ્થિતિમાં ઢોર વિનિમય કરવામાં વપરાતાં અને દરેક પદાર્થનું મૂલ્ય ઢોરથી થતું.

ઓછી હોય છે. વાઘની ઊંચાઈ લગભગ સિંહના જેટલીજ હોય છે, પરન્તુ વાઘની લંબાઈ સામાન્ય રીતે ૧૦ ફુટની અને કેટલાક વાઘ તો તેથી પણ વધારે લાંબા હોય છે.

**પાઠ ૬૪.**

**હિન્દુસ્તાનમાં સિંહ**—પહેલાં ઉત્તર અને મધ્ય હિન્દુસ્તાનમાં (ગ્વાલીઅર, ગુણા, કોટા, લલીતપુર, સગર, ઝાંસી, વગેરેમાં) ખાનદેશ, ગુજરાત અને કાઠીયાવાડમાં સિંહ માલૂમ પડી આવતા. હાલ કાઠીયાવાડમાં ગીરનાં જંગલોમાં, અને આબુની આસપાસ સિંહ મળી આવે છે.

**પાઠ. ૬૬.**

ગોઝ=गुल्म=ગુમડું.

**પાઠ. ૬૭.**

મસક (फा.) મશ્ક ઉપરથી; પાણી ભરવા મારેની ચામડાની કોથળી, અથવા પખાલ.

**પાઠ. ૬૯.**

સાકટા—સાકટી-ઠી કે સાકટા-ઠા પણ વપરાય છે. સાગના ઝાડની લાંબી અને જાડી ડાળિયો જેને છોલી, ઘડી, ઘર બાંધવાના કામમાં આણે છે.

પકવાસા—છાપરાંના સાકટા સાથે જડેલી પાટિયાની જે ચીપ તે.
કામડાં—વાંસની ચીપો.

---

## ચોથી ચોપડી.

**પાઠ ૧.**

**એક દેશના**—ડેન્માર્કના.

**ઉત્તમ શિક્ષકો**—મહારાણી વિક્ટોરિઆની દેખરેખ હેઠળ લેડી લીટલટન નામની બાઈએ બચપણમાં કેળવણી આપી હતી. યુવાવસ્થા અને ત્યાર પછીનાં વર્ષોમાં અનેક નામાંકિત શિક્ષકો તેમજ વિદ્વાનોએ—જેવા કે—રે. હેબિ. મિસ્ટેડ બર્ચ, મિ. ઓ. ડબલ્યુ. ગીબ્સ,

સી. એફ. ટારવર, લૉર્ડ પ્લેફેર અને ડૉકટર વ્હેવેલ-કેળવણી આપવામાં ભાગ લીધેલો જણાય છે.

**તેમણે લશ્કરમાં નોકરી કરી**—૧૮૫૮ની સાલથી લશ્કરીનોકરીમાં જોડાયા.

**તેઓ........પધાર્યા હતા.** વાઈસરૉય લૉર્ડ નૉર્થબ્રુકના વખતમાં; હિન્દમાં આવવા માટે ૧૮૭૫ની ૧૧મી ઑકટોબરે ઈંગ્લંડ છોડ્યું અને હિન્દમાં સત્તર અઠવાડીઆં ગાળ્યાં.

**પાઠ ૪.**

**સંઘાત....** સંગાત અને સંગાથ શબ્દો પણ તેજ અર્થમાં વપરાય છે. संगत્ત ઉપરથી.

**આરો.....**ઓવારો પણ વપરાય છે. ( अव+तृ ) ઉપરથી. કાંઠો; અંત કે છેડો.

**પાઠ ૬.**

**પાળી.** ( સં. पालि-पाली=કાપવાના હથિયારની ધાર; અહિં છરી એવો અર્થ કરવો.

**પાઠ ૯.**

**હસતે**—અત્યારે. નસીબે હસતે મુખે ગુલાબકેરાં ફૂલ રસ્તામાં વેર્યાં (તેને) નીચા નમી કયારે વીણીશું? વગેરે. રસ્તામાં વેરાએલાં ગુલાબનાં ફૂલ નીચા નમીને જેમ ઝટ વીણી લઈએ છીએ તેમ સંસારમાર્ગની અંદર નસીબે ખુશ થઈ જો સુખસંપત્તિરૂપ ગુલાબનાં ફૂલ વેરેલાં છે તો તે કયારે વીણી લઈશું? જેમ ગુલાબનાં ફૂલ વીણી તેની મીઠી અને સુખદાયક સુગંધની મજા આપણે ભોગવીએ છીએ તેમ સદ્ભાગ્યે મળેલી સુખસંપત્તિના ઉપભોગની મજાનો—નિર્દોષ અને સુખદ મજાનો—લ્હાવો લેવામાં આપણે જરા પણ વિલંબ કરવો નહિ. લ્હાવો લેવો તે પણ કેવી રીતે? સુખસંપત્તિથી ફૂલાઈ જઈને નહિ પણ નીચા નમીને-ઘણાજ નમ્ર થઈને: તાત્પર્ય એ છે કે સારા વખતનો લાભ લેવા ચૂકવું નહિ.

**પણ—કાલે.** પણ કમનસીબે કોઈ દિવસ આ સંસારમાર્ગમાં અતુલ્ય વિપત્તિ આવી પડશે તો પછી દિલગીર કયારે થવું? કાલે; અર્થાત્, વિપત્તિથી ગભરાઈ જઈ દિલગીર થવું નહિ, પરંતુ ધૈર્ય રા-

ળી તેવી મહાન્ વિપત્તિને પણ ગણકારવી નહિ અને ચિત્તને શાંત રાખવું. દિલગીર થવાની બાબતમાં વિલંબ કરવો એ ઇચ્છવા જોગ છે; કહેવાનું તાત્પર્ય એ છે કે વિપત્તિકાળે ધૈર્ય રાખી દિલગીર થવું નહિ.

ભૂલીને......અત્યારે. આપણા કરેલા ઉપકાર ભૂલી જઈને જો કોઈ આપણું ઊલટું ભુંડું કરે અને આપણને દુઃખ દે તો તેવાને માફ કયારે કરીશું? આજ ને આજ બલ્કે કંઈ પણ વિલંબ વિના. આપણા ઉપર કરેલા ઉપકારના બદલામાં સામા માણસે કરેલા ગુન્હાની માફી આપવી તેમાં કંઈ વિશેષ નથી; પરન્તુ આપણે તેના ઉપર ઉપકાર કર્યો હોય છતાં તે અપકાર કરે અને તેમ છતાં પણ તેને માફી આપીએ તેમાંજ આપણી વડાઈ છે, તેમાંજ આપણી માણસાઈ અને સાધુતા છે. સાર એટલોજ છે કે ઉપકાર કર્યા છતાં કોઈ અપકાર કરે તો તેને પણ તરતજ માફી આપી દેવી.

પણ......કાલે. કોઈને વઢતી વેળા આપણે એવી ઉશ્કેરાએલી સ્થિતિમાં હોઈએ છીએ કે તેવી સ્થિતિમાં શિક્ષા કરતી વેળા સામાને અન્યાય થવાનો ઘણો સંભવ રહે છે. સામા માણસને અન્યાય ન થાય તેટલા માટે તેને વઢવાની જરૂર પડે તો કયારે વઢવું? કાલે; અર્થાત્, વઢવામાં ઉતાવળા થઈ જવું નહિ, પરન્તુ શાંત થઈ વિચાર કર્યા પછી કંઈ પણ પગલું ભરવું. માણસ ગુસ્સે થાય છે ત્યારે તે પોતાના ગુસ્સાને શાંત પાડવા કોઈને વઢે છે. ગુસ્સાને મનમાં દાબી દેવાથી તે ઘણી વેળા એકાએક ઘણું ભયંકર અને નાશકારક પરિણામ નીપજાવે છે, માટે ગુસ્સાને બહાર કાઢી નાંખવો એજ સારું છે; પરન્તુ ગુસ્સામાં ને ગુસ્સામાં વઢવાથી પણ માણસ નહિ કરવાનું કરી બેસે છે, માટે જો મનમાંથી ગુસ્સાને નરમ પાડવા વઢવાની જરૂર પડે તો કયારે વઢવું? કાલે; અર્થાત્, ગુસ્સામાં વઢવું નહિ પણ કેટલોક વખત જવા દઈ શાંત થઈ જેમ યોગ્ય હોય તેમ કરવું.

ચટપટી—તાલાવેલી, ગભરાટ કે સંતાપ તેવો અર્થ કરવો.

પાઠ ૮.

હીંડો. ચાલો. સં. हिंड् 'ભટકવું' ઉપરથી.

પાઠ ૯.

વર્તમાનપત્રમાં......આપી. ચાલુ જમાનામાં વર્તમાનપત્રમાં જાહેર ખબર આપવાની અને તેમાં આપેલી જાહેર ખબર વાંચવાની તેમજ કેટલીક જાહેર ખબરથી સાવચેત રહેવાની અગત્ય ઉપર થોડુંઘણું વિવેચન કરવું.

પાઠ ૧૬.

માગ્યાં મેહ—

પુણ્યશાળી રાજાઓના વખતમાં મેહ માગ્યા વરસે છે ( અને તેથી દુષ્કાળ પડતો નથી અને પ્રજા સુખશાન્તિમાં રહે છે ) એવાં વર્ણન અને એવી માન્યતા ઘણા કવિઓના લખાણમાં નજરે પડે છે. "માગ્યા મેહ વરસે નિરધારરે" (પ્રેમાનંદ).

સોય—આ શબ્દ કવિતામાં ( તે ) ના અર્થમાં વારંવાર વપરાએલો જોવામાં આવે છે.

સાધ—સાધુ. સારી વૃત્તિવાળો માણસ.

સુજ—સંચર્યું. ધ્રુવજીની સાથે મારૂં સુખ પણ ગયું; અર્થાત્, ધ્રુવજીના જવાથી મારૂં સુખ પણ નાશ પામ્યું.

પાઠ ૧૭.

તુતક—કેબિન ઉપર અથવા એક છેડાથી બીજા છેડા સુધી સળંગ જે પાટિયાં જડી લઈ બેસવા ચાલવાનું કર્યું હોય તે.

ડોલ—વહાણની વચમાંનું સૌથી મોટું ઊંચું ઊભું લાકડું.

પાઠ ૨૭.

સુખ......ઘડીયાં......મનુષ્ય જન્મે છે ત્યારથીજ તેના દેહ કે શરીર સાથે સુખ અને દુઃખ બન્ને જોડાએલાંજ હોય છે.

આગે......અગાઉ; પહેલાં-પુરાણ અને ઇતિહાસનાં સુપ્રસિદ્ધ દૃષ્ટાંતોને લક્ષીને કહેવામાં આવ્યું છે.

પાઠ. ૩૦.

નકશામાં દિલ્હી, ચીતોડ, ઉદેપુર, વગેરે ઇતિહાસમાં પ્રસિદ્ધ શહેરો બતાવવાં અને તે શહેર સંબંધી રસ પડે તેવી રીતે ટુંકમાં હકીકત કહેવી.

**હલદીઘાટની લડાઈ**--પ્રતાપ રાણા સામે અકબરે સલીમ તથા માન રાજાને લડવા મોકલ્યા. પ્રતાપનું કુલ લશ્કર માત્ર બાવીસ હજાર રજપૂત યોદ્ધાઓનું બનેલું હતું. રજપૂત યોદ્ધાઓને હલદીઘાટની આસપાસની ટેકરી ઉપર તેમજ નીચે રક્ષણ કરવા રાખવામાં આવ્યા હતા. નીમકહલાલ ભીલ લોકો પણ પ્રતાપને સાહાય્ય કરવાને તીરકામઠાં અને મેદાનમાં દુશ્મનો ઉપર ગબડાવવાના ગંજાવર પથ્થરો લઈ ટેકરી ઉપર તૈયાર ઊભા હતા. સંવત્ ૧૬૩૨ ના શ્રાવણ માસની સાતમે ભારે જંગ મચ્યો અને તેમાં ઉત્તમોત્તમ રજપૂત વીરો કપાઈ ગયા. પ્રતાપના નજીકના સગા ૫૦૦ યોદ્ધાઓ માર્યા ગયા. આ યુદ્ધમાં પ્રતાપ કીરમજી રંગના ઝુંડા સાથે ઘણીજ બહાદુરીથી લડયો અને મોગલ સૈન્યને અને સલીમના અંગરક્ષકને કાપીને સલીમના હાથી આગળ આવી પહોંચ્યો. ચૈતક નામનો ઘોડો એટલો બધો કેળવાએલો હતો કે તેણે યુદ્ધમાં પ્રતાપને અનેકવાર બચાવી લીધો હતો. જો સલીમની અંબાડીની આસપાસ પોલાદના લોઢાનાં બખ્તરનું રક્ષણ નહોત તો સલીમ માર્યો ગયો હોત. હાથી ગાંડો થઈ નાઠો અને તેથી સલીમ બચી ગયો. આ સ્થળે મોગલો અને રજપૂતો વચ્ચે સખ્ત ઝપાઝપી ચાલી અને વીરોનાં લોહીની નદી ચાલી. આ વખતે પ્રતાપને સાત ઘા વાગ્યા હતા-ત્રણ ભાલાના, ત્રણ તલવારના અને એક ગોળીનો. આ સમયે પ્રતાપની જિંદગી ઘણીજ ભયમાં જોઈ ઝાલા રાજાએ મેવાડનું છત્ર પોતાના માથા ઉપર ધરાવી મોગલ લશ્કરનું ધ્યાન પોતા તરફ ખેંચ્યું. પરિણામ એ આવ્યું કે બહાદુર અને નીમકહલાલ ઝાલો

મરાયો અને પ્રતાપ બચ્યો. પ્રતાપને નાસવું પડયું. તેની પાછળ બે મોગલ સરદારો પડયા ચૈતક પણ ઘવાએલો હતો. પ્રતાપનો ભાઈ સુક્ત પણ તેની પાછળ પડયો હતો. પ્રતાપને અને સુક્તને અણબનાવ હતો, પરન્તુ આગળનું વેર ભૂલી જઈ સુક્તે પ્રતાપને બચાવવા બે મોગલ સરદારોને વીંધી નાંખ્યા. અહિં ચૈતક પણ પડયો અને બંને ભાઈ એકબીજાને ભેટયા.

પાઠ ૩૨.

કાણો .....એક આંખે આંધળો.

બાડો......ડોળો જરા ખૂણા તરફ ખેંચાએલો હોય તેવી આંખવાળો.

પાઠ ૩૬.

શીઆ અને સુન્ની. શીઆ લોકો પેગંબર સાહેબ (સ. અ.) ની પાછળ થનારા ચાર ખલીફા સાહેબોમાંના છેલ્લા હજરતઅલી ને (ર. અ.) માને છે, અને સુન્ની લોકો ચારેને માને છે.

પાઠ ૩૮.

પડશે તેવા દેવાશે. જરૂર પડશે ત્યારે થઈ રહેશે; હાલ ફિકર કરવાની જરૂર નથી.

રણવાસ. જ્યાં રાણીઓનો વાસ હોય છે તે.

ચોટ......નિશાન.

નિશાળ જોયા વિના......નિશાળે ભણવા ગયા વિના.

પાઠ ૪૩.

પાણી ભરે છે......પાણીની સાથે બીજાં ક્રિયાપદો વાપરવાથી ભાષામાં કેવા નવીન પ્રયોગ થાય છે તે દર્શાવવા કેટલાક દાખલા માગવા તથા આપવા–જેવાકે-પાણી ઊતારવું, પાણી ચઢાવવું, પાણી ભરવું, પાણી થવું, પાણી કરવું, વગેરે.

પાઠ ૪૪.

પાણીનો......ચઢે છે. ચકલીવાળું પાણીનું એક પીપ ઊંચે મૂકવું અને ચકલીની સાથે લૂગડાની કે રબરની નળીનું જોડાણ કરવું. લૂગડાની નળીને છેડે ધાતુની અણીદાર ટોટી અને રબરની નળીને છેડે ધાતુ કે કાચની અણીવાળી નળી બંધબેસતી કરવી. ચકલી

ખુલ્લી મૂકી નળીના છેવટના ભાગને ઊભો સીધો પકડી રાખવો. જેટલી ઊંચાઈએથી પાણી નળીમાં આવે છે તેટલી ઊંચાઈએ નળીના છેડામાંથી પાણી ઊંચે ઊડશે. ઊડતા પાણીની ઊંચાઈ કંઈક ઓછી દેખાશે, કારણ કે નળીમાં થતા ઘર્ષણને લીધે પાણીની ધાર પીપના પાણીની ઊંચાઈ કરતાં થોડીઘણી નીચી ઊડતી જણાશે. (અપૂર્ણ).

---

## સુરોખાર.

સુરોખાર ખનિજ પદાર્થ ગણાય છે. તે જમીનમાંથી શુદ્ધ રૂપે બહાર નીકળતો નથી, પણ ઊસની પેઠે જમીન ઉપર તરી આવે છે, આપણા દેશમાં બંગાળામાં કેટલેક ઠેકાણે, બહાર, પંજાબ, વાયવ્ય પ્રાંત, મુંબઈ ઇલાકામાં કોઈ કોઈ ઠેકાણે, મદ્રાસ ઇલાકામાં તેમજ બ્રહ્મદેશમાં સુરોખાર બનાવવામાં આવે છે. સર્વ કરતાં તીરહત પરગણાની જમીનમાં ઘણો થાય છે. તેની જોડે બીજા ક્ષારો ભળેલા હોય છે. પૃથક્કરણ કરતાં માલૂમ પડ્યું છે કે તેની અંદર ચુનાનો નાઇટ્રેટ, સલ્ફેટ ઑવ્ સોડા અને મીઠું મળેલાં હોય છે. જે જમીનમાંથી ચાક નીકળે છે ત્યાં આગળ સુરાખારનું પ્રમાણ વધારે હોય છે. ક્ષારોમાંથી તેને છૂટા પાડતાં તે લોકોને ઘણી મહેનત પડે છે. જમીનમાં માટલાં દાટે છે અને તેના ઉપર ઈંટોની ગોઠવણ કરે છે. ઈંટો ઉપર માટીનું તળીઆ વગરનું એક થાળું (ચક્કર) મૂકે છે. ઈંટો ઉપર ઝાડની ડાળીઓ પાથરે છે, અને તેના ઉપર ગળીના ઝોડવાની રાખ પાથરીને પગ વડે સરખી દબાવે છે. રાખ ઉપર ખોતરી આણેલી મિશ્રિત ક્ષારવાળી માટી પાથરીને સરખી રીતે દબાવે છે. માટી પાથરતાં ઘણી સાવચેતી રાખે છે કારણ કે તેના ઉપર ચારપાંચ ઈંચ ઊંડો પાણીનો થર રાખવો પડે છે, એટલે બહુ કઠણ દબાવે તો ક્ષારવાળું પાણી નીચે માટલામાં જઈ શકે નહિ, અને પોચું રહે તો પાણી એકદમ નીચે ઊતરી જાય. આ પ્રમાણે થર પાથરી તૈયાર કર્યા પછી રસાયની સંયોગ શરૂ થાય છે, અને બે ભાગ જુદા પડે છે.

(૧) રાખોડીમાંના કાર્બોનેટ ઑવ્ પોટાસ્યમનું પૃથક્કરણ થઈ તે-

માંનો કાર્બોનિક ઍસિડ પાણીમાં ઓગળી ચાક બનાવે છે અને (૨) નાઈટ્રેટ ઑવ્ લાઇમિનો નાઇટ્રિક ઍસિડ રાબોડીમાંના પોટાસ્યમ જોડે મળી પોટાસ્યમ નાઈટ્રેટ અથવા સુરોખાર બને છે. આ રસાયની સંયોગ જોડે મીઠું પણ ઓગળીને તેની સાથે નીચે માટલામાં જાય છે. આ ક્ષારવાળા પાણીને બહાર કાઢી લોની* તેને ઊકાળે છે. ઊકાળતાં ઘણું ધ્યાન રાખે છે, કારણ કે માટલાનાં છિદ્રોમાંથી સુરોખાર બહાર નીકળે છે અને તેને અગ્નિની ગરમી અડકે તો માટલું એકદમ ફાટી જાય છે, અને તેની મેહેનત વૃથા જાય છે. ઊભરો ન આવે તેને માટે તે મોંઢા ઉપર ઘાસ બાંધે છે, એટલે ફુવારાના પાણીની માફક ઘાસમાં ભરાયલું પાણી તે પાછું માટલામાંજ પડે છે. પહેલદાર પાસા પડતાં સુધી લોની તેને ઊકાળે છે, અને તળે બાઝી રહેલા મીઠાને લઈ લે છે. ઊકાળતાં મીઠું નીચે બેસે છે, એટલે છૂટું પાડતાં સારું ફાવે છે. પાણી ઊકાળવામાં તેઓ આંબાનાં અને તાડનાં પાંદડાં વાપરે છે, અને પાંચ મણ પાંદડાં ચાર મણ લાકડાંની ગરજ સારે છે, એમ તેઓ ગણે છે.

આ હજુ શુદ્ધ સુરોખાર નથી. પહેલદાર ક્ષારને ટાઢા પાણીમાં ઓગાળી ફરીથી ઊકાળે છે, અને ફરીથી પહેલદાર બનાવે છે. વારંવાર ઊકાળવાથી તે વધારે શુદ્ધ બને છે. કેટલીવાર ઊકાળવો તે લોનીની મરજી ઉપર છે.

જુદા જુદા ભાગોમાં થોડો થોડો ફેરફાર કરીને શુદ્ધ કરે છે, પણ મૂળતત્ત્વ સઘળે સરખાંજ છે. ગુજરાતમાં લીંબડી તાલુકામાં સુરોખાર પકવતા હતા, પણ બીજા દેશોની આગળ સ્પર્ધામાં ન ટકી શકવાથી કારખાનાં બંધ થયાં છે.

યૂરોપ ખંડના કેટલાક દેશોમાં કૃત્રિમ સુરોખાર બનાવવામાં આવે છે. મૂત્ર, છાણ વગેરે સાથે ચૂનો ભેળવવામાં આવે છે. આ મિશ્રણના હવામાં ખુલ્લા મોટા ઢગલા કરી રાખવામાં આવે છે. તેના ઉપર વરસાદ ન પડે એવી ગોઠવણ કરી રાખેલી હોય છે. આ ઢગલા ઉપર વખતો વખત મૂત્ર છાંટવામાં આવે છે. મિશ્રણનાં તત્ત્વો બરાબર બળી જાય

* સુરોખાર બનાવનાર કારીગર

ત્યારે તે મિશ્રણને પાણીમાં પલાળવામાં આવે છે. ગળાઉ પદાર્થો પાણીમાં ઓગળી જાય છે, અને અગળાઉ પદાર્થોને જુદા કાઢી લેવામાં આવે છે. ગળાઉ પદાર્થના પહેલ પડવા દે છે, અને તેને ફરીથી પાણીમાં નાંખી તેની અંદર વનસ્પતિની રાખોડી નાંખી તેના ફરીથી પહેલ પડવા દે છે. આ પહેલ શુદ્ધ સુરાખારના હોય છે. કેટલાંક કામોમાં ચીલી દેશના સુરાખારનો ઉપયોગ થાય છે. આ સુરેખાર તે સોડિયમ નાઈટ્રેટ છે. આપણો સુરેખાર પોટાસ્યમ નાઈટ્રેટ છે. બન્નેના ધાતુપદાર્થો જુદા જુદા છે, પણ તે દરેક નાઈટ્રિક ઍસિડ સાથે ભળવાથી સુરેખાર બનાવે છે.

સુરેખાર ઘણી ઉપયોગી વસ્તુ છે. દવા તરીકે તેનો ઉપયોગ થાય છે, કારણ કે પરસેવો લાવવાનો તેનામાં ગુણ હોવાથી તાવની દવામાં તે વપરાય છે. તેનાથી તરસ છીપે છે, અને પેશાબ વધારે થાય છે.

કઠોળમાં નાઈટ્રોજન વધારે છે, તેથી ખાતરમાં જો તેને નાઈટ્રોજનવાળો પદાર્થ મળે તો છોડ સારા ફાલે તે સ્વાભાવિક છે. જ્યાં સુરેખાર થાય છે, ત્યાંના લોકો ઘઉં, જવ, ચણા, મગ, તુવેર વગેરે કઠોળના ખેતરોમાં છોડ અમુક મુદતના થતાં સુધી ભભરાવે છે. તમાકુના વાવેતરવાળા ખેતરમાં પણ ભભરાવે છે. આપણા ખેડુતો આ ક્ષાર મોંઘો પડવાથી તેનો ઉપયોગ કરતા નથી, પણ એક મણ સુરાખારમાં એક ગાડા છાણીયા ખાતરમાં રહેલા નાઈટ્રોજન જેટલો નાઈટ્રોજન છે. ખોળનો ઉપયોગ પણ કેટલેક ઠેકાણે થતો જોવામાં આવે છે, પણ તે કરતાં સુરાખારમાં નાઈટ્રોજન ઘણો છે, તો પ્રમાણમાં મિશ્રણ કરીને ઉપયોગ કરે તો થોડી કિમ્મતમાં ઘણો સારો લાભ મેળવી શકે.

મીઠામાં જેમ કોહવાણુ અટકાવવાનો ગુણ છે, તેમ સુરેખાર પણ દુર્ગંધ હઠાવે છે, અને વસ્તુને કોહવા દેતો નથી. આપણા લોકો મીઠું વાપરે છે, તેથી એ બાબતમાં તેનો ઘણો ઓછો ઉપયોગ કરવામાં આવે છે પણ માંસાહારી મનુષ્યો પોતાનો ખોરાક તાજો રાખવા સુરેખાર ભેળવે છે.

બંદૂકનો દારૂ બનાવવામાં સુરેખાર વાપરે છે, અને તેનું પ્રમાણ બીજાં મિશ્રણો જોડે સેંકડે ૭૫ ટકા હોય છે. દીવાળીના તહેવારોમાં ફોડવામાં આવતા ફટાકડાના દારૂમાં કોલસા જોડે સુરેખાર ભેળવે છે.

સુરાખારનો તેજાબ બને છે, ને તે તેજાબ ખાદક છે, એટલે કે ચામડી ઉપર પડતાં ચામડીને બાળી અંદર ખાડો પાડે છે. લુગડા ઉપર પડતાં લુગડું બાળે છે, પણ બીજાં કામોમાં તે ઘણો ઉપયોગી છે.

ઊનને પાકો રંગ ચઢાવવામાં સુરોખાર ઘણો ઉપયોગી થઈ પડે છે, પણ આ દેશનો સુરોખાર મોંઘો પડવાથી તેમજ કેટલેક ઠેકાણે શુદ્ધ રૂપમાં મળતો નહિ હોવાથી સોડિયમ નાઈટ્રેટ એટલે ચીલીનો સુરોખાર વાપરે છે. ૮ ભાગ હીરાકસી ૮ ભાગ સુરોખાર ૨ ભાગ નવસાર અને બે ભાગ ફટકડી લઈ તેને ઊકાળી તેજાબ કાઢે છે. તેજાબના પાણીને ઠરવા દે છે, અને ત્યાર પછી તે પાણીમાં લાખના પાણીમાં પલાળી રાખેલા ઊન અથવા કપડાને બોળે છે તેથી તે રંગ શોષી શકે છે. ઊનના સરખા વજને રંગ લઈ તેમાં ગરમ પાણી નાંખી દ્રવણમાં બોળેલું કપડું અથવા ઊન નાંખવાથી પાકો રંગ કપડાં ઉપર ચઢે છે. સુતરનાં કપડાંને પાકો રંગ ચઢાવવામાં પણ આ ક્ષાર વાપરે છે.

સ્કૉલર જેઠાલાલ પ્રજારામ પંડ્યા.

---

## હિન્દના વિભાગો અને તેમાંહેના અધિકારીઓના હોદ્દા.

આ સંબંધે જે હકીકત સને ૧૯૦૯ ના મે માસના શાળાપત્રમાં આપેલી છે તે સંબંધે નીચે મુજબ સુધારોવધારો કરવાની જરૂર છે. મોટા રાજકીય વિભાગોની સંખ્યા આઠ છે અને બાકીના પાંચ નાના વિભાગો છે; એટલે કુલ ૧૩ બ્રિટિશ વિભાગો છે. આ વિભાગોનાં નામ નીચે મુજબ છે.

### મોટા વિભાગો.

| | | અધિકારીઓના હોદ્દા. |
|---|---|---|
| ૧. | બંગાળા. | લેફ્ટનન્ટ—ગવર્નર. |
| ૨. | પૂર્વ બંગાળા અને આસામ. | લેફ્ટનન્ટ—ગવર્નર. |
| ૩. | પંજાબ. | લેફ્ટનન્ટ—ગવર્નર. |
| ૪. | સંયુક્ત પ્રાંતો ( આગ્રા અને અયોધ્યા ) | લેફ્ટનન્ટ—ગવર્નર. |
| ૫. | બ્રહ્મદેશ. | લેફ્ટનન્ટ—ગવર્નર. |

૬. મધ્ય પ્રાન્તો અને વરાડ. ચીફ કમિશ્નર.
૭. મુંબઈ. ગવર્નર.
૮. મદ્રાસ. ગવર્નર.

## નાના વિભાગો.

૯. વાયવ્ય સરહદનો પ્રાન્ત (નૉર્થ-વેસ્ટ-ફ્રન્ટીઅર પ્રૉવિન્સ)—ચીફ કમિશ્નર; અહિંનો ચીફ કમિશ્નર એજન્ટ-ટુ-ધિ-ગવર્નર-જનરલ પણ કહેવાય છે; કારણ કે સરહદ ઉપર વસતી જુદી જુદી જાતોને લગતો બધો રાજકીય વ્યવહાર તેમના મારફત ચાલે છે.

૧૦. બલુચીસ્તાન—ચીફ-કમિશ્નર; બલુચીસ્તાનનો એજન્ટ-ટુ-ધિ ગવર્નર-જનરલ બ્રિટિશ બલુચીસ્તાનનો 'એક્સ-ઑફિશિયો'* ચીફ કમિશ્નર પણ કહેવાય છે.

૧૧. કુર્ગ—ચીફ-કમિશ્નર; માયસોરનો રેસિડન્ટ અહિંનો 'એક્સ-ઑફિશિયો' ચીફ કમિશ્નર પણ કહેવાય છે.

૧૨. અજમેર-મરવારા—ચીફ-કમિશ્નર; રજપૂતસંસ્થાનનો એજન્ટ-ટુ-ધિ-ગવર્નર-જનરલ આ વિભાગનો 'એક્સ-ઑફિશિયો' ચીફ-કમિશ્નર પણ કહેવાય છે. અજમેર અને મરવારાના દરેક વિભાગ માટે એક ઍસિસ્ટન્ટ કમિશ્નર રહે છે.

૧૩. આન્દામાન અને નિકોબાર. ચીફ-કમિશ્નર.

## મોટાં દેશી રક્ષિત રાજ્યો.

૧. કાસ્મીર—બ્રિટિશ રેસિડન્ટ રહે છે. તે ઇન્ડિયા સરકાર સાથે પરભાર્યો વહેવાર ચલાવે છે.

૨. હૈદ્રાબાદ (નિઝામનું)—રેસિડન્ટ રહે છે. તે પણ ઇન્ડિયા સરકાર સાથે પરભાર્યો વહેવાર ચલાવે છે.

૩. માયસોર—બ્રિટિશ રેસિડન્ટ રહે છે, જે ઇન્ડિયા સરકાર સાથે પરભાર્યો વહેવાર ચલાવે છે.

૪. મધ્યહિંદનાં દેશી રાજ્યો (સેન્ટ્રલ-ઇન્ડિયા-એજન્સી-સ્ટેટ્સ) આ દેશી રાજ્યોમાં ગ્વાલીઅર, ઇંદોર, ભોપાળ, વગેરેનો સમાવેશ થાય છે. દરેક દેશી રાજ્યમાં રેસિડન્ટ અથવા

---

* અધિકારની રૂએ.

પોલિટિકલ એજન્ટ રહે છે, બધાં દેશી રાજ્ય ઉપર દેખ-રેખ રાખનાર મુખ્ય સત્તાધિકારીને એજન્ટ ટુ-ધિ-ગવર્નર-જનરલ કહેવામાં આવે છે.

૫. રજપૂતસંસ્થાનો—દરેક સંસ્થાનમાં રેસિડન્ટ અથવા પોલિટિકલ એજન્ટ રહે છે, અને આખી એજન્સી અજમેરમાં રહેતા એજન્ટ-ટુ-ધિ ગવર્નર-જનરલની દેખરેખ નીચે છે.

૬. વડોદરા ( ગાયકવાડનું )—વડોદરામાં રેસિડન્ટ રહે છે. તે ઇન્ડિયા સરકાર સાથે પરભાર્યો વહેવાર ચલાવે છે.

---

## બાળકને 'હુંપણા'નું કે 'પોતાપણા'નું ભાન કેવી રીતે થાય છે ?

બાળક જન્મે છે ત્યારે 'આ શરીર મારૂં છે' એવું તેને ભાન હોતું નથી. નાનાં બાળકો પોતાનાજ હાથપગને બચકાં ભરે છે એ બતાવી આપે છે કે તેઓ પોતાનાજ હાથપગને પોતાના શરીરથી જુદા માને છે. ક્રમે ક્રમે જેમ જેમ ભિન્ન ભિન્ન લાગણીઓનો અનુભવ થતો જાય છે, તેમ તેમ તે તે લાગણીઓનું સ્થાન પોતાનુંજ શરીર છે તેવું તેઓને ભાન થતું જાય છે. પોતાની અને પારકી આંગળી વચ્ચેનો ભેદ સમજાવનાર સાધન સ્પર્શ અને ચક્ષુ છે. પહેરેલાં કપડાં પણ 'પોતાપણા'નું ભાન કરાવવામાં મદદરૂપ થઈ પડે છે. પહેરેલાં કપડાં અને પોતાના શરીર વચ્ચે બાળકો અમુક જાતનો સંબંધ કલ્પી લે છે અને તેથી કેટલાંક બાળકોનાં કપડાં બદલાત્રીએ છીએ ત્યારે તેવો ફેરફાર તેઓને રુચતો જણાતો નથી. હમેશ પહેરવાનાં કપડાં કાઢી લઈ નવાં પહેરાવવાથી પોતાનામાંથી કંઈક જતું રહે છે–કંઈક ઓછું થઈ જાય છે–તેવી લાગણી તેઓને થતી જણાય છે એવું પ્રો. સલી પોતાના એક પુસ્તકમાં જણાવે છે.

જ્યારથી બાળક રમકડાં લઈ રમવા લાગે છે ત્યારથી તેને 'પોતાપણા'નું વધારે ચોકસ ભાન થાય છે. રમકડાં સાથે પોતાનું સુખ જોડાએલું હોવાથી તે રમકડાં તેની પાસેથી કોઈ લઈ લે છે અથવા કોઈ તેને ભાંગી નાંખે છે તો તેને પોતાને ચેન પડતું નથી.

નામ પાડવાથી પણ બાળકમાં 'પોતાપણા'નો વિચાર વધારે દઢીભૂત થાય છે. જેમ જુદી જુદી વસ્તુઓનાં નામ હોય છે તેમ 'મારૂં' પણ અમુક નામ છે તેવા વિચારથી તે પોતા અને પારકા વચ્ચેનો ભેદ સમજવા લાગે છે.

સ્મરણશક્તિ પણ 'પોતાપણા'નું ભાન કરાવવામાં ઉપયોગી થઈ પડે છે. અમુક અનુભવ પહેલાં 'પોતાને' થયો હતો અને તેજ અનુભવ ફરીથી પણ 'પોતાને'જ થાય છે તેવા વિચારથી પણ 'પોતાપણા'નો વિચાર દૃઢ થતો જાય છે.

જનસમૂહના સમાગમથી પણ 'પોતાપણા'નો વિચાર ચોકસ થતો જાય છે. બાળકો જુદાં જુદાં માણસોના સંબંધમાં આવતાં જાય છે તેમ તેમ તેઓ પોતા અને પારકા વચ્ચેનો તફાવત સારી રીતે સમજવા લાગે છે.

'આ ચીજ મારી છે,' 'તે ચીજ તેની છે,' 'ભાઈ તોફાની છે, હું નથી,' 'તે નાસી ગયો,' 'હું ઊભો રહ્યો' આ વાક્યોનો અર્થ બાળકો જ્યારથી સમજવા લાગે છે ત્યારથી તેઓ પોતા અને પારકા વચ્ચેનો ભેદ પણ સારી રીતે સમજવા લાગે છે.

---

## નિશાળોનાં ઇનામપત્રક.

સોળા—ગામ ગૃહસ્થો રૂા. ૨૦—૦—૦ રોકડ જમાડી. ગામઠી—પટેલ લલ્લુભાઈ મંગળભાઈ રૂા. ૨૦—૦—૦ લૂગડાં તથા મીઠાઈ.

.. વિભાગ.

ચીંચણી કન્યાશાળા—શેઠ નથુભાઈ મનજીખુશાલદાસ ચાદ રૂા. ૧—૮—૦ પુસ્તકો મીઠાઈ, શેઠ નરસીલાલ હરીલાલ રૂા. ૩—૦—૦ પુસ્તકો મીઠાઈ, બાળકસંપવર્ધક મંડળી તરફથી રૂા. ૫—૦—૦ પુસ્તકો.

રાજપીપળા સ્ટેટ—

લાછરસ—પટેલ કાળીદાસ નારણદાસ રૂા. ૬—૦—૦ મીઠાઈ તથા

છીંટ લાછરસ—કન્યાશાળા. પટેલ કાળીદાસ નારણદાસ રૂા. ૩૫—૦—૦ સા- ડીઓ, ઓરણીઓ, મીઠાઈ વગેરે. પટેલ ધનજીભાઈ ઝવેરભાઈ રૂા. ૩—૦—૦ મીઠાઈ. અમીન ગોરધનભાઈ કશાભાઈ રૂા. ૪—૦—૦ ઇનામ. ઝઘડીઆ— પૂંજારી મૂળજી માધવરામ રૂા. ૩—૦—૦ પતાસાં.

ઈડર સ્ટેટ—

બાયડ—બાપુ ઉમરાવસીંહજી વગેરે રૂા. ૧૫—૦—૦ ક્રિકેટનો સા- માન. ચોઈલા—મે. કાળીદાસભાઈ રૂા. ૧૨—૮—૦ ક્રિકેટનો સામાન. ગાબટ—મે. કાળીદાસભાઈ રૂા. ૧૩—૦—૦ ક્રિકેટનો સામાન.

જામનગર સ્ટેટ—

જાંબુડા—ગઢવી ગોવીંદ ભોજાભાઈ રૂા. ૩૩—૮—૦ સ્કુલ જમાડી ગુંદા—શેઠ લક્ષ્મીચંદ સુંદરજી વગેરે રૂા. ૨—૦—૦ ઇનામ. લતીપુર—કા ળીદાસ જેઠાભાઇ એન્ડ બ્રધર્સ કંપની રૂા. ૧૫—૨—૦ સ્કુલ જમાડી. ન- વાગામ—રા. મેઘજી કાળીદાસ અને ગોરધનદાસ સુંદરજી રૂા. ૧૬—૪—૦ સ્કુલ જમાડી રૂમાલ આપ્યા.

રાધનપુર સ્ટેટ.

પંચાસરા—સ્વામી. સંભવાનંદજી રૂા. ૨—૦—૦ પુસ્તકો. રાધનપુર કન્યાશાળા બાપુ મોહનલાલ ભાઈચંદ રૂા. ૦—૮—૦ મીઠાઇ

---

## કચ્છની નિશાળોમાં વહેંચાયલાં ઇનામ.

ભુજમહોમેદન સ્કૂલ—સોની રવજી હીરજી રૂ. ૨—૮—૦ રૈયત તરફથી રૂા. ૪—૧૦—૦ પીર હસનશાહ આલમશાહ રૂા. ૬—૧૪—૦ જુ. આ. રૂા. ૨—૧૨—૭ રાપર સ્કૂલ—મંગળજી મેરાજ રૂા. ૪—૬—૦ રાપર કન્યાશાળા—એજ રૂ. ૧—૨—૦ ગોધરા—શા વિજપાળ મૂળજી રૂ. ૫—૦—૦ શા. પ્રાગજી પાનાચંદ રૂ. ૪—૧૩—૦ ખોંભડી—ઠકર વાલજી લીલાધર રૂ. ૩—૧૨—૦ વિંઝાણ સ્કૂલ—શે. ગો. તે. રૂ. ૫—૧૫—૬ જાગીરદાર રૂ. ૩—૦—૦ શે. દા દે. રૂ. ૧૧—૦—૦ વાંઢીઆ—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૧૩—૧૦—૧ ગોગાવર—એજ રૂ. ૨—૧૨—૯ વિંઝાણ કન્યાશાળા— એજ રૂ. ૩૬—૧૨—૦ ભુજપુર—શા, ચત્રભુજ દામોદર રૂ. ૪—૬—૩ શા,

લાલજી ખેતલ રૂ. ૪૭-૧૪-૦ શા વેલજી હંસરાજ રૂ. ૨૨-૮-૦ શા. વેલજી ભોજા રૂ. ૫-૮-૦ રૈયતના રૂ. ૨૫-૧૦-૦ વાર્ષિક પરીક્ષા વખતે રૂા. ૭૦-૧૨-૦ કોડાય—મહાજન તરફથી રૂ. ૬૯-૦-૦ વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૧૯-૨-૦ શેઠ કુંવરજી ડુંગરશી રૂ. ૧૮-૧૨-૦ શેઠ માણેકચંદ રૂ. ૧૮-૧૨-૦ રૈયતના રૂ. ૭-૮-૦ ભુજ નં. ૧ લો.—ઠાકોર ભાવસિંહજી તરફથી રૂ. ૧૪-૧૨-૦ નારાણપર—શે. પુંજાભાઇ ભીમજી રૂ. ૧-૮-૦ શે. લાલજી ઠાકરશી રૂ. ૧-૦-૦ શા. ભીમસિંહ ધારસિંહ રૂ. ૩-૦-૦ શે. દામોદર દેવજી રૂ. ૩-૮-૦ ઠકર દેવજી પ્રેમજી રૂા. ૧-૦-૦ મુદ્રા કન્યાશાળા—કંસારા પોપટ ડુંગરસિંહ રૂ. ૫-૦-૦ શા. વેરસિંહ રૂ. ૨-૮-૦ શે. કેશવજી નથુ રૂ. ૪-૦-૦ શેઠ દેવસિંહજી રામજી રૂ. ૧૧-૧૦-૦ રૈયતના રૂ. ૧૫-૦-૦ આસંબીયા—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૧૦-૦-૦ શેઠ રાયસિંહ રૂ. ૫-૦-૦ પલાંસવા—જાગીરદારના રૂ. ૧-૪-૦ રૈયતના રૂ. ૭-૪-૦ વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૧૦-૫-૦ ગઢસીસા—શે. રતનસિંહ પુંજા રૂ. ૧૫-૮-૦ પંડિત કૃષ્ણ મોહનજી શર્મા રૂ. ૬-૮-૦ નાગલપર—વાર્ષિક પરીક્ષા વખત શેઠ અલીમામદ મનજી રૂ. ૧૦-૦-૦ કોઠડી—જાડેજા ચાંદાજી રૂ. ૨-૮-૦ વાર્ષિક પરીક્ષા વખતે દરબારી રૂ. ૧૪-૬-૬ નળીઆ—શે. ગો. તે. નું વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૨૦-૧૪-૨ ખીજીવાર રૂા. ૧૦-૯-૦ અંજાર કન્યાશાળા વાર્ષિક પરીક્ષા સબબ રૂ. ૧૭-૦-૦ મી. હીરજી કલ્યાણજી રૂ. ૪૯-૦-૦ પત્રી સ્કૂલ—શા. હેમરાજ ખીમસિંહ રૂ. ૨૦-૦-૦ માધાપર—મી. કરશન ભીમજી રૂ. ૬-૦-૦ બિદડા—વાર્ષિક પરીક્ષા વખત રૂ. ૧૦-૦-૦ રૈયત રૂ. ૪-૧૨-૦ વકીલ ચામજી હરીરામ રૂ. ૩-૧૪-૦ મુદ્રા સ્કૂલ—શે. કેશવજી નથુ જે. પી. તરફથી બંને વખત રૂ. ૧૨-૪-૦ ખોજા જાફરભાઇ ગુલામહુસેન રૂ. ૭-૮-૦ ગુંદીઆલી—વાર્ષિક પરીક્ષા વખતે રૂ. ૬-૧૨-૦ શે. પ્રાગજી નારાણજી રૂ. ૨-૦-૦ પ્રેમસંગજી બાપુજી રૂ. ૪-૮-૦ ભુજઆર્ય સ્કૂલ—ગુસાંઇ રિધગરજી પ્રાણગરજી રૂ. ૬-૦-૦ ભુજ કન્યાશાળા—એજ રૂ. ૨૪-૦-૦ કપાયા સ્કુલ—શે. ઠાકરસિંહ તેજુ રૂ. ૧૨-૧૦-૦ ભદ્રેસર—ગગુભા લાખાજી રૂ. ૪-૮-૦ ભુજ નં. ૨ જો—મેતા પ્રાણશં-

ઠર પ્રાગજી રૂ. ૫-૦-૦ લાયજા—શે. તેજુ કાંયા રૂ. ૩૭-૮-૦ માં-ડવી શે. ૨. મુ. ક.—શે. ખીમડ આસર રૂ. ૨૮-૦-૦ નખત્રાણા—વાર્ષિક પરીક્ષા વખત રૂ. ૩-૧-૦ અંજાર સ્કૂલ—એજ રૂ. ૬-૧-૩ રૈયતના રૂ. ૮-૦-૦ મઠસ્કૂલ—ઠકર હરીદાસ રામદાસ રૂ. ૭-૪-૦

---

ખેડા વિભાગ.

ભાળજ—વીસા ખડાયતા વાણીયાના પંચ તરફથી રૂ. ૫-૦-૦ શા. ચુનીલાલ ગરબડદાસ રૂ. ૪-૦-૦ દેશાઇ અમથાભાઇ નરભેરામ રૂ. ૪-૦-૦ શા. કેવળદાસ દામોદરદાસ રૂ. ૩-૦-૦ શા. બાપુજી શીવદાસ. ૩-૦-૦ શા. નરોતમ જમનાદાસ. ૩-૦-૦ અગીઆર ગૃહસ્થોના. દર. રૂ. ૨) લેખે એકે. રૂ ૨-૮-૦ રૂ. ૨૨-૮-૦ ત્રણ ગૃહસ્થોના. દર. રૂ. ૧-૮-૦ લેખે. રૂ. ૪-૮-૦ સત્તર ગૃહસ્થોના દર રૂ. ૧) લેખે રૂ. ૧૭-૦-૦ સંગ્રહસ્થાન સાર. કહોલ-ગોહેલથી. જીવાભાઇ માવસંગજી રૂ. ૧૦-૦-૦ વિદ્યાર્થીઓ જમાડયા. સામરખા—પા. મથુર-ભાઇજીભાઇ રૂ. ૧૫-૦-૦ પા. મનોરભાઇ ભુલજી રૂ. ૧૫-૦-૦ બાઇ રૂખા ભુલાભાઇ ભગવાનદાસની વિધવા. રૂ.૧૭-૦-૦ સ્કુલ જમાડી. ખાંધલી—પટેલ. બહેચરભાઇ બાબરભાઇએ રૂ. ૨૦-૦-૦ સ્કુ. જમાડી. મોગર—મહારાવળથી રાજસિંહજી ખુમાનસિંહજી રૂ. ૪-૦-૦ ઓદાલ—છોડીઓ માટે હેરણાં તથા શીવેલી ચોલીઓ. રૂ. ૧૦-૦-૬ મીઠાઇ તથા પુસ્તકો. રૂ. ૧-૩-૬ સ્કુલમાં વેહેંચી. તોરણીઆ—શા. મગનલાલ અમૃતલાલ રૂ. ૫-૧૪-૬ ચોપડીઓ. પટેલ. ફુલાભાઇ ઘોરીભાઇ રૂ. ૩-૨-૯ પા. લલુભાઇ મથુરભાઇએ. રૂ. ૧૦-૩-૬ ખર્ચ કર્યું. મોગર—પંડીત. કરુ-ણાશંકર ગણેશજીએ. રૂ. ૩-૦-૦ ઇનામો વેહેચ્યા. લીંબાસી—પા. તળશીભાઇ ત્રીકમભાઇ વીધવાએ. રૂ. ૧૫-૦-૦ ઇનામ. ઓડ—પટેલ. ડાહ્યાભાઇ નાથાભાઇ રૂ. ૪૫-૦-૦ સ્કુલ જમાડી. બાળજ પા. મથુર-ભાઇ બાવાજીએ રૂ. ૨૫-૪-૦ વિદ્યાર્થીઓને જમાડયા. ચકલાસી—પટેલ ભગાભાઇ શામળભાઇએ. રૂ. ૪-૦-૦ ઈનામો વેહેચ્યાં. આંકલાવ—પા. પુરસોતમ શંકરભાઇએ રૂ. ૪૦-૦-૦ સ્કુલના વિદ્યાર્થીઓને જ-માડયા. વણસોલ—રણછોડલાલ મોતીલાલે. રૂ. ૪-૦-૦ ટોપીઓ ત-

થા પતાસા. ૦-૬-૦ વેહેંચ્યા. હેરંજ—મજકુર ગામના સદ્‌ગૃહસ્થો એ એક મોટું ઘડીઆળ રૂ. ૧૨-૦-૦ નું નિશાળીઆને ઇનામ આપ્યું. દેદરડા—પટેલ. નરોતમદાસ. ફરસનદાસે રૂ. ૩-૦-૦ ઇનામ વેહેંચ્યાં. બામણવા—પંડયા. રેવાશંકર ગણપતરામ તથા કાસમજી રહીમજી બંને મળી રૂ. ૮-૦-૦ સ્કુ. વિ. જમાડયા. કંજરી—પા. મથુરભાઈ ઘોરીભાઈએ રૂ. ૪૦-૦-૦ ઇનામ. કરમસદ—પટેલ ફીસોભાઇ તજુભાઇએ રૂ. ૪-૦-૦ ઇનામો વેહેંચ્યાં. જીતાડીઆ—વાઘજીભાઈ હરીભાઈ તથા લલુભાઈ હરીભાઈએ રૂ. ૧૦-૦-૦ જમાડી ખર્ચ કીધું છે. પા. ઝવેરભાઈ રાયજીભાઈએ રૂ. ૧૦-૦-૦ સ્કુલ જમાડી. મહુમદપુર—પટેલ વલભભાઈ મનોરભાઈએ રૂ. ૧૦-૦-૦ નું ઇનામ વેહેંચ્યુ હતું. ગોતેલ—પટેલ લલુભાઈ જેસંગભાઇએ રૂ. ૧૨-૦-૦ નો ખર્ચ કીધું છે. પીઠાઈ—તલાટી ફુલાભાઈ નરોતમદાસે રૂ. ૧૫-૦-૦ નો ખર્ચ કીધો છે. બોદાલ—સુતાર. પરસોતમ રતનજીએ રૂ. ૨૦-૦-૦ ખર્ચ કીધો છે. બોડ—પા. મોતીભાઇ હીમાભાઇએ રૂ. ૫૫-૦-૦ સ્કુલ જમાડી ખર્ચ કીધો છે. પાળજ—ધારાળા વર્ગના આગેવાન-સુરા જેદાએ રૂ. ૩૭-૪-૦ શાળાઓ જમાડી. આંત્રોલી—શા. જગજીવન જેસંગ. રૂ. ૨૫-૦-૦ સ્કુલ જમાડી. બોલાદ—પટેલ-રેવાદાસ છબાભાઇએ રૂ. ૧૭-૦-૦ સ્કુલ જમાડી લીંગડા—ભટ-ભોગીલાલ આદિતરામે રૂ. ૧૦-૦-૦ સ્કુલ જમાડી તથા પટેલ-ઘોરીભાઈ રણછોડભાઇએ રૂ. ૧૦-૦-૦ તથા પટેલ બીખાભાઈ મથુરભાઇએ રૂ. ૧૦-૦-૦ સ્કુલ જમાડી. રતનપુરા—પટેલ કલ્યાણભાઈ મુળજીભાઈ રૂ. ૧૨-૦-૦ તથા પટેલ કીશોરભાઈ ડાહ્યાભાઇએ રૂ. ૧૨-૦-૦ સ્કુલ જમાડી. ડાકોર—સ. શાળા તથા કન્યાશાળા શેઠ. મોરારજી વસનજી મનજીએ રૂ. ૧૦૦-૦-૦ કપડા તથા કન્યાશાળામાં રૂ. ૨૦-૦-૦ કપડાં તથા રૂ. ૧૦-૦-૦ રોકડા ગરીબ કન્યાઓને આપ્યા તથા બાઈ-ગણી જમનાદાસ ત્રીભોવનદાસની વિધવાએ કન્યાશાળામાં રૂ. ૨૨-૦-૦ ના કપડાં વેહેંચ્યાં હતા. કરમસદ—પટેલ ચતુરભાઇ ખુસાલભાઇએ રૂ. ૧૨-૦-૦ નુ ઇનામ વેહેંચ્યુ હતું. મોરજ—શા. મથુરદાસ પીતાંબર તથા નથુભાઇ ભગવાનદાસ અને અન્ય ગૃહસ્થો મળી રૂ. ૧૫-૦-૦ નું ઇનામ વહેંચ્યુ હતું. અનારાની—સુખી રાયજીભાઈ

સમનગરે રૂ. ૨૨-૦-૦ નું સ્કુલ જમાડી તથા પતાસા વેહેંચ્યાં. કાથસર— રા રા. દેસાઇભાઈ જેરાભાઈએ રૂ. ૩૦-૮-૦ ની સ્કુલ જમાડી હતી. જેસરવા—ગામના સદ્‌ગ્રહસ્થોએ મળી રૂ. ૫—૧૨—૦નું ઇનામ વેહેંચ્યું હતું. બેટાસી. પટેલ. શોભાભાઇ લખાભાઇએ રૂ. ૩-૮-૦ ઇનામ વેહેંચ્યું હતું. ઓદાલ—કોટવાલ મહીજી રાયજીએ રૂ. ૧૭-૮-૦ સ્કુલ જમાડી. ખર્ચ કીધું હતું. દંતેલી—પટેલ. વિઠ્ઠલભાઇ રણછોડભાઇએ રૂ. ૮-૦-૦ સ્કુલ જમાડી ખર્ચ કર્યું હતું.

## પંચમહાલ અને રેવાકાંઠા વિભાગ.

સાવલી—સદ્‌ગૃહસ્થોએ રૂ. ૩-૨-૬નું ઇનામ વહેંચ્યું હતું. કાંકણપુર—સ્કુલ કમેટીના મેંબરો તથા સદ્‌ગૃહસ્થો તરફથી રૂ. ૨૦-૦-૦ ખર્ચ કીધું હતું દ્‌સીમપુરા—મે. સાવકસા ટાવર સાહેબે રૂ. ૧૩-૧૨-૦ નું ઇનામ વેહેંચ્યું હતું. ભુમરુવાડા થાણદાર સાહેબ. વામનરાવ નારાયણે રૂ. ૮-૦-૦ ઇનામ વેહેંચ્યું હતું. હરકુંડી—પટેલ. ઝવેરભાઈ રાયજીભાઈએ રૂ. ૩-૮-૦ પતાસાં વહેંચ્યાં હતાં. વાઘજીપુર—મહેરબાન. કલેકટર સાહેબે. રૂ. ૩-૦-૦ મીઠાઈ વહેંચી હતી.

## ભરૂચ વિભાગ.

ભરૂચ—શેઠ ભીખાભાઈ વનમાળીદાસ રૂ. ૫-૪-૦ શેઠ કાળીદાસ દામોદરદાસ રૂ.૩-૦-૦ સાકર વહેચ્યા. વાઘરા— મે. સબજડજ સાહેબ માંડગાવકરના પત્ની અ. સૌ. જાદાબાઈ સાહેબે પધારી. રૂ.૧૦)ના પેંડા વેંચ્યા તથા સ્કુ.ના ભરવાડના છોકરાને રૂ. ૩)નાં લુગડાં આપ્યાં. શુકલતીર્થ પોલીસ પટેલ. દેવજીભાઈ દયાળભાઈએ રૂ. ૩) ઇનામ વેંચ્યાં. કલકરૂરલ—પટેલ. મકનભાઈ અવીચળદાસે રૂ. ૫) નું ઇનામ વહેંચ્યું. દારા—નાથાભાઈ મોરારજીની વીધવા. બાઈ સુરજ રૂ. ૫-૦-૦ના ઇનામો વેંચ્યાં છે. અમનપુર—મથુર શઈજીભાઈ રૂ. ૧૦-૦-૦ જમાડ્યા હતા. કારેલા—પટેલ. હીરાભાઇ હરીભાઈએ રૂ. ૧૫-૮-૦ સ્કુલ જમાડી તથા. પા. દાજીભાઈ પરસોતમની વિધવાબાઈ જમનાંએ રૂ. ૧૭-૮-૦ સ્કુલ જમાડી. મંગલેશ્વર—ઇનામદાર. કૃષ્ણલાલ ચુનીલાલે રૂ. ૧૦-૧-૦ નું ઇનામ વહેંચ્યું છે. માંડવી —ઠાકોર સાહેબ. ખુશાલબાવા તેજુબાવાએ રૂ ૫-૦-૦ સ્કુલ જમાડી. માછી. રાયજી ઉકાએ રૂ. ૧૫-૦-૦ સ્કુલ જમાડી. માછી. રતના

ખુશાલે રૂ. ૫-૦-૦ સ્કુલ ઓમાડી ઉભેર—પટેલ. પુંજાભાઈ નાથાભાઈ તરફથી રૂ. ૧૩-૦-૦ પુસ્તકોના ઇનામ વહેંચ્યાં હતાં. પા નરોતમ ત્રીભોવને રૂ. ૬-૦-૦ ઇનામો વહેંચ્યાં છે ગામના સદ્‌ગૃહસ્થો તરફથી રૂ. ૮-૧-૦ ઇનામ વહેંચ્યાં હતાં. સજોત—વાર્ષિક પરીક્ષા વખતે ગામના સદ્‌ગૃહસ્થોએ ચોપડીઓ તથા મીઠાઈ રૂ. ૫-૨-૬ની વહેંચી હતી.

---

# केळवणीखातानी खबरो.

## જોઈએ છે.

સુરત સિટિ-મ્યુનિસિપાલીટી તાબાની પ્રાથમિક શાળાઓ માટે અમદાવાદ પ્રે રા. ટ્રેનિંગ કૉલેજની ત્રીજા વર્ષની પરીક્ષા પાસ કરેલ હોય એવા રૂ. ૧૫ ) ના પગારથી શિક્ષકો જોઈએ છે. ઉમેદવારોએ પોતાના સર્ટિફિકેટ સાથે નીચે સહી કરનાર ઉપર અરજીઓ તાકીદે મોકલી આપવી.

સુરત મ્યુનિ. ઑફિસ
તા. ૨૭-૬-૦૭

Maganlal M.
સેક્રેટરી સ્કૂલ્સ કમિટી
સુરત સિટિ-મ્યુનિસિપાલીટી, સુરત.

---

## પ્રાવેશિક પરીક્ષા.

( મે. ઉ. ભા. ના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના સને ૧૯૦૭ તા. ૧૪ મી જુલાઈના હુકમ નં. ૩૭૬૧ ઉપરથી ).

પ્રેમચંદ રાયચંદ ટ્રેનિંગ કૉલેજની પ્રાવેશિક પરીક્ષા સને ૧૯૦૭ તા૦ ૧૬ મી નવેંબર મંગળવારે અને ત્યારપછીના દિવસોએ પ્રે. રા. ટ્રેનિંગ કૉલેજના મકાનમાં લેવામાં આવશે.

૨. ગદ્યમાં નવી સાતમી ચોપડીનાં ૧૦૦ પૃષ્ઠ; પદ્યમાં તેજ પુસ્તકમાંથી પહેલી ૫૦૦ લીટી; પહેલી ૨૦૦ લીટીના મુખ પાઠ સાથે. વિદ્યાના પાઠો નવી સાતમીમાંથી પૂછવામાં આવશે. ભૂમિતિમાં મિ. દલાલકૃત ભૂમિતિના પુસ્તક મુજબ.

---

## જાહેર ખબર.

( મે. ઉ. ભા. ના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના સને ૧૯૦૯ તા. ૧૭ મી જુલાઈના હુકમ નં. ૩૮૯૫ ઉપરથી ).

મિ. નરહર નારાયણ કાતારનો બનાવેલો 'ગુજરાત પ્રાંતનો હોમ-મૅપ' મુંબઈ ઇલાકાની પ્રાથમિક શાળાઓનાં બાળકો માટે મંજુર કરવામાં આવ્યો છે.

૨. આ નકશાની કિમ્મત બે આના છે.

( સહી ) P. LORY,
Educational Inspector,
N. D.

---

## જાહેર ખબર

( મે. ઉ. ભા. ના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના સને ૧૯૦૯ તા. ૧૯ મી જુલાઈના હુકમ નં. ૩૯૧૭ ઉપરથી ).

મિ. *નટવરલાલ. કે. વૈષ્ણવનું બનાવેલું 'સૌભાગ્ય શિક્ષાબ્ધિ' નામનું પુસ્તક મે. પબ્લિક ઇન્સ્ટ્રક્શનના ડિરેક્ટર સાહેબે સને ૧૯૦૯ તા ૯ મી જુલાઈના હુકમ નં. ૪૦૧૧ થી આ ઇલાકાની પ્રાથમિક કન્યાશાળા માટે ઇનામ તેમજ લાઇબ્રેરી માટે મંજુર કર્યું છે.

૨ પુસ્તકની કિમ્મત રૂ. ૧—૪—૦ છે.

* સરનામું, ટાઇપિસ્ટ, હજુર ઑફિસ, માણાવદર ( કાઠીયાવાડ ).

## જાહેર ખબર.

( મે. ઉ. ભા. ના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના સને ૧૯૦૯ તા. ૧૯ મી જુલાઈના હુકમ નં. ૩૯૧૯ ઉપરથી ).

મિ ×ગણપતરામ હિંમતરામ દેસાઈનું બનાવેલું 'એક સંસારિક અને ઐતિહાસિક નવલકથા અલેકઝાન્ડરના સમયનું હિંદ' એ નામનું પુસ્તક મે. પબ્લિક ઇન્સ્ટ્રક્શનના ડિરેક્ટર સાહેબે સને ૧૯૦૯ તા. ૯ મી જુલાઈના હુકમ નં. ૪૦૦૯ થી ઇનામ અને લાઇબ્રેરી માટે મંજુર કર્યું છે.

× સરનામું, પેન્શન્ડ, સબ-રજીસ્ટ્રાર, દેસાઈ ફળીઆ, ભરૂચ.

# શુદ્ધિપત્ર.

## પુસ્તક ૪૮, જુન-જુલાઈ.

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૧૮૧ | ૧૨ | હાની | હાનિ. |
| ૧૮૨ | ૧૭ | કબર | કબર= |
| ૧૮૨ | ૧૮ | અક્લ (અ) | અકલ (અ). અક્લ=બુદ્ધિ. |
| ૧૮૪ | ૨૨ | તક્રીત=ઇક્રાત | તક્રીત. ઇક્રાત= |
| ૧૮૫ | ૧ | (અ) અક્વા | (અ). અક્વાહ. |
| ૧૮૭ | ૧૨ | (અ) અરજ | (અ). અર્જ. |
| ૧૮૭ | ૧૮ | +રૂમ= | +રૂમ. |
| ૧૮૯ | ૨૫ | (અ)- | (અ). અલીહુસયૂન. |
| ૧૯૧ | ૯ | આઈને અકબરી | આઈનિ અકબરી. |
| ૧૯૧ | ૨૭ | સંસ્કૃત | ધનપાળની દેશી |
| ૧૯૨ | ૨ | (ફા) | (ફા). આતશબાજી. |
| ૧૯૨ | ૩ | (ફા) | (ફા). આતશપરસ્ત. |
| ૧૯૩ | ૨૦ | અબદ | અબદ= |
| ૧૯૪ | ૨૫ | આલમેનૂર | આલમિનૂર. |
| ૧૯૬ | ૧૨ | ઇજારબંદ | ઇજારબંદ. |
| ૧૯૭ | ૨૦ | ઇમામ હુસેન | ઇમામ હુસયૂન. |
| ૧૯૭ | ૨૫ | મહન | મહન= |
| ૧૯૮ | ૧૬ | (અ). | (અ). ઇશ્કિમજાજી. |
| ૧૯૮ | ૧૭ | (અ). | (અ). ઇશ્કિ હકીકી. |
| ૧૯૮ | ૨૨ | કઆમ | કઆમ= |
| ૧૯૯ | ૨૧ | અન્નર | અન્નર= |
| ૨૦૨ | ૨૧ | અંદેશીદન | અંદેશીદન= |

---

# ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૪૮ મું. સપ્ટેમ્બર. ૧૯૦૯. અંક ૯ મો.

શિક્ષકોને સૂચના—શિક્ષણના સામાન્ય દોષો વિષે 'શાળાપત્ર'માં વારંવાર લખવામાં આવ્યું છે; તેમ છતાં એ વિષય એવો ઉપયોગી છે અને દોષો એટલા બધા જોવામાં આવે છે કે એ વિષે ફરીથી લખવું નકામું નથી. *અત્ર જે સૂચના કરવામાં આવે છે તે પર શિક્ષકવર્ગનું ખાસ* લક્ષ ખેંચવામાં આવે છે અને આશા છે કે તેઓ એ બાબત પર પૂરતું ધ્યાન આપી એવા દોષોથી દૂર રહેશે.

પ્રથમ બધા વિષયના શિક્ષણમાં સાધારણ જોવામાં આવતા દોષો નીચે પ્રમાણે છે:—

**૧ મન્દતા**—શિક્ષકમાં ચપળતા એ મોટો ગુણ છે. જેનામાં એ ગુણની ખામી છે તે શિક્ષક થવાને યોગ્યજ નથી. પરંતુ દિલગિરી સાથે કહેવું પડે છે કે કેટલા બધા શિક્ષકોમાં આ ગુણનો અભાવ જોવામાં આવે છે! શિક્ષકની ચપળતા તેના દરેક કામથી જણાઈ આવે છે. તેનાં નેત્ર ચપળ હોય છે; તેની નજર સર્વત્ર ફરતી હોવાથી વર્ગમાં જે કંઈ બને છે તે તેની દૃષ્ટિબહાર રહેતું નથી. આવો શિક્ષક માત્ર એકજ સ્થળે પોતાની નજર ચહોંટાડી રાખતો નથી. પ્રશ્ન પૂછી તેનો ઉત્તર દેવા એક છોકરાને ઊભો કરે છે તે વખતે તેની નજર ઉત્તર દેનાર છોકરા તરફજ રહેતી નથી; પણ બધા છોકરા પર ફરતી રહે છે. આથી વર્ગમાં વ્યવસ્થા જળવાય છે, બધા છોકરાઓ ધ્યાન આપે છે ને શિક્ષણ સફળ થાય છે. એથી ઉલટું જો તેની નજર જે છોકરા પાસે ઉત્તર માગ્યો હોય તેના પરજ રહે છે તો વર્ગમાં વ્યવસ્થા સચવાતી નથી ને છોકરાઓનું ધ્યાન શિથિલ થવાથી શિક્ષણ નિષ્ફળ જાય છે. આ ઉપરથી સમજાશે કે જે શિક્ષકની નજર ચપળ નથી તેનું શિક્ષણ ગમે તેવા ઉત્તમ પ્રકારનું હોય તોપણ

જોઈએ તેવું અસરકારક ને સફળ થતું નથી. જેમ ચપળ નજરની જરૂર છે તેમ ચપળ કર્ણની પણ જરૂર છે. જેના કર્ણ ચપળ છે તે વર્ગમાં ગમે ત્યાં વાતચીત થતી હોય તે પકડી કાઢે છે; આથી અવ્યવસ્થા થતી નથી ને તેથી શિક્ષણ ફળીભૂત થાય છે. વળી શિક્ષકની ચપળતા તેના બોલવા, ચાલવા વગેરે દરેક કૃત્યથી જણાઈ આવે છે. મન્દ શિક્ષક માંદા માણસની પેઠે બોલે છે, કાળા પાટીઆ પર કંઈ લખવા જાય છે તેમાં પણ તે અતિશય મન્દતા દર્શાવે છે. શિક્ષકના દરેક કામમાં ચપળતા હોવી જોઈએ. એની ચપળતાથી શિષ્યમાં ચપળતા આવે છે; પણ એ જો મન્દ હોય તો શિષ્ય પણ મન્દ બને છે.

**૨ જ્ઞાનની ખામી અને પદ્ધતિનું અજ્ઞાન**—શિક્ષકમાં જ્ઞાનની ખામી હોય તો તેની પ્રતિષ્ઠા પડતી નથી અને તે પોતાનું કામ બરોબર કરી શકતો નથી એ તો ખુલ્લુંજ છે. નીચલાં ધોરણોમાં શિખવવાની બાબત ઘણી સાધારણ હોય છે એટલે તે ધોરણોમાં ઘણા શિક્ષકોમાં જ્ઞાનનો અભાવ જોવામાં આવતો નથી; પરંતુ તે જ્ઞાન બાળકના મનમાં શી રીતે ઉતારવું તે પદ્ધતિનું અજ્ઞાન જોવામાં આવે છે. છોકરાંની શક્તિ કેટલી છે, કેવી રીતે વિષય રસિક કરી શકાશે, કેવા સૂચક પ્રશ્નોથી તેમની બુદ્ધિ કેળવાશે અને શિખવવાની બાબત તેમની પાસેથી કઢાવી શકાશે એવું ઘણા શિક્ષકોમાં અજ્ઞાન જોવામાં આવે છે તેથી તેઓનુ શિક્ષણ વિફળ થાય છે. આથી ઉલટું ઉપલાં ધોરણોમાં શિક્ષકો જોઈએ તેવી તૈયારી કર્યા વગર શિખવે છે તેથી તેઓ હાસ્યપાત્ર થાય છે. જે વિષય શિખવવો હોય તેની ઉત્તમ તૈયારી કર્યા વગર શિક્ષકે કદી પણ વર્ગમાં જવું નહિ. પોતાનાથી વધારે જાણનારથી કે પુસ્તકોથી જે આવડતું ન હોય તેની માહીતી મેળવ્યા વગર કદી પણ નિશાળમાં જવું નહિ. જે શિક્ષકમાં જ્ઞાનની ખામી છે તેની કદી પણ પ્રતિષ્ઠા પડશે નહિ અને તેનાથી કદી પણ વ્યવસ્થા સચવાશે નહિ.

પદ્ધતિનું અજ્ઞાન માત્ર નીચલાં ધોરણોમાંજ નડે છે એમ નહિ; ઉપલાં ધોરણોમાં પણ તેથી નુકસાન થાય છે. પ્રાથમિક શાળામાંજ નહિ પણ ટ્રેનિંગ કોલેજો, હાઈસ્કૂલો, અને કોલેજોમાં પણ કેવળ વ્યાખ્યાનપદ્ધતિ હાનિકારકજ છે. ધ્યાન આકર્ષવાને માટે અને પોતાનું કહેવું શિષ્યના

મનમાં ઊતર્યું છે કે નહિ તે જાણવાને માટે એવી ઊંચી સંસ્થાઓમાં પણ વચ્ચે વચ્ચે પ્રશ્નો પૂછવાની જરૂર છે. વળી શિખવવાની બાબત જ્યાંસુધી દરેક શિષ્યના મનમાં બરોબર ઊતરી નથી ત્યાંસુધી ઉત્તમ શિક્ષક કદી પણ આગળ ચલાવશે નહિ. આડાઅવળા સવાલ પૂછી દરેકના સમજવામાં આવ્યું છે એવી ખાતરી કરીનેજ સારો શિક્ષક આગળ ચલાવશે દરરોજ શિક્ષણનું કામ શરૂ કરતા પહેલાં આગલા દિવસનું શિક્ષણ શિષ્યના મન પર બરોબર ઠસ્યું છે કે નહિ તેની ખાતરી કરવી. આગલે દિવસે પૂછેલાજ પ્રશ્નો નહિ, પણ જુદી તરેહના અને તેના તે પ્રશ્નો પણ જુદા સ્વરૂપમાં પૂછવા. પુનરાવર્તનની હમેશ જરૂર છે ને તેથીજ સંસ્કાર ઊંડા થઈ સ્મરણશક્તિ પ્રબળ થાય છે ને શિક્ષણ ફળીભૂત થાય છે. પણ શિષ્યને કંટાળો આવે એવી રીતે પુનરાવર્તન થવું ન જોઈએ. પ્રશ્નનું સ્વરૂપ બદલવાથી અને કંઈક કંઈક નવીન કહેવાથી પુનરાવર્તન પણ રસિક થઈ ઉત્તમફળદાયક થાય છે.

દરેક વિષયમાં કયાં છોકરાં નબળાં છે તે શિક્ષકે જાણવું જોઈએ અને જ્યાંસુધી તેવાં છોકરાંનાં મનમાં તે વિષય બરોબર ઊતર્યો નથી ત્યાંસુધી આગળ ચલાવવું નહિ એ શિક્ષકનો ધર્મ છે. પણ એ ધર્મ કેટલા થોડા શિક્ષકો બરાબર બજાવે છે!

**કર્તવ્યપરાયણતાનો અભાવ**—પોતાની ફરજ શી છે ને તે પોતે યથાર્થ બજાવે છે કે નહિ એ જો શિક્ષકો સમજે તો બીજા બધા ગુણો તેઓ પ્રાપ્ત કર્યા વગર રહે નહિ. છોકરાંને શારીરિક, માનસિક અને આધ્યાત્મિક શિક્ષણ યોગ્ય રીતે આપી તેમનો જીવનમાર્ગ સરળ કરવો એ શિક્ષકનો ધર્મ છે; અને એ ધર્મ યોગ્ય રીતે બજાવવાને હું બંધાયલો છું ને તે ન બજાવું તો ઈશ્વરનો તેમજ જે સરકારની હું સેવા કરૂં છું ને જેનો હું ઋણી છું તેનો અપરાધી છું એવી કર્તવ્યપરાયણતા જે શિક્ષકમાં હોય તે બીજા સર્વે આવશ્યક ગુણો સહજ મેળવી શકે છે. એવા શિક્ષકને પોતાના કામ પર પ્રેમ ઉત્પન્ન થાય છે અને પ્રેમ ઉત્પન્ન થવાથી તેમાં તેનું ચિત્ત એકાગ્ર થાય છે અને તેનો માર્ગ સરળ થાય છે. જ્ઞાન પ્રાપ્ત કરવા માટે જે ઉદ્યોગની જરૂર છે અને તે છોકરાંનાં મનમાં ઉતા-

રવાને જે ઉત્સાહ, અને ચપળતા, પદ્ધતિ અને શિષ્યવૃત્તિનું જ્ઞાન, ધીરતા અને સહનશીલતા આવશ્યક છે તે સર્વ ગુણો તેનામાં સહજ પ્રાપ્ત થાય છે. જે શિક્ષક પોતાનું કર્તવ્ય સમજે છે તે જાણે છે કે મારો દાખલો છોકરાં લેશે, માટે મારી દરેક રીત અનુકરણીય હોવી જોઈએ. આથી તે પોતાનું દરેક વર્તન, દરેક રીતિ આદર્શરૂપ થઈ પડે એવી રાખવા પ્રયત્ન કરે છે. શિક્ષક ઉદ્યોગી, ચપળ, ઉત્સાહી, પ્રેમશીલ, પ્રામાણિક, નિયમાધીન અને આનન્દી હોય તો તેના શિષ્ય પણ થોડેઘણે અંશે એવા થયા વિના રહેજ નહિ. મનુષ્યમાત્ર અનુકરણ કરનાર છે અને ઉપદેશ કરતાં દૃષ્ટાન્તની અસર બળવત્તર છે એ શિક્ષકે જાણવું જોઈએ.

**અનિશ્ચિત પ્રશ્ન**—પ્રશ્ન પૂછવામાં ચતુરાઈ એ ઉત્તમ શિક્ષકનું લક્ષણ છે. ઘણા શિક્ષકોને પ્રશ્નો પૂછતાંજ આવડતું નથી. જેમ બને તેમ થોડા, જરૂર જેટલાજ શબ્દોમાં, સ્પષ્ટ, સહુ છોકરાંથી સમજાય એવો પ્રશ્ન પૂછવો. ઘણા શિક્ષકો એવા પ્રશ્નો પૂછે છે કે જેનો અર્થ નિશ્ચિત હોતો નથી. આથી છોકરાં ગભરાય છે ને તેનો ઉત્તર આપી શકતાં નથી. આમાં શિક્ષકનોજ દોષ છે, છોકરાંનો નથી. જે પ્રશ્ન બરાબર સમજાય, જેનો અર્થ સંદિગ્ધ ન હોય અને જેનો જવાબ આપવામાં બુદ્ધિનો ઉપયોગ કરવો પડે એવા પ્રશ્નો પૂછવા. સાવધ રહી કામ કરશે તો આવા પ્રશ્ન પૂછતાં શિક્ષકો સહજ શીખી શકશે.

આ પ્રમાણે શિક્ષકમાં સામાન્ય દોષોનું વિવેચન કર્યું. હવે વિષયપરત્વે કેટલીક અગત્યની સૂચના કરવામાં આવે છે તે પર તેમણે લક્ષ આપવું.

**વાચન**—આ વિષય ઘણો ઉપયોગી છે; પણ ઘણા થોડા શિક્ષકો એ બરોબર શિખવી શકે છે. આરંભમાં છોકરાં કડકડાટ વાંચી શકે નહિ એ ખુલ્લું છે, તે છતાં પણ ઘણા શિક્ષકો એ વાત ભૂલી જતા જણાય છે. 'જુઓ, હું વાંચું છું તેમ વાંચો,' એમ વારંવાર કહી વારંવાર એકનું એક વંચાવ્યા કરે છે, આથી તે વાક્ય મોંએ થઈ જાય છે. વળી આથી બીજું અનિષ્ટ પરિણામ એ નીપજે છે કે કડકડાટ વાંચ્યા વગર માસ્તર ખુશ થશે નહિ એમ સમજી છોકરાં પાઠ મોંએ કરે છે; માટે શિક્ષકોએ યાદ

રાખવું કે નીચલાં ધોરણોમાં છોકરાં પોતાની યોગ્યતા પ્રમાણે વાંચી શકે એટલુંજ જોઈએ છીએ. એથી વિશેષની અપેક્ષા નથી. છોકરાંના ઉચ્ચાર શુદ્ધ છે કે નહિ, જ્યાં અટકવું જોઈએ ત્યાં અટકે છે કે નહિ, તેમજ અયોગ્ય સ્થળે અટકે નહિ તે પર શિક્ષકે લક્ષ રાખવું જોઈએ. વાચનમાં જે જે દોષો થાય તે પર બીજાં બધાં છોકરાંને લક્ષ આપવા કહેવું જોઈએ ને પોતે પણ લક્ષ આપવું જોઈએ. વાક્ય પૂરૂં થયે બીજાં છોકરાં પાસે ભૂલો સુધરાવવી જોઈએ ને તેઓથી રહી ગયલી ભૂલો પોતે સુધારવી. આમ કરવાને બદલે ઘણા શિક્ષકો છોકરાં પાસે એકનું એક વારંવાર વંચાવી તેમને તથા બીજાં બધાં છોકરાં તથા અન્ય સાંભળનારાં હોય તો તેમને સર્વને કંટાળો આપે છે. ' તમે બરોબર વાંચતાં નથી, હું વાચું તે સાંભળો ' એમ કહી વારંવાર વંચાવે છે. એથી શો લાભ થાય? જ્યાંસુધી દોષો તરફ તેમનું ધ્યાન ખેંચ્યું નથી ત્યાંસુધી તેમને કંઇજ લાભ થતો નથી; માટે દોષો શોધી કાઢી તે સુધારવા. વળી વાક્યની વચમાં વાંચતાં અટકાવવાં નહિ એ તરફ પણ ઘણા શિક્ષકો દુર્લક્ષ રહે છે.

ઉપર કહ્યા પ્રમાણે આરંભમાં બાળકો સરળતાથી વાંચી શકતાં નથી તે શિક્ષકે યાદ રાખવું. જેમ વધારે વધારે વાંચે છે તેમ તેઓ કડકડાટ વાંચી શકે છે; માટે સરળતા યોગ્ય સમયે આવ્યા વિના રહેનાર નથી એ યાદ રાખવું. સરળતાથી વાંચતાં આવડે એટલે અર્થ સમજીને વાંચવાની ટેવ પાડવી. આને માટે આરંભમાં છોકરાં પાસે પાઠ મનમાં વંચાવવો. ' પાઠની મતલબ હું તમને પૂછીશ, માટે લક્ષ આપી આખો પાઠ મનમાં વાંચી જાઓ ', એમ કહી પાઠ મનમાં વંચાવવો. વાંચી રહે એટલે ચોપડી બંધ કરાવી મતલબ પૂછવી. પાઠમાં જે હકીકત આપી હોય તેને લગતી મુખ્ય બાબતના થોડા સવાલ પૂછવા. પાઠમાં શું કહ્યું છે તે છોકરાંના લક્ષમાં આવ્યું છે કે નહિ તેની ખાતરી કરવા થોડાક સવાલ પૂછવા. બારીક પ્રશ્નો પૂછવાની જરૂર નથી. શિક્ષકે પુસ્તક હાથમાં રાખી વાંચી વાંચીને મતલબ પૂછવી એના જેવું મૂર્ખાઈભરેલું બીજું કંઈ નથી. શિક્ષકને પુસ્તકમાં જોવું પડે ને છોકરાં પુસ્તક વગર જવાબ દે એવી તે આશા રાખે એ કેવું ઉપહસનીય છે! મતલબ પૂછવાનો અર્થ એવો નથી કે છોકરાં પાસે વાક્યે વાક્ય બોલાવવું કે તેનો સાર કહેવડાવવો. એને વિષે

પાઠ છે ને તેને માટે મુખ્ય શું શું કહ્યું છે એટલું છોકરાં કહી શકે એ બસ છે. આવી રીતે પાઠનો સાર છોકરાંના લક્ષમાં આવ્યો છે તેની ખાતરી કરી તેમની પાસે પાઠ વંચાવવો. આથી તેમને ભાવ સાથે વાંચવાની ટેવ પડશે. છોકરાંના ઉચ્ચાર શુદ્ધ છે કે નહિ ને તે ભાવ સાથે વાંચે છે કે નહિ તેની ખાતરી કરવા કેટલીક વખત શિક્ષકે ચોપડી બંધ કરી તેમનું વાચન સાંભળવું. એ એક જાતની પરીક્ષા થશે. જેમ ગદ્યના વાચનમાં તેમજ પદ્યના ગાયનમાં શિક્ષકે છોકરાંના દોષો શોધી કાઢવા ધ્યાન આપવું. માત્ર વારંવાર વંચાવવાથી કે કવિતા ગવડાવવાથી કંઈ લાભ થશે નહિ. છોકરાંના વાચનના તેમજ ગાયનના દોષો શોધી કાઢી તે તરફ તેમનું ધ્યાન ખેંચવાથીજ લાભ થશે.

છોકરાંને ઉતાવળથી વાંચવાની ટેવ ન પાડવી. ધીમે ધીમે શુદ્ધ ઉચ્ચાર સાથે ને ભાવ સમજાય એવી રીતે વાંચવાની ટેવ પાડવી.

વાક્યની વચ્ચે વાંચતા કદી પણ અટકાવવાં નહિ, તેમજ બહુ થોડું પણ ન વંચાવવું. છોકરાંનો અધિકાર લક્ષમાં રાખી ત્રણચાર, પાંચસાત લીટી કે તેથી પણ વધારે વંચાવવું. વાંચતી વખતે છોકરાં ચોપડી આંખથી યોગ્ય અન્તરે રાખે એ પર શિક્ષકે ખાસ લક્ષ રાખવું. બહુ પાસે રાખીને વાંચવાની ટેવ પડવાથી આગળ જતાં ટુંકી નજર થાય છે. બાળપણમાં આવી બાબત પર બેદરકાર રહેવાથી એકનું એક કૃત્ય વારંવાર થવાથી તેવી ટેવ બંધાઈ જાય છે ને તેમ થયા પછી મોટી ઉમ્મરે પણ તે કાઢી શકાતી નથી. ટેવ કાલક્રમે એવી બળવાન્ થાય છે કે મનુષ્ય તેનો ગુલામ થઈ જાય છે. આ કારણથી દરેક કુટેવનું બાળપણમાં ઉચ્છેદન કરવું એ શિક્ષકનો ધર્મ છે. વાંકા કે નીચા વળીને લખવાની ટેવ, ઊંધા કે પગ પર પગ ચડાવીને બેસવાની ટેવ, ચોપડીમાં આંગળી રાખી રાખી વાંચવાની ટેવ, બહુ પાસે ચોપડી રાખવાની ટેવ, એ બધી એવીજ ટેવ છે ને તેને બાળપણમાં નિર્મૂલ કરવી.

**ગદ્ય અને પદ્યની સમજુતી**—આ બાબતનું પણ ઘણા શિક્ષકોને અજ્ઞાન છે. કેટલાક શિક્ષકો એકબે વાક્ય વંચાવે છે, તેનો ભાવાર્થ પૂછે છે, પછી આગળ વંચાવે છે, આ રીતે પાઠનું વાચન ને સમજુતી સાથે ગ-

લાવે છે; પણ એમ કરવાથી એમાંથી એકે બાબત છોકરાંને બરાબર આવડતી નથી. ઉપર લખી છે તે રીતે પ્રથમ પાઠ વંચાવવો ને પછી સમજુતીનો વિષય શરૂ કરવો. એ વિષય ચલાવતા પહેલાં કેટલીક વખત છોકરાંને પાઠ વાંચી માંહેના જે શબ્દો સમજાતા ન હોય તેની નોંધ કરવા કહેવાથી છોકરાંને તેમજ શિક્ષકને ઘણો લાભ થશે. છોકરાંને વિચારપૂર્વક વાંચવાની ટેવ પડશે ને કયા શબ્દો સમજવા અઘરા પડે છે તેનું શિક્ષકને જ્ઞાન થશે. અઘરા શબ્દોની નોંધ છોકરાં બરાબર કરે તેને માટે શિક્ષકમાં ચાલાકીની જરૂર છે. જે છોકરાંએ એકે અઘરા શબ્દની નોંધ ન કીધી હોય તેને કેટલાક અઘરા શબ્દો પૂછી જોવા ને તે ન આવડે તો તેની નોંધ કેમ નથી કરી તેનું કારણ પૂછવું. આમ કર્યાથી છોકરાંને લક્ષપૂર્વક વાંચવુંજ પડશે ને તેથી તેમને ઘણો લાભ થશે. વળી શિક્ષકે જાતે પાઠમાંના કઠણ શબ્દોની નોંધ કીધી હશે તે કેવી અપૂર્ણ છે તે પણ તેને સમજાશે. છોકરાંને શું સમજવું કઠણ પડશે એ જાણવામાં શિક્ષકની ચાતુરી રહેલી છે અને જેને એવી ચાતુરી કેળવવી હશે તેને આ એક મોટું સાધન થઈ પડશે. પોતાની નોંધ કેવી અપૂર્ણ છે તે તેને સમજાશે ને શિષ્યની દૃષ્ટિથી નોંધ કરવાની ટેવ પડશે.

ઘણા શિક્ષકો સમજુતી શિખવવાનો અર્થ એવોજ સમજે છે કે પાઠની મુખ્ય મુખ્ય હકીકત પૂછી જવી ને પોતાને જે અઘરા શબ્દો લાગે તેનો અર્થ પર્યાયશબ્દ વડે શિખવવો. આ તેમના વિચાર ઘણાજ ભૂલભરેલા છે ને શિક્ષણશાસ્ત્રના નિયમથી વિરૂદ્ધ છે. સમજુતી શિખવવાનો અર્થ માત્ર પાઠનો ભાવાર્થ કહાવવાનો નથી, પણ ભાષાજ્ઞાન કેળવવાનો ને વિચારપૂર્વક વાંચવાની ટેવ પાડવાનો છે. તેને માટે શિક્ષકે દરેક વાક્ય વાંચવું ને તેમાંના અઘરા શબ્દો છોકરાંને સમજાવવા તથા વાક્યોના પૂર્વાપર સંબન્ધ તરફ પણ તેમનું લક્ષ ખેંચવું. અઘરા શબ્દો સમજાવવા એટલે તેના પર્યાયશબ્દો શિખવવા એ સમજ ઘણીજ દોષભરેલી છે. કેટલીક વખત પર્યાયશબ્દો મૂળશબ્દોથી પણ અઘરા આપવામાં આવે છે, એ ઘણું હાસ્યજનક છે. જે શિખવવું હોય તે બને ત્યાંસુધી સૂચક પ્રશ્નો વડે છોકરાં પાસેજ કહાવવું એ શિક્ષણશાસ્ત્રનો નિયમ શિક્ષકોની સ્મૃતિ બહાર જવો ન જોઈએ. કોઈ અઘરા શબ્દનો અર્થ છોકરાં ન સમજતાં

હોય તો તે શબ્દ સમજાવવા એવાં વાક્યો બનાવવાં કે તેનો અર્થ છોકરાં સમજી શકે ને તેમાં પૂર્વાપર સંબન્ધથી તે અઘરા શબ્દનો અર્થ પણ છોકરાં સમજી શકે. આવાં વાક્યો બનાવવામાં ચતુરાઈની જરૂર છે; પણ સૂચક પ્રશ્નો પૂછવામાં પણ ક્યાં ચતુરાઈ જોઈતી નથી ? એવી ચતુરાઈ તો ગમે તે શિક્ષક સહેજ પ્રયત્નથી મેળવી શકશે. ઉપલાં ધોરણોમાં પર્યાયશબ્દો પણ છોકરાં પાસે કઢાવવા કે કેટલીક વખત કહેવાની જરૂરજ પડે તો કહેવા. ઉદ્દેશ એવો નથી કે પર્યાયશબ્દો નજ આપવા; માત્ર પર્યાયશબ્દ ગોખાવી ઘણા શિક્ષકો સંતુષ્ટ થાય છે એ ખોટું છે. એથી એક શબ્દને બદલે છોકરાં બીજો શબ્દ બોલી જાય છે, પણ બેમાંથી એકેનો અર્થ સમજતાં નથી; માટે છોકરાં અર્થ બરાબર સમજે તે પર શિક્ષકે લક્ષ આપવું જોઈએ. મૂળશબ્દ કરતાં પર્યાયશબ્દ કદી પણ અઘરો તો નજ હોવો જોઈએ એ શિક્ષકે હમેશ યાદ રાખવું.

**કવિતાની સમજુતી**—છોકરાંની યોગ્યતા પ્રમાણેજ આ વિષય શિખવવાનો છે. ઘણા શિક્ષકો એમ સમજતા જણાય છે કે કવિતાની ટૂંકોનો અર્થ છોકરાં પાસે ગોખાવવો એટલે આપણે કૃતાર્થ થયા. પણ આથી વિશેષ હાનિકારક બીજું શું ? બાળવર્ગમાં છોકરાંએ એટલું સમજવાનું છે કે કવિતા ફલાણા વિષે છે ને તેમાં મુખ્ય હકીકત આવી છે. ઉપલાં ધોરણોમાં દરેક ટૂંકનો ભાવાર્થ બાળકે સમજવો જોઈએ. છેક ઉપલાં ધોરણોમાં છોકરાંએ અર્થ સમજવો જોઈએ એટલુંજ નહિ, પણ તે અર્થ ગદ્યમાં યોગ્ય શબ્દોમાં કહી બતાવતાં આવડવું જોઈએ. વિવરણ કરતાં શિખવવાને તે વિષેના નિયમો ખાતા તરફથી પ્રસિદ્ધ થયલી સૂચનામાં આપ્યા છે.

**વાક્યપૃથક્કરણ, વ્યાકરણ, વ્યુત્પત્તિ**—આ વિષયોનો સંબન્ધ થોડાજ શિક્ષકો વાચનની સાથે જોડે છે. એ વિષયોને નિરાળા શિખવવાથી એનું શિક્ષણ નીરસ થાય છે એટલુંજ નહિ, પણ એ શિક્ષણનું પ્રયોજન પણ બાળકના સમજવામાં આવતું નથી. વાચનના વિષય સાથે એ બધા વિષયો જોડાયલા છે, શબ્દ અને વાક્યનો અર્થ બરાબર સમજવા માટે, તેમજ શુદ્ધ ભાષા લખતાં આવડે તેને માટે એ બધા વિષયો જરૂરના

છે. સમજુતી વખતે એ બધા વિષયોનું શિક્ષણ આપેલું હોય તે તાજું કરતા જવું. અમુક શબ્દનો સંબંધ કયા કયા શબ્દો સાથે છે ને તે કેવી રીતનો છે તે બરાબર સમજાય ત્યારેજ વાક્યનો અર્થ બરાબર સમજાય છે. વળી વ્યુત્પત્તિ જાણવાથી શબ્દનું સ્વરૂપ અને અર્થ બરાબર ઠસે છે; તેમજ એવા બીજા શબ્દો સહેલથી સમજાયાથી ભાષાજ્ઞાનમાં વધારો થાય છે. આ કારણથી સમજુતી ચલાવતી વખતે શિક્ષકે અઘરા શબ્દોનું પદચ્છેદ પૂછવું, કેટલાંક વાક્યોનું પૃથક્કરણ કરાવવું તથા શિષ્યના અધિકારને અનુસરી શબ્દોની વ્યુત્પત્તિ પણ શિખવવી. જે સંસ્કૃત, ગુજરાતી કે ફારસી કે અરબી પ્રસયો, કે ઉપસર્ગ કે પૂર્વગો ઘણા શબ્દોમાં આવતા હોય એવા શબ્દોનીજ વ્યુત્પત્તિ શિખવવી લાભકારક છે; કારણ કે તેથી છોકરાંને રસ પડે છે, તેમના ભાષાના ભંડોળમાં વધારો થાય છે ને તેમનું લખાણ શુદ્ધ થાય છે તથા શબ્દનો અર્થ એવી રીતે સમજવાથી તેમનાં મનમાંથી કદી ખસતો નથી.

ખાનગી કે સરકારી કાગળ કે નિબંધ—વાચનની સાથે લેખનને નિકટ સંબન્ધ છે. વિચારપૂર્વક વાંચવાની ટેવ પડશે એટલે શુદ્ધ લખવું અઘરૂં નહિ પડે. મિત્રને, વડીલને કે ઉપરિ અધિકારીને કેવી રીતે પત્ર લખવો એ શિખવવામાં જે રૂઢ કે માનસૂચક શબ્દો વાપરવાનો પ્રચાર પડયો છે તેના અર્થ સમજાવવા એટલે તેના પ્રયોગમાં છોકરાં ભૂલ નહિ કરે. 'જોગ', 'દિગર', 'સ્વસ્તિ', 'નમસ્કાર', 'આશીર્વાદ', 'એતાન્ શ્રી પ્રતિ' વગેરે શબ્દોનો અર્થ બરાબર સમજાવવો. નિબંધ લખવાની બાળકને મુશ્કેલી પડે છે તેનું કારણ ઘણે ભાગે એ હોય છે કે તેનું વાચન ઘણું થોડું હોય છે, તેથી જે વિષય પર નિબંધ લખવો હોય તે વિષે તેના મનમાં વિચારનો સંગ્રહ નથી તો તે કેવી રીતે લખી શકે? આ કારણને લીધે 'પ્રામાણિકપણું', 'સસ્તા', 'આત્માધીનતા' એવા ગૂઢ વિષયોના નિબંધ લખવા તેમને કહેવું નહિ. 'ઘોડો' કે કોઈ અન્ય પ્રાણી, 'પોપટ' કે કોઈ અન્ય પક્ષી, કોઈ ગામ કે શહેર, કોઈ ઉત્સવ કે મેળો, કોઈ ઐતિહાસિક પુરુષનું ચરિત—આ જાતના વિષયો પર નિબંધ લખાવવા. એથી છોકરાંને વિચારની ખોટ નહિ પડે. માત્ર મુદ્દા કેવી રીતે પાડવા, વિચારો કેમ ગોઠવવા, એજ બાબતનો વિચાર કરવો પડશે. નિબંધ સુધારતી વખતે ભૂલો

તરફ બધાં છોકરાંનું લક્ષ ખેંચવું કે તેની ભૂલો ફરીથી થાય નહિ. શુદ્ધ જોડણી, વિરામચિહ્ન વગેરે બાબત પર લક્ષ આપતાં શિખવવું.

ડિક્ટેશન—શબ્દની જોડણી માત્ર બોલાવવાથી જેટલી મન પર ઠસે છે તેના કરતાં તે પર નજર કરાવવાથી વધારે ઠસે છે. બંને રીતો સાથે સાથે વાપરવી. આથી માત્ર એકલી કર્ણેન્દ્રિય મારફત શુદ્ધ શબ્દ-સ્વરૂપનો સંસ્કાર પડવાને બદલે, બે ઇન્દ્રિયોની—કર્ણેન્દ્રિય અને નેત્રેન્દ્રિયની—મારફત સંસ્કાર પડશે તેથી તે વિશેષ દૃઢીભૂત થશે. કર્ણના કરતાં નેત્રની ઇન્દ્રિય વધારે બળવાન્ છે તેથી તેનાથી થયલા સંસ્કાર બળવત્તર થાય છે. આ કારણથી શબ્દની જોડણી શિખવવામાં કાળા પાટીઆનો ઉપયોગ અવશ્ય કરવો. શિક્ષકે વર્ગના દૂરમાં દૂર છોકરાથી સ્પષ્ટ દેખાય એવે અક્ષરે કાળા પાટીઆની વચમાં મોટે અક્ષરે શબ્દ લખવો ને તેની જોડણી પર બધાં છોકરાંનું લક્ષ ખેંચવું. બધાં છોકરાંની નજર તે તરફ છે કે નહિ તે તેણે ચાલાકીથી શોધી કાઢવું. પછી શબ્દ ભૂસી નાખી તેની જોડણી પૂછવી. જોડાક્ષર હોય તો શબ્દ કોઈક છોકરા પાસે લખાવવો. આમ અઘરા શબ્દોની જોડણી શિખવ્યા પછી ડિક્ટેશન લખાવવું. છોકરાંની શક્તિ પ્રમાણે, સંબન્ધ સચવાય એવી રીતે, વાક્યના વિભાગ કરી ડિક્ટેશન લખાવવું. જે લખાવવું તે એકજ વાર બોલવું ને પૂરૂં લખાવી રહ્યા પછી બીજી વાર બોલી જવું.

ડિક્ટેશન સુધારવામાં ઘણા શિક્ષકો બેદરકાર રહે છે. તેમના સુધારવામાં ભૂલો રહી જાય છે. શબ્દે શબ્દ છૂટા લખ્યા છે કે નહિ, શબ્દો છૂટા લખવાને બદલે અક્ષરો તો છૂટા નથી લખ્યા, લીટીને છેડે શબ્દ અધુરો રહ્યો હોય તો તે દર્શાવવા આડી લીટી કાઢી છે કે નહિ; વિરામચિહ્ન બરાબર લખ્યાં છે કે નહિ તે બધું શિક્ષકે બરાબર તપાસવું જોઈએ.

વળી ડિક્ટેશન લખતી વખત બહુ વાંકા કે એક પાસા તરફ વળે નહિ તે પર પણ શિક્ષકે લક્ષ આપવું.

કેવી જાતની ભૂલો ઘણે ભાગે થઈ છે તે શિક્ષકે વિચારમાં લેવું ને તે ભૂલો શાં કારણોથી થઈ છે તે શોધી કાઢવું ને તે કારણો દૂર કરવા પ્રયાસ કરવો.

કૉપિ—કૉપિ લખતી વખત છોકરાં વાંકાં વળે નહિ કે પાસી પર નમે નહિ તે પર શિક્ષકે ખાસ ધ્યાન આપવું. કલમ બરાબર ઝાલે છે કે નહિ, સ્વચ્છતા જાળવે છે કે નહિ, અક્ષરો વાંકાચૂકા તો નથી લખતા વગેરે બાબત પર શિક્ષકે ચાલાકીથી ફરતા રહી ધ્યાન આપવું. 'વાંકા વળશો મા' 'ડાઘા પાડશો મા' વગેરે વારંવાર કહી ગયા એટલે આપણું કામ પૂરૂં થયું એમ ઘણા શિક્ષકો સમજે છે તે તેમની ભૂલ છે. જ્યાંસુધી તેઓ ચાલાક થઈ એવા દોષો થતા અટકાવશે નહિ ત્યાંસુધી ઝાઝે ભાગે તેથી કંઈ લાભ થશે નહિ એ તેમણે કદી ભૂલવું નહિ.

ગણિત—ગણિતનો વિષય ઘણો અગત્યનો છે. ખરી વિચારશક્તિ અને અનુમાન કરવાની શક્તિની તુલના એ વિષયના જ્ઞાનથી થાય છે. પણ વિષય ઘણો અગત્યનો છે તોપણ પ્રાથમિક શાળાઓમાં એ વિષય ઘણો કાચો જણાય છે. આનાં ઘણાં કારણો છે. નવાં ધોરણો દાખલ થયાં ત્યારે કિંડર્ગાર્ટન પદ્ધતિનું ખરૂં રહસ્ય ન સમજવાથી અને કિંડર્ગાર્ટનને એક વિષય ગણી જાતજાતના નમુનાઓથી નિશાળ શોભાવી અધિકારીમંડળને છેતરવા ને પોતે ઘણા ઉત્સાહી શિક્ષક છે એવો તેમનો અભિપ્રાય મેળવવા પ્રાથમિક શાળાના ઘણા શિક્ષકોએ એ બાબત પર જોઈએ તેથી વિશેષ લક્ષ આપ્યું અને પોતાનો તેમજ બાળકોનો વખત ગુમાવ્યો. આથી અગત્યના વિષયોના શિક્ષણને હાનિ પહોંચી. વળી આંક સમજાવીને શિખવવા એમ નવાં ધોરણોમાં કહ્યું છે તેનો પણ ઉદ્દેશ ઘણા શિક્ષકો આરંભમાં ઊંધો સમજ્યા. આથી તેઓએ આંક મોંએ કરાવવા પર પૂરતું લક્ષ આપ્યું નહિ, આ કારણોથી ગણિતનો વિષય કાચો થવા લાગ્યો ને આ બંને બાબતનાં અનિષ્ટ ફળ ઘણાં વર્ષ ચાલ્યાં. હવે શિક્ષકોની આંખ ઉઘડી છે. કિંડર્ગાર્ટન એ પદ્ધતિ છે ને વિષય નથી એ શિક્ષિત (ટ્રેન્ડ) શિક્ષકો તેમજ પુનઃશિક્ષણ લેવા આવેલા શિક્ષિત શિક્ષકો સમજ્યા છે. આંક સમજાવવાં પણ મોંએ તો કરાવવાંજ, એમ ન થાય તો ગણિતનો વિષય કાચો રહે એમ પણ તેઓ સમજતા થયા છે. આ તેમના જ્ઞાનનું ફળ હવેના તેમના શિષ્યોને મળશે ને કેટલેક સમયે સ્પષ્ટ જણાશે.

આંક સમજાવી મોંએ કરાવી તેના ઉલટાસુલટા પલાખા જેમ જ-

લદીથી પૂછવામાં આવે ને તેના જવાબ પણ તેવાજ જલદી મળે તેમ ગણિતના શિક્ષણનો પાયો સુદૃઢ થાય. સાથે સાથે આંકના ઉપયોગથી જવાબ દેવાય એવા વ્યવહારના દાખલા પણ પૂછવા. આ કરવામાં જેવી શિક્ષકની ચપળતા તેવું તેવું ફળ થાય છે.

આંકના ઉપયોગથી થઈ શકે એવા ગુણાકાર કે ભાગાકાર લાંબી રીતે કરાવવાની ઘણા શિક્ષકોને ટેવ હોય છે તે ઘણી ખોટી છે. દાખલા તરીકે

```
  ૧૨૫              ૯ )૧૨૫૩૭( ૧૩૯૩
   ૧૫                 ૯
 -----              ------
  ૬૨૫                 ૩૫
 ૧૨૫                  ૨૭
 -----              ------
 ૧૮૭૫                 ૮૩
                      ૮૧
                    ------
                       ૨૭
                       ૨૭
                    ------
                       ૦૦
```

સારો શિક્ષક કદી પણ આવા દાખલા આ રીતે કરવા દેશે નહિ. નીચેની રીતેજ કરાવશે.

```
  ૧૨૫              ૯ )૧૨૫૩૭
   ૧૫                 -----
 -----                ૧૩૯૩
 ૧૮૭૫
```

વળી ત્રિરાશિના જે દાખલાઓ મોંએ ગણી શકાય એવા હોય તે ગુણાકાર ભાગાકારથી કરાવવા એ પણ એટલુંજ ઉપહસનીય છે. દાખલા તરીકે

```
ટોપી   ટોપી    રૂ.    રૂ.
 ૫ :   ૧૫ : :  ૪૨ :  જવાબ
```

આવે સ્થળે $\frac{૪૨}{૧}\times\frac{\overset{૩}{૧૫}}{૧}\times\frac{૧}{૫}=૧૨૬$

આવી રીત કરાવવાની જરૂર નથી.

પ્રમાણનાં જો મૂળતત્ત્વો વિદ્યાર્થીઓના સમજવામાં આવ્યાં હશે તો તેઓ આવા દાખલા મોંએ કરી શકશે. પ્રથમ પદથી બીજું પદ ત્રમણું છે, માટે ત્રીજા પદથી ચોથું પદ ત્રમણુંજ આવે એમ જાણતા હશે તો જવાબ એકદમ મૂકી શકશે. પહેલા પદનો જેવો સંબન્ધ બીજા પદ સાથે છે તેવો ત્રીજાનો ચોથા સાથે છે; તેમજ પહેલા પદનો જેવો સંબન્ધ ત્રીજા પદ સાથે છે તેવો બીજા પદનો ચોથા પદ સાથે છે એ વાત શિક્ષકે જાણવી જોઈએ ને દાખલાઓ આપી છોકરાંનાં મનમાં ઠસાવવી જોઈએ.

આ પ્રમાણે જે દાખલાઓ ટુંકી રીતે સહેલાઈથી થઈ શકે તે દાખલાનો જવાબ લાંબા ગુણાકારભાગાકારથી કરાવે છે તેથી કાલક્ષેપ થાય છે ને ફરેલી રીત કઢંગી દેખાય છે.

વળી એક જાતના દાખલા છોકરાંનાં મનમાં બરાબર ઠસ્યા પહેલાં શિક્ષક બીજી જાતના દાખલા શિખવે છે એ પણ તેની મોટી ભૂલ છે. અમુક જાતના દાખલા જ્યાંસુધી બધા વિદ્યાર્થીઓનાં મનમાં બરાબર ઊતર્યા નથી ત્યાંસુધી બીજી જાતના દાખલા શિખવવાજ નહિ; તેજ જાતના નવાનવા દાખલા લખાવી તે રીતનો ઊંડો સંસ્કાર મન પર પાડવો; ત્યારપછી તેનાથી સહજ ફેરફારવાળા અને સહજ અઘરી રીતના દાખલા શિખવવા. એમ ક્રમવાર પદ્ધતિસર કામ કરવાથી શિક્ષણ સફળ થાય છે.

દાખલા પદ્ધતિપ્રમાણે ને સફાઈથી કર્યા છે કે નહિ તે પર પણ ખાસ લક્ષ આપવું. રીત ખોટી હોય કે અપૂર્ણ હોય, કામ ગંદું ને સફાઈ વગરનું હોય તો દાખલો ખોટોજ ગણવો. વળી જેણે દાખલો કર્યો હોય તેણે સમજ્યા વગર કર્યો હોય એમ જણાય તોપણ તેનો દાખલો ખોટોજ ગણવો. જેને પોતે કરેલો દાખલો સમજાવતાં ન આવડે તેનો પણ દાખલો ખોટોજ ગણવો.

કુંચીઓ પણ એકની એક રીતેજ શિખવાય છે તેથી શિક્ષણ સફળ થતું નથી. ૧ રૂા. નું ૧ મણ તો ૧ શેરનું શું આવો દાખલો લઈ રૂપીઆના દોકડા ૧૦૦ ) ને મણના શેર-૪૦) તો ૧) શેરના ૨।। દોકડા આવ્યા એમ શિખવાય છે તે છોકરાંના મનમાં બરાબર ઊતરતું નથી. આનું કારણ એ છે કે એમાં રહેલું ત્રિરાશિનું તત્ત્વ તેઓ સમજતાં નથી. સાધારણ વ્યવહારના દાખલા (જેવાકે ૮-જામફળના ૪ પૈસા તો ૨ જામફળનું શું ?) કરાવી એ તત્ત્વ તરફ પ્રથમ લક્ષ ખેંચી તે બરાબર સમજાય એટલે કુંચીવાળા દાખલા તરફ છોકરાંનું લક્ષ ખેંચાય તો તેઓ સહેલથી તેવા દાખલા ગણી શકે.

ભૂમિતિ—આ વિષયના શિક્ષણમાં એક દોષ એ જોવામાં આવે છે કે પારિભાષિક શબ્દો છોકરાઓ સમજે છે કે નહિ તેની શિક્ષક ખાતરી કરતા નથી. 'પ્રત્યક્ષપ્રમાણ', 'સ્વીકૃતકૃત્ય', 'પ્રમેય', 'કૃત્ય', 'સિદ્ધાન્ત' વગેરે શબ્દોના અર્થ શિક્ષકે જાતે સમજવા ને છોકરા તે સમજતા ન હોય તો

તેમને સમજાવવા. સમજાવ્યા પછી પણ ક્વચિત્ ક્વચિત્ પ્રશ્ન પૂછી એ શબ્દોનો અર્થ બરાબર મન પર ઠસ્યો છે કે નહિ તેની ખાતરી કરવી.

પુસ્તકમાંના અક્ષરો બદલાવવા ને આકૃતિ બદલવાથી જુદી રીતે સિદ્ધાન્ત સિદ્ધ થતો હોય તો તેમ પણ કરાવવો. વળી થોડાક ઉપસિદ્ધાન્તો પણ સિદ્ધ કરાવવા. આથી તેમની બુદ્ધિ કેળવાશે ને એકાગ્ર ચિત્તે વિચાર કરવાની ટેવ પડશે.

ઇતિહાસ—આ વિષયનું શિક્ષણ રસિક કરવા માટે શિક્ષકની વ્યાખ્યાન કરવાની શૈલી ઘણી સારી હોવી જોઈએ, તેમજ તેનું વાચન ઘણું વિસ્તૃત હોવું જોઈએ. જે પુસ્તકમાંથી છોકરાઓ વાંચતા હોય તે પુસ્તકમાં હોય તેટલુંજ જ્ઞાન શિક્ષકને માટે બસ નથી. તેણે મોટાં પુસ્તકોમાંથી વિશેષ જ્ઞાન મેળવવું જોઈએ; સાંપ્રત સમયના બનાવોથી વાકેફ હોવું જોઈએ; તેમજ હાલની પોતાના દેશની રાજકીય, આર્થિક, સાંસારિક વગેરે સ્થિતિ પણ જાણવી જોઈએ. આવા જ્ઞાન વગર પૂર્વ સમયના બનાવોનો મુકાબલો હાલની સ્થિતિ સાથે તેનાથી કરાવી શકાશે નહિ, ને તેમ નહિ થાય તો શિક્ષણ નીરસ થઈ વિફળ થશે.

વળી શિક્ષકમાં વિવેકબુદ્ધિની જરૂર છે. પુસ્તકોમાં ઘણું લખ્યું હોય તેમાંથી છોકરાંને શું કહેવું ને શું ન કહેવું તે તેણે સમજવું જોઈએ. કઈ બાબત અગત્યની છે ને કઈ નજીવી છે તેનું જ્ઞાન ઘણુંજ આવશ્યક છે.

આ વિષયના શિક્ષણમાં કેવળ વ્યાખ્યાનપદ્ધતિ સ્વીકારવી યુક્ત નથી. વચ્ચે વચ્ચે પ્રશ્નો પૂછવાજ જોઈએ. શિષ્યના મનમાં કહેલી બાબત ઊતરી છે કે નહિ તેમજ તેણે ધ્યાન આપ્યું છે કે નહિ તે તેમ કરવાથીજ સમજાશે. વળી પ્રશ્નો પૂછવા તે પણ કંઈક જવાબ દેવામાં બુદ્ધિનો ઉપયોગ કરવો પડે એવા જોઈએ. કેટલીક વખત ટુંકું ટુંકું વર્ણન પણ છોકરાં પાસે કરાવવું જોઈએ. એથી તેમના ભાષાજ્ઞાનમાં સુધારોવધારો થશે ને તેમને બોલવાની હિંમત આવશે.

ઇતિહાસના શિક્ષણમાં નીતિનો બોધ સમાયલો છે; પણ તે શિક્ષકે જાતે આપી દેવાનો નથી; પણ શિષ્ય પાસે કઢાવવાનો છે. શિષ્ય જો એવો સાર કાઢી ન શકે તો શિક્ષકે સમજવું કે તેની વ્યાખ્યાનશૈલીમાંજ દોષ હોવો જોઈએ.

ઇતિહાસના શિક્ષણ સાથે ભૂગોળનો સંબન્ધ હમેશ જોડવો ને નક-શાનો પણ ઉપયોગ કરવો. કુદરતી કારણોથી પ્રજાના સ્વભાવ, બળ, વ્યાપાર વગેરે પર અસર થઈ તેનું ઐતિહાસિક સ્વરૂપ કેવી રીતે ઘડાય છે તે તરફ છોકરાંનું લક્ષ ખેંચવું.

ભૂગોળ—આ વિષયનું શિક્ષણ નવીન પદ્ધતિએ આપવાના પ્રસંગમાં કેટલાક શિક્ષકો અમુક ઘાટીમાંજ ઊતરી પડે છે. તાલુકાની ભૂગોળમાં દરેક તાલુકામાં ઉપરિ અમલદારો ને તેમનાં કામ તેમ જિલ્લાના અમલદારો ને તેમની ફરજ, રેલ્વેમાર્ગે મુસાફરી કરતા હોય તેમ શિક્ષણ આપતાં દરેક રેલ્વે સ્ટેશનનું નામ—આવી અમુક પ્રકારની ઘરડમાંજ શિક્ષકો ચાલ્યા જાય છે. એક તાલુકા કે જિલ્લા વિષે અમલદાર વગેરેની હકીકત શિખવી તે બધે લાગુ પડે છે તોપણ તેની તે હકીકત વારંવાર કહી કે કહેવડાવી કાલક્ષેપ કરે છે. સ્મરણશક્તિ તાજી કરવા માટે ક્વચિત્ પ્રશ્ન પૂછ્યા હોય તો ફીકર નહિ, તે પણ યુક્તિથી પૂછવા જોઈએ.

જે નવીન બાબત શિખવવાની છે તે શિખવ્યા પહેલાં તેને લગતા પ્રશ્ન પૂછવા એ તો ઘણુંજ મૂર્ખાઈભરેલું છે. એ તો છોકરાં ઘેરથી પાઠ ગોખી લાવે ને શિક્ષક તેની પરીક્ષા લે એવું દેખાઈ કેળવણીનો ઉદ્દેશજ વિફળ કરે છે. આવું કરનાર શિક્ષકનું કામ કરવાને બદલે પરીક્ષકનું કામ કરે છે અને છોકરાંની શક્તિઓ કેળવવાને બદલે માત્ર સ્મરણશક્તિ પર બોજા મૂકી શિક્ષણ પર કંટાળો ઉપજાવે છે.

જે નવીન બાબતનું જ્ઞાન આપવાનું છે તે છોકરાં પાસે નકશા કે મોડેલમાંથી કઢાવી શકાય. છોકરાંને નકશા પાસે બોલાવી અમુક તાલુકા કે જિલ્લાની સીમા, વિભાગ, મુખ્ય શહેર, નદી, પર્વત વગેરે બાબત નકશામાં જોવડાવી કઢાવવી. વળી જે બાબત નકશામાંથી ન જણાય તેવી મોડેલમાંથી શોધાવવી. જમીન કેવી રીતે ઊંચીનીચી છે, તેનું સ્વરૂપ કેવું છે, રેતાળ છે કે ગોરાટી, નવી સડકો કે રેલ્વે જે તરતજ થઈ હોય ને નકશામાં ન માંડી હોય એવી એવી બાબતોનું જ્ઞાન મોડેલથી આપવું જે નકશામાં બતાવી શકાય તે મોડેલમાં બતાવવાનું કંઈ પ્રયોજન નથી.

વળી ભૂગોળનું શિક્ષણ તર્કશક્તિ ખીલે એવીરીતે સંબન્ધપૂર્વક આપવું જોઈએ. અમુક ભાગનું કુદરતી સ્વરૂપ કેવુંછે, તે સપાટ છે કે ડુંગરી છે, એ કુદરતી સ્વરૂપથી લોકના સ્વભાવ પર ને પાક પર કેવી અસર થાય

તેમને સમજાવવા. સમજાવ્યા પછી પણ ક્વચિત્ ક્વચિત્ પ્રશ્ન પૂછી એ શબ્દોનો અર્થ બરાબર મન પર ઠસ્યો છે કે નહિ તેની ખાતરી કરવી.

પુસ્તકમાંના અક્ષરો બદલાવવા ને આકૃતિ બદલવાથી જુદી રીતે સિદ્ધાન્ત સિદ્ધ થતો હોય તો તેમ પણ કરાવવો. વળી થોડાક ઉપસિદ્ધાન્તો પણ સિદ્ધ કરાવવા. આથી તેમની બુદ્ધિ કેળવાશે ને એકાગ્ર ચિત્તે વિચાર કરવાની ટેવ પડશે.

ઇતિહાસ—આ વિષયનું શિક્ષણ રસિક કરવા માટે શિક્ષકની વ્યાખ્યાન કરવાની શૈલી ઘણી સારી હોવી જોઈએ, તેમજ તેનું વાચન ઘણું વિસ્તૃત હોવું જોઈએ. જે પુસ્તકમાંથી છોકરાઓ વાંચતા હોય તે પુસ્તકમાં હોય તેટલુંજ જ્ઞાન શિક્ષકને માટે બસ નથી. તેણે મોટાં પુસ્તકોમાંથી વિશેષ જ્ઞાન મેળવવું જોઈએ; સાંપ્રત સમયના બનાવોથી વાકેફ હોવું જોઈએ; તેમજ હાલની પોતાના દેશની રાજકીય, આર્થિક, સાંસારિક વગેરે સ્થિતિ પણ જાણવી જોઈએ. આવા જ્ઞાન વગર પૂર્વ સમયના બનાવોનો મુકાબલો હાલની સ્થિતિ સાથે તેનાથી કરાવી શકાશે નહિ, ને તેમ નહિ થાય તો શિક્ષણ નીરસ થઈ વિફળ થશે.

વળી શિક્ષકમાં વિવેકબુદ્ધિની જરૂર છે. પુસ્તકોમાં ઘણું લખ્યું હોય તેમાંથી છોકરાંને શું કહેવું ને શું ન કહેવું તે તેણે સમજવું જોઈએ. કઈ બાબત અગત્યની છે ને કઈ નજીવી છે તેનું જ્ઞાન ઘણુંજ આવશ્યક છે.

આ વિષયના શિક્ષણમાં કેવળ વ્યાખ્યાનપદ્ધતિ સ્વીકારવી યુક્ત નથી. વચ્ચે વચ્ચે પ્રશ્નો પૂછવાજ જોઈએ. શિષ્યના મનમાં કહેલી બાબત ઊતરી છે કે નહિ તેમજ તેણે ધ્યાન આપ્યું છે કે નહિ તે તેમ કરવાથીજ સમજાશે. વળી પ્રશ્નો પૂછવા તે પણ કંઈક જવાબ દેવામાં બુદ્ધિનો ઉપયોગ કરવો પડે એવા જોઈએ. કેટલીક વખત ટુંકું ટુંકું વર્ણન પણ છોકરાં પાસે કરાવવું જોઈએ. એથી તેમના ભાષાજ્ઞાનમાં સુધારોવધારો થશે ને તેમને બોલવાની હિંમત આવશે.

ઇતિહાસના શિક્ષણમાં નીતિનો બોધ સમાયલો છે; પણ તે શિક્ષકે જાતે આપી દેવાનો નથી; પણ શિષ્ય પાસે કઢાવવાનો છે. શિષ્ય જો એવો સાર કાઢી ન શકે તો શિક્ષકે સમજવું કે તેની વ્યાખ્યાનશૈલીમાંજ દોષ હોવો જોઈએ.

वोली[११] वीये नही । एहवो विचारी हेठा उतरीआ । आचार्ये सर्व शिष्य तेडया । ने वात कुशिष्यनी कही । शिष्य समझाविवा लागा पिण ते मूर्ख साहमुं बोले ॥ यतः—

लहुड[१७] वडा[१८] मानइ नही । न गिणे सयण[१९] सनेह ।
आपण छंदे चालतां घणा विगूवे[२०] तेह ॥

तिवारे गुरुइं सराप दीधो । रे दुरात्मा । स्त्रीथी विणास पामिज्ये । एहवो कही गुरुइं गच्छनी वाहिर काढयो[२१] । तिवारे चेलो कहइ । जाणिये छइ मोक्ष सीद्धालय तुमि पासि छइ । गुरु कहे तिमंज । गुरुनो वचन तिहां सिद्ध छइ । तिहां थको ते चेलो गुरुना वचन उथापवा भणी तापसांने[२२] आश्रम जइ रह्यो । नदीने तट आतापना[२३] ल्ये । तेणे मार्गे साथसंघाती आवता जोवे । तिहां आहार ल्ये । वर्षाकाले नदीनो तट तपस्याना प्रभावथी पडयो । ते भणी लोके कुलवालुओ नाम दीधो .... .... .... .... ....

.... .... .... .... .... .... .... .... .... .... .... .... ....

कोणक[२४] कहे एहवो कुण छे जे महारा वैरीने राखे ॥ एहवे खवर

ધ્યાન ખેંચવાની જરૂર હોય તેજ શબ્દ પોટાળ્ય । तिण वेला कोणिक
વિષયમાં ને 'ઇતિહાસ'માં જ્યાં સામસામાં લશ્કરોની ...
હોય ત્યાં કાળા પાટીઆ પર નકશો દોરવાની જરૂર છે. એમ નકશો
દોરી છોકરાં પાસે તેમાં સ્થળો પૂરાવવાથી તેમનાં મન પર સ્થળો ઠસાં
આવ્યાં છે તે બરાબર ઠસે છે. 'ડ્રૉઇંગ' શિખવતી વખતે શિક્ષકે કાળા
પાટીઆ પર ડ્રૉઇંગ કાઢવાની જરૂર છે. આમ જે જે સ્થળે જરૂર હોય તે
તે સ્થળેજ ને જેટલી જરૂર હોય તેટલોજ કાળા પાટીઆનો ઉપયોગ કરવો.

# જૂની ગુજરાતી.

"વિનય એ ધર્મનું મૂળ છે." એ જૈન સૂત્રના અનુસંધાનમાં આ કથા કહેવામાં આવે છે. અવિનીત શિષ્યનો વિનિપાત બતાવવા માટે આ કથા લખાયલી છે.

મગધ દેશના રાજા શ્રેણિકના મરણ પછી કોણિક ગાદીએ બેઠો. એ કોણિક રાજાએ દેવતાઈ હાર તથા હાથી લેવા માટે પોતાના બીજા ભાઈ (જે વિશાલા નગરીના ચેડા રાજાને આશ્રયે ભયથી ભાગી ગયા હતા તે) ઉપર ચડાઈ કરી. ચેડા રાજા ભાણેજની મદદે કોણિકની સામે લડયો. એ યુદ્ધનું વર્ણન પણ આ નાની કથામાં છે.

## अथ कुलवालीआनुं दृष्टांत.

एक अविनीत चेलो[१] छइ । गुरुनो कह्यो न करइ[२] । गुरु तेहने शीख दीये[३] पिण चेलो न मानइ[४] । अने मनमांहि रीस धरइ[५] ॥

एक वार चेला सहित आचार्य विहार[६] करता भव्य[७] जीवने धर्म संभलावता । एकदा प्रस्तावे[८] पथे[९] जाता पहाड आव्यो । तिवारे[१०] अव-सर[११] देखीने चेलो आगे थयो । तिहांथी ऊतरता गुरुने विणासवाने[१२] अर्थे चेले सिला[१३] मूकी । गुरु जाणी पग पसारया । सिला हेठे वही गइ । नही तो गुरु विणास पामता ॥ तिवारे गुरु चिंतव्यो । ए चेलाथी

बोली[१६] वीये नही । एहवो विचारी हेठा उतरीआ । आचार्ये सर्व शिष्य तेड्या । ने वात कुशिष्यनी कही । शिष्य समझाविवा लागा पिण ते मूर्ख साहमुं बोले ॥ यतः—

लहूड[१७] वडा[१८] मानइ नही । न गिणे सयण[१९] सनेह ।

आपण छंदे चालतां घणा विगूवे[२०] तेह ॥

तिवारे गुरुइं सराप दीधो । रे दुरात्मा । स्त्रीथी विणास पामिज्ये । एहवो कही गुरुइं गच्छनी[२१] बाहिर काढयो । तिवारे चेलो कहइ । जाणिये छइ मोक्ष सीद्धालय तुमि पासि छइ । गुरु कहे तिमंज । गुरुनो वचन तिहां सिद्ध छइ । तिहां थको ते चेलो गुरुना वचन उथापवा भणी तापसांने[२२] आश्रम जइ रह्यो । नदीने तट आतापना[२३] ल्ये । तेणे मार्गे साथसंघाती आवता जोवे । तिहां आहार ल्ये । वर्षाकाले नदीनो तट तपस्याना प्रभावथी पडयो । ते भणी लोके कुलवालुओ नाम दीधो .... .... .... .... ....

.... .... .... .... .... .... .... .... .... .... .... ....

कोणक कहे एहवो कुण[२४] छे जे महारा वैरीने राखे ॥ एहवे खबर थइ जे चेडा राजा कन्हे[२५] विसालाये गया । तिण वेळा कोणिक राजा कालिकुमार आदिदेइं[२६]......साम्हो आव्यो । पिण चेडा महाराजने एहवी प्रतिज्ञा । दिहाडे दिहाडे एक बांण मूके । तिण

१६ બોલ્યેથી. ૧૭ નાના. ૧૮ મોટાને. ૧૯ સ્વજન. ૨૦ નિંદા કરે. ૨૧ ટોળું-સંઘ. ૨૨ તાપસના. ૨૩ ગરમી સહન કરે-તપશ્ચર્યા કરે. ૨૪ કોણ. ૨૫ કને-પાસે. ૨૬ વગેરે.

वाणे करी जे अग्रेसरी[27] सेनानी हुइ तेहने जींपे[28] । दस दिहाडे कोणिकना कालीआदिदेइं दसे बंधव[29] विणास्या । ते हवे कोणिक चमरेन्द्र[30] आराध्यो । इंद्रे देहरक्षा कीधी । चमरेन्द्रे इम[31] महा शिला कण्टक रथ मुशल रणने विषे दीधा । महा युद्ध हुवा । एक कोडी अशी लाख पड्या ॥

कोणिक य चेड रयणो रणममि छणवे लक्ख मणो यामे ।
चमरेण निग्गहया । बिय दिणे लक्ख चुलसीया ॥
एग सहस्स सुरो । वियुदिट्ठी मणु महाविदेहंमी ।
दस सहस्स मच्छलोए । सेसाओ नरए तिरिएसु ॥ *

एहवो युद्ध थयो तोपिण विसाला नयरी[32] कोणिक लै न सक्यो । तिवारे कोणिक उचाटवान[33] थयो । घणे काले भवितव्यना[34] वसथकी आकाशवाणी थइ ॥ यतः

समणे[35] जइ[36] कुलवालुए मागहियं[37] गणियं[38] गमिस्सए[39] ।
राया[40] असोगचंदए विसाला नगरी जहिस्सए[41] ॥

---

२७ મુખ્ય સેનાપતિ. २८ છતે. २९ મારયા ગયા. ३० સ્વર્ગનો એક ઇંદ્ર. ३१ એને.

* કોણિક અને ચેડો રાજા લડયા એ લડાઈમાં પહેલે દિવસે છનુ લાખ માણસો મરાયા. બીજે દિવસે ૮૪ લાખ મરાયા. એ બધું ચમરેંદ્રની મદદથી.

એ મરણ પામેલામાંથી એક હજાર દેવતા તરીકે, એક સમકીતદ્રષ્ટી (સંસ્કારી) જીવ મહાવિદેહમાં (નવખંડમાંનો એક) મનુષ્ય તરીકે, દસ હજાર મત્સ્યવર્ગમાં અને બાકીના નારકી તથા તિર્યંચ તરીકે અવતર્યાં.

३२ નગરી ( લહીઆઓ મરજી મુજબ જોડણી લખતા. એક ઠેકાણે નયરી ને બીજે ઠેકાણે નગરી લખે છે. એક ઠેકાણે કુલવાલુએ ને એક ઠેકાણે કુલવાલુઓ લખે છે. ) ३३ ચિંતાતુર. ३४ નસીબ. ३५ શ્રમણ. ३६ યદિ–જો. ३७ માગધિકા. ३८ ગણિકા સાથે. ३९ ભોગ ભોગવે. ४० રાજા અશોકચંદ્રક. ४१ અહી શકશે–લઈ શકશે.

जो कुलवालुओ साधु मागधिका गणिका साथ रमे तो अशोकचंद कोणिक राजा विशाला लेस्ये । एहवी आकाशवाणी सांभली कुलवालुनी खबर करावी। नदी तटे रह्यो जाणी मागधिका गणिका तेडावीने कह्यो। अहो गणिका। कुलवालुओ साधु इंहां आणीयो[४२] जोइए। वेश्याये कह्यो[४३] हां महाराज। आणुं। इम कहो थोडे काले कपटी श्रावकणि थइ रथ वेसीने गइ। तिहां जे वांदी[४४] कुलवालु प्रते। ते गणिका कहेवा लागी। अम्हे[४५] श्राविका जात्राये नीकल्यां छां[४६]। जिहां देव हुइ[४७] तोहां वांदी वहिरावी[४८] जीमुं छुं। तुमने इहां सांभल्या ते भणी अम्हे आया। हिवे तुम्हे अनुग्रहे मया करो सुभक्ती[४९] भात पाणी वेहिरो[५०]। एहवो कही घणे आग्रहे नेपालामिश्रीत मोदक दीधा। तेणे साधे लीधा। साधुने अतीसार हुवो। घणो कष्ट पडयो। तिणे वेश्याये धोवा पखालवारुप वेयावच[५१] करी लाज लोपावी। ओपधे फरी साजो कीधो। तिवारे कहीवा लागो। अहो वेश्या। तुं कांईक मांग। वेश्याए कह्यो मुझ साथे आवो राजा कोणिक कन्हे। तिहां थकी सेझवालामांहि[५२] घाली वेश्याए कुलवालुओ कोणिक कन्हे ल्याइ। कोणिके बोलाव्यो। अहो कुलवालुआ। जीम विसाला नगरी लेवराये तिम करो। तिवारे तिहां थकी कुलवालुओ विसाला नगरीमांहि जइ। निमतीआनो वेस करी। भमते थके जोयो। जे नगर

४२ આણવો જોઈએ. ૪૩ કહ્યું. ૪૪ કુલવાલુઆને વંદના કરી. ૪૫ અમે. ૪૬ નીકળ્યાં છીએ. ૪૭ હોય. ૪૮ ભોજન આપી. ૪૯ હું ભક્તિસહિત આપું છું તે. ૫૦ લ્યો. ૫૧ સેવાભક્તિ. ૫૨ શય્યાપાલ-પાલખી.?

किंम नही भांजतो । ज्ञानबले जाण्यो ए मुनिसुव्रतस्वामिना स्तंभनी माहिमांइ नगरी नथी भांजती । ते हवे नगरलोके निमित्यो[५३] देखी[५४] पूछयो । अहो निमत्तिया । नगरीनो दुःख कद भांजसी । ते कहिवा लागो । जिवारे ए स्तंभ उपाडी नाखस्यो तिवारे कटक पाछो भाजसी । एहवो लोकाने कह्यो । कोणिकना कटकने संकेत कीधो । अमुंकडी[५५] वेलाइ एक मुकाम पाछो देज्यो । इम कही नगरलोक पासे स्तंभ खणाववा मांडयो । जेहवे लोके पायानी इंट काढिवा मांडी तेहवे संकेतवध[५६] कटक पाछो गयो । तिवारे लोकामें चमत्कार उपनो । सर्व स्तंभ खशेडी नांख्यो । कोणिक पाछो दलघादल लेइ विसाला लीधी । कोणिकनी प्रतिज्ञा पार हुइ । हार देवताई[५७] संहर लीधो । हाथी खाहीमांही मुओ । कुलवालुओ मरी दुर्गती गयो । ए द्रष्टान्त जाणी गुरुनो अवनितपणो न करनो । इति कुलवालुआ उपरि द्रष्टांत पुरो हुवो.

### કુલવાલીઆની વાત.

એક અહંકારી ચેલો હતો તે ગુરુના હુકમમાં રહે નહિ. ગુરુ તેને શિખામણ આપે પણ તે માને નહિ અને મનમાં ગુરુ ઉપર ક્રોધ રાખે.

એકવાર એ ચેલા સહિત આચાર્ય બીજા ગામોમાં બોધ દેવા નીકળ્યા. સંસ્કારી જીવોને ધર્મશાસ્ત્રોનું શ્રવણ ગામોગામ કરાવતાં કરાવતાં એક વાર માર્ગમાં એક પહાડ પાસે આવ્યા. ગુરુને પહાડ પરથી પછાડવાનો અનુકૂળ અવસર જોઈ ચેલો આગળ થયો, અને ઊતરતાં ગુરુ પડી જાય એવી રીતે એક જગાએ તે અવિનીત ચેલાએ એક મોટો પથ્થર આડો મૂક્યો; ગુરુ એ વાત જાણી ગયા ને ધીમેધીમે પગ મૂકી ચાલ્યાં તેથી એ અધ્ધર રહેલો પથ્થર હેઠે પડી ગયો ને ગુરુ ધીમેધીમે નીચે ઊતર્યા. ગુરુના જાણવામાં જો એ હકીકત ન આવી હોત તો પથ્થર સહિત ગુરુ પહાડની

---

૫૩ ક્યારે. ૫૪ ભાગશે. ૫૫ અમુક. ૫૬ સંકેત મુજબ. ૫૭ દેવતાએ.

કંઠણમાં જઈ પડત ને નાશ પામત. આ હકીકત બની ત્યારે ગુરુએ વિચાર્યું કે એ ચેલો કોઈ દિવસ મારૂં અકાળ મરણ નિપજાવશે અને મારા સંયમનો તે વડે નાશ થશે. પણ હમણાં હું કાંઈ કહીશ તો તે બીશે નહિ. એમ વિચારી હેઠે ઉતર્યા. માર્ગમાંના એક ગામમાં રોકાઈ પોતાના બીજા શિષ્યોને તે ગામ બોલાવ્યા. બધા શિષ્યોને એ નઠારા શિષ્યના અવિનીતપણાની હકીકત કહી. સઘળા શિષ્યોએ એ અવિનીત શિષ્યને શીખામણ આપી પણ તે મૂર્ખ સામું બોલવા લાગ્યો.

> લઘુ, વડીલને નવ ગણે ન ગણે સ્વજન સનેહ,
> મરજી પ્રમાણે ચાલતા કરતા નિંદા તેહ.

(ગર્વિષ્ઠ) નાનાઓ મોટાનું માનતા નથી. પોતાનો સ્વજન અને સ્નેહી કોણ છે તેને ઓળખતા નથી. પોતાની મરજી પ્રમાણે ચાલે છે (ને તેમાં જાહેર હિમ્મત Moral Courage સમજે છે.) અને વડીલને જાતાં વગોવે છે.

પછી ગુરુએ જોયું કે કોઈ પણ રીતે આ અહંકારી શિષ્ય વિનીત થાય તેમ નથી—આજ્ઞાધારક થાય તેમ નથી ત્યારે તેમણે તેને શાપ દીધો કે હે દુરાત્મા! તારો નાશ સ્ત્રીથી થાશે. એવો શાપ આપી તેને ગચ્છની બહાર કાઢયો. ચેલાએ કહ્યું કે મોક્ષ અને સિદ્ધાલય બધું તમારી પાસેજ આવી ગયું હશે કે જેથી મારા સંયમનો કે આત્મિક ભાવનો નાશ કરનારો તમારો શાપ ફળશે!! તમને પણ અમે ઓળખીએ છીએ એમ મશ્કરીમાં કહ્યું. પરંતુ એ મૂઢ માનતો નથી કે એનાં બધાં આચરણ જોઈનેજ ગુરુએ પેલું ભવિષ્ય કહ્યું છે માટે તે પ્રમાણે બનવાનુંજ—એ વાત સિદ્ધ થવાનીજ.

ગચ્છે જેનો બહિષ્કાર કરેલો છે એવો એ શિષ્ય તાપસોના આશ્રમમાં જઈ રહ્યો. તે ત્યાં નદીના કાંઠા ઉપર કે નદીની વેળુમાં તપશ્ચર્યા કરવા લાગ્યો. માર્ગે જતા આવતા માણસો તેને આહાર (ભોજન) પાણી આપતા. ચોમાસામાં તપને પ્રભાવે નદીકાંઠો ખંડિત થયો તેથી તેનું નામ કુલવાલુક—કુલવાલુઓ પડ્યું.

એ વખતે મગધ (બિહાર) દેશમાં શ્રેણિક (બિંબિસાર) રાજાનો પુત્ર કોણિક* (ઇતિહાસ જેને અજાતશત્રુ કહે છે તે—ચંદ્રગુપ્ત પહેલાં એ થઈ

* કોણિક પછી ઉદયન (પાટલિપુત્રનો વસાવનાર) ત્યાર પછી નવનંદ, ચંદ્રગુપ્ત, બિંદુસાર ને અશોક થયા. અશોકનો પૌત્ર સંપ્રતિ રાજા જૈનધર્મી હતો. પો. કે. શાહ.

ગયો છે ) રાજ કરતો હતો. તેને હળવિહળ નામે બે ભાઈ હતા તેમને શ્રેણિક રાજાએ પોતાને મળેલો દેવતાઈ હાર અને એક સુંદર હાથી બક્ષીસ કરેલ. તે હારહાથી લેવાની ઇચ્છા કોણિકને થતાં કોણિકની બીકે વિહળ કુમાર વિશાલા નગરીના ચેડા રાજાને આશ્રયે રાજગ્રહી નગરીથી નાસી ગયા. ચેડા રાજા તેમના નાના થતા હતા. અંતે કોણિક રાજા કાલિકુમાર આદિ સર્વને લઈ ચેડા રાજા પર ચડી આવ્યો. ચેડા રાજા દરરોજ એક બાણુથી વધારે બાણ ફેંકે નહિ પણ એ એક બાણમાં કોણિકનો સેનાપતિ માર્યો જાય. કાલીકુમારાદિ કોણિકના દસે ભાઈઓ એ યુદ્ધમાં માર્યા ગયા. કોણિકે જોયું કે દેવતાઈ મદદ વગર હું છતીશ નહિ તેથી તેણે ચમરેંદ્રની આરાધના કરી. ચમરેંદ્રે કોણિકના રક્ષણ માટે અમુક આયુધો તથા રથ તેને બક્ષીસ કર્યાં. એ યુદ્ધમાં એક કરોડ ને એંશી લાખ જીવો માર્યા ગયા. એ બનાવ આજથી આશરે અઢી હજાર વર્ષ ઉપર બન્યો.

કોણિકને લાગ્યું કે જીત થતી નથી માટે કાંઈક ઉપાય કરવો. દૈવયોગે આકાશવાણી થઈ કે કુલવાલુઆ નામનો સાધુ જો માગધિકા ગણિકા સાથે રહી બ્રહ્મચર્યનો ભંગ કરે તો અશોકચંદ્ર કોણિક વિશાલાનગરી જીતી શકશે. કુલવાલુઆની ખબર કઢાવતાં એક નદીને કાંઠે તે પડેલો છે એવા સમાચાર મળ્યા એટલે કોણિકે માગધિકા ગણિકાને બોલાવી તેને વશ કરી પોતાની છાવણીમાં તેડી લાવવા સમજણ આપી. માગધિકા શ્રાવિકાનો વેશ લઈ ગઈ ને કહ્યું કે પ્રથમ સાધુને આહારપાણી વહોરાવી (આપી) પછી હું જમું છું માટે મહારાજ ! આ લાડુ આરોગો. લાડુમાં નેપાળો નાંખેલો હતો તેથી સાધુને અતિસારનો રોગ લાગુ પડયો. સાધુ બહુ દુઃખી થયો. આ દુઃખના વખતમાં ધોવા પખાળવા વગેરે કામમાં માગધિકાએ તેની બહુ સારી સેવા કરી શરમ છોડાવી અને ઓસડ કરી ફરી સાજો કર્યો. ઉપકારના બોજામાં દબાયલો અને બ્રહ્મચર્યનો ભંગ કરનારો એ માગધિકા સાથે કોણિકની છાવણીમાં આવ્યો. લડાઈના સંબંધમાં કાંઈ પણ સૂચનાઓ આપવી કે ખટપટ કરવી એ સાધુનું કામ નથી છતાં એ કુલવાલુઓ બધી રીતે ધર્મથી પતિત થયો. મુનિસુવ્રતસ્વામિના સ્તંભનો જો વિશાલાનગરીના રહીશો નાશ કરે તો નગરી લેવાય એમ તેણે જ્ઞાનબલથી જાણ્યું તેથી તેણે અહિં કોણિકને કહ્યું કે હું જે-

શીના વેશમાં વિશાલાનગરીમાં જાઉં છું ને કોઈ પણ રીતે લોકોને સમજા-વી એ સ્તંભનો નાશ કરાવું છું. પણ લોકો એ સ્તંભ પાડવાનું શરૂ કરે એટલે તમારે ઢોંગ કરવાની ખાતર લશ્કર લઈ પાછું ભાગવું અને એ સ્તંભ ખોદાઈ જાય એટલે લશ્કર લઈ ફરીથી હુમલો કરવો એટલે તમારો વિજય થશે. કુલવાલુઓ વિશાલામાં ગયો ત્યાં તેને નિમિતિઓ (જોશી) જાણી લોકોએ પૂછ્યું કે વિશાલાને ઘેરો ઘાલી પડેલું કોણિકનું લશ્કર ક્યારે અહિંથી ભાગી જશે ? કુલવાલુએ કહ્યું કે મુનિસુવ્રતસ્વામિનો સ્તંભ ખોદી નાંખશો ત્યારે તે લશ્કર ભાગી જશે. લોકોએ તેમ કર્યું. કોણિક સંકેત મુજબ પાછો હઠયો અને પછી ફરીથી હુમલો કરી હજારો માણ-સોને હણી વિશાલા નગરી લીધી અને વિજય મેળવ્યો. હાર દેવતાઈ હતો તેથી તે દેવતાએ સંહરી લીધો ને હાથી ખાઈમાં પડી મરણ પામ્યો તેથી જે હારહાથી માટે તેણે યુદ્ધ કર્યું હતું તે તો તેના હાથમાં આવ્યાં નહિ. બ્રહ્મચર્યનો ભંગ કરનાર, અસત્ય બોલનાર, માયાકપટ કરનાર, હ-જારો જીવોને હણાવવામાં સાધનભૂત થનાર તે કુલવાલુઓ મરીને મહા ભયંકર દુઃખ આપનાર નરકગતિને પામ્યો. ગુરુના અવિનયનું આવું માઠું પરિણામ આવ્યું.

પોપટલાલ કેવળચંદ શાહ.

---

# વાચનમાળાના ખુલાસા.*

ચોથી ચોપડી ( ચાલુ પુ. ૪૮ પૃ. ૨૪૨ )

પાઠ ૪૫.
કાસળ.....પીડા.
પાઠ ૪૬.
હસણી......મજાક કરનારી.
તુળસીદળ . .. તુળસીપત્ર.
પાઠ ૫૫.
શુક્રાચાર્ય......ભૃગુના પુત્ર અને દૈત્યના ગુરુ. તે બલિ રાજાના ગોર હતા. જ્યારે શ્રીકૃષ્ણે વામન સ્વરૂપે બલિ પાસે ત્રણ ડગલાં પૃથ્વી માગી ત્યારે બલિએ સંકલ્પ કરવા હાથમાં પાણી રેડવા

---

* આવતા માસથી સાતમી ચોપડીના ખુલાસા શરૂ કરવામાં આવશે.

માંડયું, પરન્તુ શુક્રાચાર્ય ઝારીના નાળચાંમાં ભરાઈ બેઠા હોવાથી પાણી પડયું નહિ. શ્રીકૃષ્ણે દર્ભની સળી નાળચામાં ખોસી એટલે શુક્રાચાર્ય કાણા થયા અને વેદના સહન ન થવાથી બહાર નીકળ્યા. શુક્રાચાર્ય મોટા વિદ્વાન્ જોદ્ધા અને કવિ હતા. એની પાસે સંજીવની વિદ્યા હતી.

**લાખે......**રહે. ગમે તે ઉપાય કરવાથી પણ તેને પકડી શકાય નહિ.

**ઘેંઘાટ......**ઘેંઘટ—પથરાઈ ગએલો, છવાઈ ગએલો.

**પાઠ ૫૬.**

**રાજમાન રાજેશ્રી......**રાજમાન=તેજસ્વી; રાજેશ્રી=રાજશ્રી.

**પાઠ ૬૫.**

**ફુરદોશ. (અ)** ફિરદવ્સ. બગીચો.

**પાઠ ૭૦.**

**રવિપાક......**શિઆળાની શરૂઆતમાં વવાય અને ઊનાળાની શરૂઆતમાં ઊતરે તેવો ધાન્યનો પાક.

**તેલ ધરે......**શરીરને સુંવાળું રાખવા તેલ ચોળે છે.

**લાગ......**લાગે છે.

**ખાસું (આ)......**સુન્દર.

**પાઠ ૭૨.**

**બે ફાંટા.. ...**બી. બી. ઍન્ડ સી. આઇ. તેમજ-જી. આઇ. પી. રેલ્વેના

**ગીરદી (ફા)...** ભીડ.

**પાઠ ૭૫.**

**તેમાં......થતી નથી—**તેના વજનમાં કંઈ વધઘટ થતી નથી.

**સંકોરીએ......**જાગ્રત્ કરીએ.

**પાઠ ૭૭.**

**કોકીલું......**કોકવાયું=જરાતરા ઊનું.

**પાઠ ૮૧.**

**ચાંપા... .** ફણસફળમાંનો ગોટલીવાળો જે ગર તે.

**પાઠ ૮૩.**

**કોઈ કોઈ......**વપરાય છે. નાગરવેલ, અળવી, વગેરેનાં ખાવામાં, ગરડુસી, આકડા, વગેરેનાં પાન દવામાં, અને મેંદી (હેના) ડમરા, વગેરેનાં પાન સુંઘવામાં વપરાય છે.

પાઠ ૮૪.

નર્યા......એકલા.

પાઠ ૮૭.

બ્લીચીંગ પાઉડર......વિરંજન ચૂર્ણ. કળીચૂના સાથે કલોરીન નામનો ઝેરી અને પીળચટો વાયુ મળવાથી બનેલું મિશ્રણ. આ ઝેરી વાયુમાં જીવજંતુનો નાશ કરવાનો ગુણ છે. આ ચૂર્ણ વડે વનસ્પતિજ રંગ કાઢી શકાય છે.

રેશમના......નથી. ગાયકવાડી રાજ્યમાં રેશમના કીડા ઉછેરવાના પ્રયેગો કરવામાં આવે છે. આપણે ત્યાં એરંડાનાં પાંદડાંની સારી સગવડ છે અને તે પાંદડાં ખાઈ કોશેટા બનાવનાર કીડાને જો આપણે ઉછેરીએ તો બની શકે તેવું છે. ગુજરાતની આબોહવા આ જાતના કીડાને માફક આવે છે; વળી આ જાતના કોશેટામાંથી મળી આવતા રેશમનો ભાવ પણ સારો ઉપજે છે, અને પતંગીઆને કોશેટા કરડી બહાર નીકળી જવા દેવાથી રેશમની જાત બગડતી નથી. આ વર્ષે અમે કૉલેજમાં લગભગ બેએક હજાર રેશમના કીડા ઉછેરી શકયા છીએ. તે સંબંધે વિગતવાર હકીકત હવે પછી આપીશું.

આપણા .....વણે છે. મુંબઈમાં ડેવિડ સાસુનની રેશમનો બર વણવાની મોટી મિલ છે.

# केळवणीखातानी खबरो.

## જાહેર ખબર.

( સને ૧૯૦૯ તા. ૨૩ મી જુલાઈના મે. ઉ. બા. ના એડયુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના હુકમ નં. ૪૧૪૨ ઉપરથી )

## સરકારી ઠરાવ.

### કેળવણીખાતું.

દિલ્લી મુંબઈ, તા. ૨ જી જુન ૧૯૦૯.

નં. ૧૧૦૫– સ્કૂલો અને કૉલેજો માટે સુધારેલો ગ્રાન્ટ–ઇન–એઇડ.

કોડ છાપેલી સને ૧૯૦૩ તા. ૩૦ મી ડિસેંબરની નં. ૨૫૧૫,* ની સરકારી જાહેર ખબર સુધારી, તે કોડના ત્રીજા પ્રકરણના ત્રીજા નિયમ પછી નીચેનો નિયમ દાખલ કરવા, અને તે પ્રકરણના ચાલુ નિયમ ૪ અને ૫ ને બદલે ૫ અને ૬ આંક ફેરવી નાખવા નામદાર ગવર્નર-ઇન કાઉન્સિલ હુકમ ફરમાવે છે. નવો નિયમ એકદમ અમલમાં લાવવો.—

"૪. ગામઠી નિશાળોમાં ગરીબ અને લાયક વિદ્યાર્થીઓના ઉપયોગ માટે ઇન્સ્પેક્ટિંગ ઑફિસર (પરીક્ષક અમલદાર) સ્લેટ અને ચોપડીઓ પણ પૂરી પાડી શકશે. કોઈ પણ નિશાળમાં આપેલી ચીજોની કિમ્મત કોઈ એક વર્ષમાં. રૂ ૧૫ થી વધવી ન જોઈએ. પરીક્ષક અમલદારે પૂરી પાડેલી ચીજોની યાદીઓ રાખવી, અને જ્યારે જ્યારે તે તે નિશાળની મુલાકાત લે ત્યારે ત્યારે તે ચીજો તેણે જોવા માગવી."

નામદાર ગવર્નર—ઇન—કાઉન્સિલના
હુકમથી,
(સહી) R. E. ENTHOVEN,
Secretary to Government.

## જાહેર ખબર.

(સને ૧૯૦૯ તા. ૧૭ મી જુલાઈના મે. ડિરેક્ટર સાહેબના હુકમ નં. ૪૪૬૦ નીચે મે. ઉ. ભા. ના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના સને ૧૯૦૯ તા. ૨૨ મી જુલાઈના હુકમ નં. ૪૦૬૦ ઉપરથી).

મે. પબ્લિક ઇન્સ્ટ્રકશનના ડિરેક્ટર સાહેબે ×મુનશી રઝીયુલ હક અબ્બાસીએ બનાવેલું, આઇનિએ-ગુજરાત, ભાગ ૧, નામનું પુસ્તક આ ઇલાકાની પ્રાથમિક ઉર્દૂ નિશાળોમાં ઇનામ તથા લાઇબ્રેરી માટે મંજુર કર્યું છે.

૨. પુસ્તકની દર પ્રતની કિમ્મત રૂ. ૧-૦-૦ છે.

× સરનામું, મુનશી રઝીયુલ હક અબ્બાસી,
પાંચકૂવા-મિરઝાવાડ—અમદાવાદ.

* સને ૧૯૦૪ તા. ૭ મી જાન્યુઆરીના મુંબઈ સરકારી ગૅઝીટના પહેલા ભાગમાં ૪૭ થી ૫૨ પાને છાપેલી.

## જાહેર ખબર.

( મે. ઉ. ભા. ના એડયુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના સને ૧૯૦૯ તા. ૨૨ મી જુલાઈના હુકમ નં. ૪૦૬૫ ઉપરથી ).

નં. ૪૦૬૬. (મુંબઈમાં) ખેતવાડીમાં આવેલી આંધળા માટેની વિક્ટોરી-આ મેમોરિઅલ શાળામાં આંધળા છોકરાને મફત રહેવા દેવામાં, ખવરાવવામાં, કપડાં પૂરાં પાડવામાં અને શિક્ષણ આપવામાં આવે છે. શાળામાં સંગીત-ગાતાં તેમજ વગાડતાં,—પદાર્થપાઠ, બ્રેલ પદ્ધતિથી ગણિત તેમજ ગુજરાતી અને મરાઠી લખતાં વાંચતાં શિખવવામાં આવે છે. પાટી વણવાના, સીવવાના, તેમજ નેતર અને વાંસ ગુંથવાના હુનર પણ આ નિશાળમાં શિખવવામાં આવે છે. ૭ થી ૧૯ વર્ષની ઉમ્મરના આંધળા છોકરાઓને આ શાળામાં દાખલ કરવામાં આવે છે.

બધા આંધળા છોકરાનાં માબાપની જાણમાં આ શાળાને લાવવા માટે બધી નિશાળોના મુખ્ય શિક્ષકોને ભલામણ કરવામાં આવે છે.

અમદાવાદ.
મે. ઉ. ભા. ના એડયુકેશનલ
ઇન્સ્પેક્ટર સાહેબની ઑફિસ.
તા. ૨૨ મી જુલાઈ ૧૯૦૯.

(સહી) P. LORY,
Educational Inspector,
N. D.

---

## જાહેર ખબર.

( મે. ઉ. ભા. ના એડયુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના સને ૧૯૦૯ તા. ૨૮ મી જુલાઈના હુકમ નં. ૪૨૬૮ ઉપરથી ).

સને ૧૯૦૯ તા. ૨૧ મી જુલાઈના નં. ૪૬૩૭ થી મે. પબ્લિક ઇન્સ્ટ્રકશનના ડિરેક્ટર સાહેબે મિ. ×મહાશંકર છગનલાલ જોશીનું બનાવેલું 'ઇન્દ્રિયવિજ્ઞાનશાસ્ત્રનાં મૂળતત્ત્વો' નામનું પુસ્તક આ ઇલાકાની ગુજરાતી પ્રાથમિક શાળાની તેમજ ઍંગ્લો-વર્નાક્યુલર શાળાની લાઇબ્રેરી માટે મંજુર કર્યું છે.

૨. પુસ્તકની કિમ્મત ચાર આના છે.

---

× સરનામું:—
વેટરીનરી ઑફિસર,
ગોધરા પંચમહાલ જિલ્લો.

( સહી ) P. LORY,
Educational Inspector,
N. D.

## જાહેર ખબર.

( મે. ઉ. ભા. ના એડયુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના સને ૧૯૦૯ તા. ૬ઠ્ઠી ઑગસ્ટના હુકમ નં. ૪૫૧૧ ઉપરથી ).

મિ. એન. એન. દાતારે છપાવેલો ભરુચ જિલ્લાનો હોમ-મૅપ, મે. પબ્લિક ઇન્સ્ટ્રકશનના ડિરેક્ટર સાહેબે તેમના તા. ૨૭ મી જુલાઈના હુકમ નં. ૪૮૦૦થી ઇનામ માટે મંજુર કર્યો છે. આ નકશાની કિંમત બે આના છે. કપડાં ઉપર ચોઢેલાની કિંમત ત્રણ આના છે.

(સહી) P. LORY,
Educational Inspector,
N. D.

---

## જાહેર ખબર.

**સ્ત્રીઓને માટેની મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજની પ્રાવેશિક પરીક્ષા, સને ૧૯૦૯.**

ઉત્તર ભાગની તમામ નિશાળોના માસ્તરો, આસિસ્ટંટો, અને સ્ત્રી-શિક્ષકોને ખબર આપવામાં આવે છે કે આ કૉલેજમાં દાખલ થનાર સ્ત્રીઓની પ્રાવેશિક પરીક્ષા તારીખ ૨૬ મી ઑક્ટોબર સને ૧૯૦૯ ને રોજ સદહું કૉલેજના મકાનમાં સવારના ૧૧ વાગે લેવામાં આવશે, માટે જે સ્ત્રીઓએ પરીક્ષામાં દાખલ થવું હોય તેમણે ખબર મોકલવા બંદોબસ્ત કરવો.

પરીક્ષા નવા પાંચમા ધોરણ પ્રમાણે લેવામાં આવશે. ૧૫ વર્ષથી ઓછી તેમજ ૨૫ વર્ષથી વધારે ઉમ્મરની સ્ત્રીઓને દાખલ કરવામાં આવશે નહિ.

ઉમેદવારે સને ૧૯૦૮ ના સપ્ટેમ્બર માસના ગ્રાજાપત્રના ૨૯૬ મે પાને બતાવેલા નમુના પ્રમાણે એક પત્રક ભરીને સપ્ટેમ્બર ૧૯૦૯ ના માસની ૩૦ મી તારીખ સુધીમાં મે. ડેપ્યુટી એડયુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના અભિપ્રાય સાથે અમને મળે એવી રીતે મોકલવું, અને તે સાથે પોતાની સારી ચાલચલગત માટે બે આબરૂદાર ગૃહસ્થનાં સર્ટિફિકેટ મોકલવાં.

કૉલેજમાં અભ્યાસ કરવા ઇચ્છનાર સ્ત્રીઓ માટે ડિપાર્ટમેન્ટ તરફથી આ ખાસ પરીક્ષા છે. ટર્મના વચલા ભાગમાં આવનાર વિદ્યાર્થીઓને મે. એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબની ખાસ પરવાનગી વગર દાખલ કરવામાં આવશે નહિ.

સ્ત્રીઓને માટેની મહાલક્ષ્મી ટ્રેનિંગ કૉલેજ, અમદાવાદ.

H. E. PAYNE,
Ag. Lady Superintendent,
M. Training College for Women.

---

## જાહેર ખબર.

# નમુનો

**ગુજરાતી ફાઇનલ પરીક્ષામાં બેસવા દેવા માટેની અરજી.[1]**

[ગુજરાતી ફાઇનલ પરીક્ષા બાબતના નિયમોમાંનો ૩ જો નિયમ જુઓ.]

**મેહેરબાન ગુજરાતી ફાઇનલ પરીક્ષા કમિટીના પ્રેસિડેંટ સાહેબ.**

અમદાવાદ વિભાગ.

વિનતિ એ છે જે અમદાવાદ મુકામે થનારી આવતી ગુજરાતી ફાઇનલ પરીક્ષામાં બેસવાની મને પરવાનગી આપવાની મેહેરબાની કરવી.

મારી પરીક્ષા ગુજરાતી[2] માં અને માનસિક[3] માપકરણમાં લેવી એવી મારી ઇચ્છા છે.

હું લખી આપુ છું કે, હેઠળની તપસીલ તથા સર્ટિફિકેટો મારી ઉ-

---

૧ કેટલાક મહેતાજીઓ આ પરીક્ષાની અરજીનાં ફૉર્મમાં માગેલી હકીકત જોઈએ તે પ્રમાણે લખતા નથી તેઓની જાણ માટે આ અરજીનો નમુનો ભરીને છાપ્યો છે.

૨ કોઈ ઉમેદવારને બીજી ભાષામાં ઉર્દુ લેવું હોય તો ગુજરાતીને બદલે ‘ ઉર્દુ ’ લખવું.

૩ ઉમેદવાર “ માનસિક માપકરણમાં ” પરીક્ષા આપવા ઇચ્છતો ન હોય તો “ અને માનસિક માપકરણમાં ” આ શબ્દો છેકી નાખવા.

તમે માહિતી તથા જાણ પ્રમાણે ખરાં છે અને મેં આ પરીક્ષા અગાઉ પસાર કરી નથી.

હું છું,
આપનો આજ્ઞાંકિત સેવક,
ગુલાબભાઈ ગોવિંદરામ ભટ્ટ.

નામ, બાપનું નામ તથા અટક—ગુલાબભાઈ ગોવિંદરામ ભટ્ટ.
ધર્મ તથા જાત—( હિંદુ ) બ્રાહ્મણ.
ગયા જન્મ દિવસે પૂરૂં થયેલું વર્ષ—સત્તર પૂરાં થયાં.
ઇસવી સન પ્રમાણે જન્મનો દિવસ—૧૯–૫–૧૮૯૨.
રેહેવાસી—મોજે તલંગપુર, તાલુકે ચોર્યાશી, જિલ્લે સુરત.
જે નિશાળમાંથી હાજર થયો હોય તેનું નામ—તલંગપુર.*
ટપાલનો પત્તો—તલંગપુર-પોસ્ટ તલંગપુર-જિલ્લે સુરત.
તારીખ ૨૮ માહે જુલાઈ સને ૧૯૦૯.

---

## અરજદારની છેલ્લી નિશાળના હેડમાસ્તરે અથવા સારી પ્રતિષ્ઠાવાળા માણસે આપવાનાં સર્ટિફિકેટો.

હું દાખલો લખી આપું છું કે ગુલાબભાઈ ગોવિંદરામ ભટ્ટ. તારીખ ૧૯–૫–૧૮૯૨ ના રોજ જન્મ્યો હતો અને તેની ઉપર લખેલી ઉમ્મર, મારી ઉત્તમ માહિતી તથા જાણ પ્રમાણે બરાબર છે.
તારીખ ૨૯ માહે જુલાઈ સન ૧૯૦૯. ( સહી ) મોતીલાલ છગનલાલ ભટ્ટ મહેતાજી.........

હું દાખલો લખી આપું છું કે સદરહુ અરજદાર ગયા ૭ મહિનાથી તલંગપુર મુકામે રહે છે.
તારીખ ૨૯ માહે જુલાઈ સન ૧૯૦૯. ( સહી ) મોતીલાલ છગનલાલ. ભટ્ટ મહેતાજી.........

---

* જો ઉમેદવાર ખાનગી રીતે બેસવા ઇચ્છતો હોય તો આ ખાનામાં " ખાનગી અભ્યાસથી " એમ લખવું.

# ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૪૮ મું. ઑક્ટોબર. ૧૯૦૯. અંક ૧૦ મો.

**ગુજરાતી ભાષા વિષે**—(ડૉ. જી. આર. ગ્રીઅર્સનના 'હિંદુસ્તાનની ભાષાના સમાલોચન' (Linguistic Survey of India) પરથી—

ગુજરાતની દેશી ભાષા તે 'ગુજરાતી,' અને એ નામ ઉપરથીજ જે પ્રદેશમાં એ ભાષા બોલાય છે તેની મર્યાદાનો બરોબર ખ્યાલ આવે છે. એ ગુજરાત પ્રાન્તમાં તેમજ કાઠિયાવાડના દ્વીપકલ્પમાં બોલાય છે; વળી કચ્છની એ દરબારી અને વેપારી ભાષા છે, તેમજ સિંધમાં પણ થોડાક પ્રદેશ સુધી એ ભાષાનો પ્રવેશ થયો છે. 'ગુજરાત' શબ્દ 'ગુર્જરત્રા' (પ્રા૦ 'ગુજ્જરત્તા') ઉપરથી આવ્યો છે. એનો અર્થ ગુર્જરે રક્ષણ કરેલો પ્રદેશ થાય છે. મહી નદીના ઉત્તર પ્રદેશનોજ પ્રાચીન ગુજરાતમાં સમાવેશ થતો હતો. અર્થાત્, એમાં ખેડા, અમદાવાદ, મહીકાંઠા, પાલણપુર અને કડી પ્રાન્તનો સમાવેશ થતો. એ દેશનું એ નામ અણહિલવાડમાં ચાવડા લોકોનું રાજ્ય હતું તે સમયમાં, એટલે ઇ૦ સ૦ ૭૨૦થી ૯૫૬ સુધીમાં, પડયું. મહીના દક્ષિણ પ્રદેશને સંસ્કૃત લેખકો 'લાટ' દેશ કહેતા. એ 'લાટ' દેશને 'ગુજરાત' નામ મુસલમાન રાજ્યના દર્મિયાનમાં આપવામાં આવ્યું એમ લાગે છે. ×

× ઇ. સ. ૮૮૮ના રાષ્ટ્રકૂટ શિલાલેખમાં તાપી નદી પર સુરત પાસેના વરીઆવ ગામ સુધી 'કોંકણ' નામ આપ્યું છે; તેથી મહીની દક્ષિણના 'લાટ' દેશને 'ગુજરાત' નામ મુસલમાન રાજ્યમાં લાગુ પાડેલું જણાય છે. એ દક્ષિણ પ્રદેશને 'ગુજરાત' નામનું લાગુ પડવું હજી પણ અસંપૂર્ણ છે; કેમકે સુરતના હિંદુ અને મુસલમાન લોકો પાટણ કે અમદાવાદ જાય છે ત્યારે ગુજરાત જઈએ છિયે એમ કહે છે અને વડનગરા નાગર બ્રાહ્મણોમાં જેઓ અમદાવાદી છે તેઓ સુરતી તડને 'કુકણા' કહે છે. 'બૉમ્બે ગેઝેટીર' પુ૦ ૫ પૃ૦ ટિ૦,

ગુર્જર લોક અન્ય લોકોની પેઠે હિંદુસ્તાનમાં વાયવ્ય કોણ તરફથી આવ્યા અને ધીમે ધીમે ખાનદેશ અને ગુજરાત સુધી ફેલાઈ ગયા (ઇ. સ. ૪૦૦—૬૦૦). પંજાબ અને સંયુક્તપ્રાન્તના ગૂજર લોકોમાં દક્ષિણ અને પૂર્વના ગૂજર લોક કરતાં મૂળ દેશનાં લક્ષણ વિશેષ સંઘરી રખાયલાં જણાય છે. પંજાબના ગૂજરો જાટ લોક કરતાં વધારે ખૂબસુરત છે, તોપણ ભાષા, વેશ અને ધંધામાં તેઓ તેમને એટલા બધા મળતા આવે છે કે એ બંને જાતો હિંદુસ્તાનમાં એકજ સમયે દાખલ થયલી જણાય છે. તેમની હાલની વસ્તી ઉપરથી એમ જણાય છે કે જાટ લોકો કરતાં ગૂજર લોકો વધારે પૂર્વ અને દક્ષિણ તરફ ફેલાયા. ગૂજર લોકો અસલ પંજાબ અને સંયુક્તપ્રાન્તોમાં સિંધુથી મથુરા સુધી વસ્યા. અહિં તેઓ હજી પણ બીજા લોકો કરતાં ભાષા અને વેશમાં જુદા પડે છે. મથુરાથી ગૂજર લોકો પૂર્વ રજપુતાનામાં ગયલા જણાય છે અને ત્યાંથી કોટા અને મંદાસરને માર્ગે માળવામાં ગયા. માળવામાં તેમનાં મૂળ લક્ષણોમાં ઘણો ફેરફાર થયો છે, તોપણ આપણા પૂર્વજો દોઆબમાંથી, એટલે ગંગાયમુનાના સંગમપ્રદેશમાંથી, આવ્યા છે એમ તેઓ હજી પણ યાદ કરે છે. માળવામાં ભિલસા અને સહરાનપુર સુધી પૂર્વમાં તેઓ ફેલાયા. માળવામાંથી તેઓ દક્ષિણ તરફ ખાનદેશમાં અને પશ્ચિમ તરફ ગુજરાત પ્રાન્તમાં ગયા. ગુજરાતમાં તેઓ ઘણું કરીને રતલામ-દોહદને માર્ગે દાખલ થયા બીજી તરફ ગૂજરો ઉત્તર દિશામાં ફેલાયા, અને પંજાબની ઉત્તરે હિમાલયમાં અને કાશ્મીરની ટેકરીઓ પર હાલ ભટકતા જણાય છે. જ્યાં ગૂજર લોકો બાકીની વસ્તી સાથે એકત્ર થઈ તેમાં લીન થઈ ગયા નથી, જેમકે પંજાબના મેદાનમાં (અહિં 'ગુજરાત' અને 'ગુજરાનવાલા' એ બે જિલ્લાનાં નામ એ લોક પરથી પડયાં છે), ત્યાં તેઓ પૂર્વ 'રાજસ્થાની' અને ગુજરાતી સાથે નિકટ સંબન્ધ ધરાવતી, એકજ ભાષાની કોઈક પ્રાન્તિક બોલી બોલે છે એ એક જાણવા જેવી બાબત છે. સ્વાટના ગૂજરોની ભાષાનું વ્યાકરણ જયપુરના રજપુતોના વ્યાકરણને ઘણું મળતું આવે છે.

ગુજરાતના મધ્ય પ્રદેશની ફળદ્રુપતાને લીધે, અને સાબરમતી, મહી, નર્મદા અને તાપીના જળથી પરિતૃપ્ત અને આઢયતમ થયલા પ્રદેશની

અને સૌરાષ્ટ્રની રમણીયતાને લીધે છેક પ્રાચીન સમયથી વિજય મેળવવાના હેતુથી તેમજ વસવાના હેતુથી પરદેશથી નાસી આવનારાઓ અહિં આવ્યા હતા.

દરીઆમાર્ગે ઘણું કરીને નીચેના લોકો ગુજરાતમાં આવ્યાઃ—

પૌરાણિક યાદવો, ( ઇ. સ. ની પૂર્વે, પ્રાચીન સમયમાં ), યવનો—ગ્રીક, બૅક્ટ્રિઅન, પાર્થિઅન અને સિથિઅન લોકો—( ઇ. સ. પૂ. ૩૦૦ થી ૧૦૦ ), નાસી આવેલા પારસીઓ અને તેની પૂઠ પકડનારા આરબો ( ઇ. સ. ૬૦૦—૮૦૦ ), સંગનીઅન ચાંચીઆનાં ટોળાં ( ઇ. સ ૫૦૦—૧૨૦૦ ), ખુલગુખાને ઇરાનને બેરાન કર્યું ત્યારે ત્યાંથી નાસી આવેલા પારસીઓ અને નવાયત મુસલમાનો ( ઇ. સ. ૧૨૫૦—૧૩૦૦ ), પોર્ટુગીઝ અને તેના પ્રતિસ્પર્ધી તુર્ક લોકો ( ઇ. સ. ૧૫૦૦—૧૬૦૦ ), આરબો અને ઇરાની અખાતના ચાંચીઆ લોકો ( ઇ. સ. ૧૬૦૦—૧૭૦૦), આફ્રિકાના, આરબ, ઇરાની અને મકરાણા, ભાગ્યશાળી યોદ્ધાઓ ( ઇ. સ. ૧૫૦૦—૧૮૦૦ ), આર્મીનિઆ, ડચ, અને ફ્રેંચ વ્યાપારીઓ ( ઇ. સ. ૧૬૦૦—૧૭૫૦ ); અને અંગ્રેજો (ઇ. સ. ૧૭૫૦ અને પછીથી ).

જમીનમાર્ગે આવેલા લોકો—ઉત્તર તરફથી સિથિઅન અને હૂણ લોકો ( ઇ. સ. પૂ. ૨૦૦—૫૦૦ ); ગુર્જર લોકો ( ઇ. સ. ૪૦૦—૬૦૦ ), પ્રથમના જાડેજા અને કાઠી લોકો ( હાલ કાઠિયાવાડના ) ( ઇ. સ. ૭૫૦—૯૦૦ ); અફઘાન, તુર્ક, મુગલ અને બીજા ઉત્તરના મુસલમાનોનાં ટોળેટોળાં ઉત્તરોત્તર આવ્યાં ( ઇ. સ. ૧૦૦૦—૧૫૦૦ ), અને પાછળના જાડેજા અને કાઠી લોકો ( ઇ. સ. ૧૩૦૦—૧૫૦૦ ).

ઈશાન તરફથી, અતિપ્રાચીન આર્યોનો અને તેમના વંશજો છેક અર્વાચીન સમય સુધી ઉત્તરના બ્રાહ્મણોને અહિં વસવા મોકલતા ગયા ( ઇ. સ. ૧૧૦૦—૧૨૦૦ ); અને તેરમા સૈકાથી તુર્ક, અફઘાન, અને મુગલ મુસલમાનો આવીને વસ્યા છે.

પૂર્વ તરફથી મૌર્ય લોકો ( ઇ. સ. પૂ. ૩૦૦ ), અર્ધા સિથિયન ક્ષત્રપો ( ઇ. સ. પૂ. ૧૦૦—૩૦૦ ), ગુપ્ત લોકો ( ઇ. સ. ૩૨૦ ), ગુર્જર લોકો ( ઇ. સ. ૪૦૦—૬૦૦ ), મુગલ લોકો ( ઇ. સ. ૧૫૩૦ ),

મરાઠા (ઇ. સ. ૧૬૬૦–૧૭૫૦) અને અંગ્રેજ લોકો (ઇ. સ. ૧૭૮૦ અને પછી) આવ્યા.

ગુજરાતની વસ્તીમાં કેવા જુદા જુદા અંશો રહેલા છે તે આથી સમજાશે.

**ગુજરાતી ભાષાનો પ્રદેશ**—ઉત્તર તરફ ગુજરાતી ભાષા પાલણપુર રાજ્યની લગભગ ઉત્તર સીમા લગણ ફેલાયલી છે. એ સીમાની પેલી તરફ સિરોહી અને મારવાડ છે, ત્યાં મારવાડી ભાષા બોલાય છે. સિંધમાં પણ ગુજરાતી ઘુસી છે. ત્યાં તે થર અને પારકર જિલ્લાના દક્ષિણ કિનારા પાસે બોલાતી માલમ પડે છે; અહિં પણ ઉત્તર પ્રદેશમાં એક જાતની મારવાડી બોલી બોલાય છે. પશ્ચિમ તરફ કચ્છનું રણ તેની સીમા છે અને દક્ષિણે અરબી સમુદ્ર છે. કચ્છમાં તે દેશી ભાષા તરીકે વપરાતી નથી, પણ રાજકીય ભાષા તેમજ સાહિત્યની ભાષા તરીકે વપરાય છે. પણ કાઠિયાવાડના દ્વીપકલ્પમાં સર્વત્ર ગુજરાતી ભાષા ચાલે છે. દક્ષિણમાં તે સુરત જિલ્લાની દક્ષિણ હદ સુધી ફેલાયલી છે; અહિં તેની પાસેની હદમાં દમણની મરાઠી બોલાય છે. એ દક્ષિણ સીમાની બંને બાજુના પ્રદેશમાં બે ભાષા—ગુજરાતી અને મરાઠી—બોલાય છે. બંને પ્રજાઓનું (ગુજરાતી અને મરાઠીનુ) સંમીલન થયું છે અને દરેક પ્રજા પોતાની ભાષા જાળવી રાખે છે. પૂર્વ તરફથી સીમા એવી રીતે જાય છે કે તેમાં ધરમપુરના રાજ્યનો સમાવેશ થાય છે અને ત્યાર પછી ગુજરાત પ્રાન્તની પૂર્વ સીમા બનાવનારા જે ડુંગરો આવેલા છે તેની તળેટીની હારમાં ઉત્તર તરફ, એટલે ઠેઠ પાલણપુરની પૂર્વ સીમાને મળે છે ત્યાંસુધી, ચાલી જાય છે. અહિં એ ડુંગરો આરાવલી પર્વતમાલા તરીકે પ્રસિદ્ધ છે ને તે ઉત્તર તરફ અજમેર સુધી ફેલાયલા છે ને મારવાડથી મેવાડને જુદો પાડે છે અને તે પ્રદેશોમાં સર્વત્ર ભીલ લોકોની ટોળીઓ વસેલી છે. એ ભીલ લોકો એ ડુંગરોના તળેટીના પ્રદેશોમાં પણ વસ્યા છે; અને એ બધા ભીલી બોલી બોલે છે, તેમાં પ્રાન્તિક ભેદ હોય છે. ભીલ લોકોની વસ્તીની પેલી તરફ પૂર્વમાં પૂર્વ અને દક્ષિણ રજપુતાના આવેલા છે અને ત્યાંની પ્રાન્તિક બોલીઓ જયપુરી અને માળવી છે. જયપુરી અને માળવી એ બંને ગુજરાતી સાથે ગાઢ સંબન્ધ ધરાવે છે અને ભીલ બોલીઓને એ બે સાંકળોની વચ્ચેના આંકડા જેવી ગણી શકાય.

ગુજરાતી ભાષા બોલનારની સંખ્યા આ ભાષાસમાલોચન માટેની ગણત્રીથી નીચે પ્રમાણે છેઃ—

| જિલ્લા, રાજ્ય, કે સંસ્થાનનું નામ. | ગણત્રી કરેલા ગુજરાતી બોલનારની સંખ્યા. |
|---|---|
| અમદાવાદ | ૮,૪૦,૦૦૦ |
| મહીકાંઠા | ૫,૪૧,૫૦૦ |
| પાલણપુર | ૬,૦૬,૦૦૦ |
| કચ્છ | ૨,૦૫,૫૦૦ |
| કાઠિયાવાડ | ૨૫,૭૧,૦૦૦ |
| ખંભાત | ૮૨,૭૦૦ |
| ખેડા | ૮,૪૦,૦૦૦ |
| પંચમહાલ | ૧,૮૮,૦૦૦ |
| રેવાકાંઠા | ૫,૬૫,૦૦૦ |
| ભરૂચ | ૨,૯૦,૦૦૦ |
| સુરત | ૫,૦૨,૦૦૦ |
| વડોદરા | ૨૦,૨૫,૭૫૯ |
| સુરત એજન્સિ (દેશી સંસ્થાન) | ૫૬,૦૦૦ |
| એકંદર | ૯૩,૧ ,૪૫૯ |

હિંદુસ્તાનના લગભગ દરેક પ્રાન્ત અને રાજ્યમાં વ્યાપારાદિ કારણને અર્થે વસેલા ગુજરાતી લોકો ગુજરાતી ભાષા બોલે છે. પારસી લોકોએ એ ભાષાને દેશીભાષા તરીકે સ્વીકારી છે. એ લોકો સાહસિક વ્યાપારી છે અને ગુજરાતની બહારના ઘણાખરા ગુજરાતી બોલનારા એ જાતના છે. વળી મદ્રાસમાં રેશમ વણનારાઓની મોટી સંખ્યા ગુજરાતમાંથી ઘણા સૈકા થયાં વસી છે; અને તેમાંના ઘણાખરા હજી પોતાના મૂળ વતનની ભાષા બોલવાનું જારી રાખે છે. આ નીચે હિંદુસ્તાનના પ્રાન્તો ને રાજ્યોમાં વસેલા ગુજરાતી બોલનારા ગુજરાતીના સંખ્યા આપેલી છે. એ સંખ્યા બહુધા ઇ. સ. ૧૮૯૧ ના વસ્તીપત્રકમાંથી લીધેલી છે; પણ કાશ્મીર, રજપુતાના અને મધ્યહિંદમાં વસ્તીપત્રકમાં ભાષાસંબંધી હકીકત ન હોવાથી ત્યાંના આંકડા અડસટ્ટે કાઢેલા છેઃ—

| હિંદુસ્તાનનો પ્રાન્ત, રાજ્ય, કે સંસ્થાન. | ગુજરાતી ભાષા બોલનારાની સંખ્યા. |
|---|---|
| અજમેર-મેરવાડ | ૧,૪૮૩ |
| આસામ | ૨૬ |
| બંગાળા | ૧,૭૧૩ |
| બિરાર | ૨૦,૯૫૪ |
| મુંબઈ (ગુજરાતી દેશી-ભાષા તરીકે બોલાય છે તે પ્રદેશને બાતલ કરતાં) | ૧૧,૪૨,૬૧૧ |
| બ્રહ્મદેશ | ૭૬૧ |
| મધ્યદેશ | ૧૭,૦૫૦ |
| કુર્ગ | ૧૨૬ |
| મદ્રાસ | ૮૨,૫૯૪ |
| પંજાબ | ૧,૪૫૭ |
| સંયુક્તપ્રાન્ત | ૫,૦૭૯ |
| કવેટા | ૨૪૦ |
| અંદામાન | ૩૬૪ |
| હૈદ્રાબાદનું રાજ્ય | ૨૬,૯૯૪ |
| મહીસુરનું રાજ્ય | ૨,૧૮૨ |
| કાસ્મીરનું રાજ્ય | ૩૦ |
| રજપુતસંસ્થાન / મધ્યહિંદસંસ્થાન | ૨૭,૩૧૩ |
| એકંદર | ૧૩,૩૦,૯૭૭ |

આમાં વળી મુંબઈ અને બિરારની કેટલીક ભટકતી ટોળીઓ ગુજરાતી ભાષા બોલે છે તે ઉમેરવી જોઈએઃ—

| | |
|---|---|
| ઠાકરી | ૧૨૨ |
| તારીસુકી કે ઘીસાડી | ૧,૬૬૯ |
| | ૧,૭૯૧ |

આ રીતે ગુજરાતી ભાષા બોલનારાઓની સંખ્યા નીચે પ્રમાણે છેઃ—

| | |
|---|---|
| સ્વદેશમાં ગુજરાતી ભાષા બોલનારા. | ૯૩,૧૩,૪૫૯ |
| ગુજરાત બહાર, હિંદુસ્તાનના જુદા ભાગોમાં ગુજરાતી ભાષા બોલનારા. | ૧૩,૩૦,૯૭૭ |
| ભટકતી ટોળી (એ ભાષા બોલનારી). | ૧,૭૯૧ |
| એકંદર | ૧,૦૬,૪૬,૨૨૭ |

ઇ. સ. ૧૯૦૧ના વસ્તીપત્રક પ્રમાણે ગુજરાતી ભાષા બોલનારની કુલ સંખ્યા ૭૧,૬૫,૮૩૧ હતી.

ડૉ. ગ્રીઅર્સન લખે છે કે ગુજરાતી ભાષામાં પ્રાન્તિક ભેદ માત્ર શિષ્ટ અને અશિષ્ટ વર્ગના બોલવામાંજ છે. અર્થાત્, શિષ્ટ વર્ગની ભાષામાં પ્રાન્તિક ભેદ છેજ નહિ. આ લખાણ સંપૂર્ણ રીતે વાસ્તવિક નથી; કારણ કે સિષ્ટ વર્ગની ભાષામાં પણ પ્રાન્તપરત્વે ભેદ છે. 'આંખ્ય,' 'રાખ્ય,' 'જીભ્ય' વગેરે બધા ભાગમાં બોલાતું નથી, અને ચરોતરમાં કે ક્વચિત્ અમદાવાદમાં કદાચ ચરોતરની અસરથી જ્યાં એ શબ્દો બોલાય છે ત્યાં આમ લખાય છે તેમ ઉચ્ચારાતા નથી. યકાર અન્ત્ય વર્ણની પૂર્વે બોલાતો હોય તેમ સંભળાય છે. વળી લિંગપરત્વે પણ ઘણો પ્રાન્તિક ભેદ છે. 'તપાસ,' 'ખરચ,' 'ચાહ,' 'ઓળખાણ' વગેરે અમદાવાદમાં અનુક્રમે પુ૦, ન૦, પુ૦, સ્ત્રી૦ વગેરેમાં વપરાય છે; પણ સુરતભરૂચમાં સ્ત્રી૦, પુ૦, સ્ત્રી૦, ન૦, વગેરેમાં વપરાય છે.'છોડી,' 'મેલ,' 'નોખું,' 'છેવાડું' 'વેરે,' 'સવડ', 'અડવું' વગેરે શબ્દો સુરતભરૂચમાં શિષ્ટ લોકો વાપરતા નથી, તેમને એ શબ્દો ગ્રામ્ય લાગે છે. 'ઓ'નો પહોળો ઉચ્ચાર સુરતભરૂચમાં નથી, અન્ય સ્થળે છે. 'ચ' અને બીજા કેટલાક અક્ષરના બે ઉચ્ચાર સુરતભરૂચમાં નથી, અન્ય સ્થળે કેટલાક કહે છે કે છે. આ ઉપરથી જણાશે કે ડૉ. ગ્રીઅર્સને પ્રાન્તિક ભેદ સંબન્ધી જે ખબર મેળવી છે તે પ્રમાણભૂત નથી.

અશિષ્ટ વર્ગના બોલવામાં ડૉ. ગ્રીઅર્સન નીચે પ્રમાણે ફેરફાર આ-

પે છે, ને કહે છે કે સામાન્ય રીતે એ ભેદમાં એકજ નિયમ જોવામાં આવે છે; તોપણ એ ભેદ દક્ષિણ ગુજરાતમાં બહુ ખુલ્લો જણાતો નથી, પણ જેમ જેમ ઉત્તર તરફ જઈએ છિયે તેમ તેમ વધારે ખુલ્લો જણાઈ આવે છે.

(૧) કેટલાક શબ્દો ટુંકા કરી નાખવા; બહુધા ક્રિયાપદનાં રૂપો.
(૨) 'ઇ' નો ઉચ્ચાર 'એ'.
(૩) 'ક' અને 'ખ' નો 'ચ' અને 'છ' તરીકે.
(૪) 'ચ' અને 'છ' નો 'સ'.
(૫) 'સ' નો 'હ'.
(૬) 'હ' નો લોપ.
(૭) દન્ત્ય વ્યંજનને બદલે મૂર્ધન્ય અને મૂર્ધન્યને બદલે દન્ત્ય.
(૮) 'ડ' અને 'ળ' ને બદલે 'ર'.
(૯) વ્યંજનો ખેવડવા.
(૧૦) 'આ' નો ઉચ્ચાર 'ઑ' (પહોળો 'ઓ' જેવો).
(૧૧) 'ર' નો 'ડ'.
(૧૨) 'હ' નો 'સ'.

આના દાખલા અત્ર ડૉ. ગ્રીઅર્સને આપ્યા નથી; પણ પ્રાન્તિક ભાષાના નમુના આપ્યા છે તેમાંથી તેમજ અન્ય સ્થાને તારવીએ તો નીચે પ્રમાણે તારવી શકાય:—

(૧) સત્તર, અસ્લું, વચાર, કરશ, લખશ; ઊઠશ (ઊઠીશ), જવા (જઈશ).
(૨) લેમડો, પેપળો, દેરવું, મેહું, શેંગો.
(૩) ચેટલાક, ચેટલો, દિયરો; ચીધું, છેતર, નાંછ્યું, બુછ. લઈજ્યા (લઈ ગયા), પજે (પગે), માજ્યા (માગ્યા).
(૪) સોકરા, પસે.
(૫) હાર, માણહ, હામર્યું, હરખું, હમજ્યું, વરહ.
(૬) કયું, દાડા (દહાડા), કઉં (કહું)

(૭) ટંગી, જાફ્ટ, સુઢ, બઢા, તેહી, હાણો, ધનો, એકયું, ઉઠાવી દીઢું (કે 'ડીઢું'), કારન, પન (પણ).

(૮) 'મરવાનો' (મળવાનો), આગર (આગળ), 'થોરા દારા' (થોડા દહાડા).

(૯) મોટ્ટો, નાલ્લો, ડિટ્ટો (દીઠો), નોક્કર.

(૧૦) નોના, તોણ, નોંખ્યો, વોણીઓ.

(૧૧) માડા (મારા), ઘડમાં (ઘરમાં).

(૧૨) મોસન.

---

કલકત્તા સંસ્કૃત કૉલેજના પુસ્તકાલયમાં સંસ્કૃત હસ્તલિખિત પુસ્તકો છે તેની યાદી સરકાર તરફથી બહાર પડે છે. ઇ. સ. ૧૯૦૯ માં પ્રસિદ્ધ થયલા નં. ૨૬ ના 'કેટેલોગ' (યાદી)માં જૈનગ્રન્થોની સૂચી છે; તેમાંની કેટલીક હકીકત જાણવા જેવી છે. હાલમાં રા. રા. મનસુખલાલ રવજીભાઈ મહેતા 'રાયચંદ્ર જૈન કાવ્યમાળા' પ્રસિદ્ધ કરે છે, તેમજ વર્તમાનપત્રોમાં ગુજરાતી ભાષાના બંધારણમાં જૈનોની મુખ્ય સહાયતા છે, ગુજરાતી ભાષાનો જન્મ જૈનોથી થયો છે, જૂનામાં જૂની ઉત્તમ ગુજરાતી જૈનોની છે તથા 'ગૌતમરાસો' નરસિંહ મહેતાનાં કાવ્યોથી પણ જૂનો છે વગેરે કેટલાંક લખાણો આવે છે. આ પ્રસંગે કેટલોક ઉલ્લેખ આ યાદીમાંથી આપવાથી આવી ભાષાશોધ કરનારાને યોગ્ય માર્ગ શો છે તે જેવામાં મદદ પડશે એવી આશા છે.

'કલ્પસૂત્રટીકા'—આ ગ્રન્થનું હસ્તલિખિત પુસ્તક કલકત્તાના પુસ્તકાલયમાં છે. તેની સાલ સંવત્ ૧૮૪૩ છે. અર્થાત્, આસરે ૧૨૫ વર્ષ જૂનું પુસ્તક છે. એ ટીકા ભાષામાં છે. તે ભાષા કઈ તે વિચારવા લાયક છે. થોડોક ઉતારો નીચે આપ્યો છેઃ—

'अथ कल्पसूत्रनी टीका लिख्यते । तेणं कालेणं तेणं समएणं । तिणें कालें तिणें समये ने विषइ श्रमण भगवंत श्रीमहावीरने पांच कल्याणक उत्तराफाल्गुनी नक्षत्रइं थया । ते किम् । उत्तरा-

फाल्गुनी नक्षत्रें श्रीमहावीरने च्यवनकल्याणक थया । उत्तराफाल्गुनी नक्षत्र गर्भापहार थयुं । उत्तराफाल्गुनी नक्षत्रें श्रीमहावीरनुं जन्मकल्याणक थयो । उत्तराफाल्गुनी नक्षत्रें दीक्षाकल्याण थयुं । आगार कहीइ घरथकी अणागरकहींइं साधु थया । उत्तराफाल्गुनी नक्षत्रे श्रीपरमेश्वरणे अनन्त कहींइं । जेहनौं पार न पामीयइ । तेहवो अणुत्तर कहतां ः जेहथी आगले बीजुं कांइ न मिले । ते माटे सर्वोत्तम ।

ગુજરાતી ભાષા જયપુર અને માળવી સાથે ગાઢો સંબંધ ધરાવે છે, પરંતુ 'નો' 'ની' અને 'નું' એ છઠ્ઠી વિભક્તિના પ્રત્યયો તથા 'થી', 'થકી' એ પાંચમી વિભક્તિના પ્રત્યયો 'જયપુરી' કે 'માળવી'માં નથી, ગુજરાતીમાંજ છે. છઠ્ઠી, ચોથી ને પાંચમીના પ્રત્યયો ડૉ. ગ્રીઅર્સન રાજસ્થાની, વ્રજ, બુન્દેલી ને ગુજરાતી ભાષામાં નીચે પ્રમાણે આપે છેઃ—

| વ્રજ | બુન્દેલી | ગુજરાતી | રાજસ્થાની | | | |
|---|---|---|---|---|---|---|
| | | | મેવાતી | માળવી | જયપુરી | મારવાડી |
| ષષ્ઠી–કૌ, કે, કી | કો, કે, કી | નો, ના, ની | કો, કા, કી | { રો, રા, રી<br>{ કો, કા, કી | કો, કા, કી | રો, રા, રી |
| ચતુર્થી–કૌ | કો | ને | નૈ | ને, કે | નૈ, કૈ | નૈ |
| પંચમી–સૌં, તે | સોં, સે | થી | સૈં, તૈં | ઊ, સે, સું | સૂં, સૈં | સૂં, ઊ |

આ ઉપરથી જણાશે કે 'થી', 'નો', 'ના', 'ની' એ પાંચમી ને છઠ્ઠીના પ્રત્યયો ગુજરાતીમાંજ છે. આમ વિચારતાં ઉપલું લખાણ ગુજરાતી ભાષાનું લાગે ને તેને કેટલાક પ્રાચીન ગુજરાતી કહે; પણ એ લખાણ તો ૧૨૫ વર્ષ પરનુંજ છે; અને તે વખતની કંઈ આવી ભાષા હોય નહિ. એમાં फहीइं જેવાં કેટલાંક પ્રાચીન રૂપો છે; તેમજ 'नो 'नौ' 'नुं' પ્રત્યયાન્ત, 'थीं' અને 'थकी' પ્રત્યયાન્ત અને એવાં અર્વાચીન રૂપો છે. આમ કોઈ પુસ્તક પ્રાચીન ગુજરાતીમાં છે કે કઈ ભાષામાં તે નક્કી કરવું સહેલું નથી. એ ભાષામાં જયપુરી અને માળવી કે અન્ય રાજસ્થાની ભાષાનું મિશ્રણ હોય એ પણ જોવાનું છે.

---

## *પાપમોચિની આગળ.

### હરિણી.

વિરલ વિરલા તારા જ્યોતિર્વિના નભમાં હતા,
કલકલ ગણો પક્ષી સર્વે કંઈ કરતા હતા;
અનિલ મધુરો ધીરો ધીરો હતો પ્રિય લાગતો,
ઉદયગિરિને અગ્રે પીળો પ્રકાશ થતો હતો. ૧

'એહે—ઓહો'—
'એહે—ઓહો'—

### હરિગીત.

સ્વર શ્રવણપથમાં આવતાં આનંદ ત્યાં દેતા હતા,
પડઘા ગિરિના અન્તમાંથી દ્વિગુણ તે કરતા હતા;

---

ત્રિપતિ બાલાજી, એ નામનું યાત્રાનું સ્થાન શ્રદ્ધાળુ હિંદુઓમાં વિખ્યાત છે. શ્રી વ્યંકટેશ અથવા બાલાજી ત્રિપતિ ગામથી સાતેક માઈલને અન્તરે પર્વતમાં વિરાજે છે. ત્યાં જવાનો માર્ગ અતિસુંદર છે. બાલાજીથી ચારેક માઈલ દૂર એક નાનકડી પણ મનોહારિણી નદી વહે છે. તે ઊંચી શિલા પરથી વહેતી હોવાથી તેનો એક સુંદર ધોધવો પડે છે. તે ઘણો જોસમાં આવે છે. તેની નીચે સ્નાન કરવાનું મન ઘણુંએ હોય છતાં તે પ્રમાણે કરવું સુકર નથી; પણ યાત્રાળુઓની સગવડ માટે ધોધવા આગળ મજબુત સાંકળો જડી દેવામાં આવી છે, તે પકડી સ્નાનેચ્છીઓ સ્નાનકર્મ નિર્ભયથી કરી આનંદ મેળવવા સમર્થ નીવડે છે. એ નદીમાં ન્હાવાથી પાપ મુક્ત થાય છે એમ મનાય છે, તેથી એને 'પાપમોચિની' કહે છે. એવે સ્થળે એક ક્ષણ, એક મિનિટ પણ, મનોભાવનાઓ શુદ્ધ થઈ—અને સ્થળની દિવ્યતાને લીધે શુદ્ધ મનુષ્યોને તેમ થવા સંભવ છે—તો તેને માટે લીધેલો શ્રમ સફળ છે. રમણીય સ્થળો ઘણુંખરૂં વસ્તીથી દૂર આવેલાં છે, એટલે ત્યાં જવું વિકટ હોય છે; છતાં આ સ્થળે જવું સહેલ છે. જેમને જરૂર હોય તેમને ડોળીથી લઈ જવા ડોળીવાળાઓ તૈયાર હોય છે. તેમની શક્તિ ઘણીજ હોય છે. ઠેકાણે ઠેકાણે અઘરા રસ્તા આવે, ત્યાં 'એહે—ઓહો', એહે—ઓહો,' એવા સ્વરો લલકારતા લલકારતા તેઓ પોતાનું કામ વધારે સહેલાઈથી કરી શકે છે. શરૂઆતમાં આ સ્વરો જરા વિચિત્ર લાગે છે, પણ ઉપરાઉપરી સાંભળવાથી એકાન્ત પર્વતમાં જતાં કર્ણ પર તેમની મધુર અસર થાય છે.

વૃક્ષો અનેક નિહાળવા દૃષ્ટિ થતી તત્પર હતી,
ખડચંપ સ્થળ સ્થળ નીરખી તૃપ્તિ વિશેષ થતી હતી. ૨

ગિરિરાજ વ્યંકટની શિલાઓ સ્થામ શીતલ શોભતી,
સ્થળ સ્થળ વિષે યાત્રાળુજનનામો હતી દર્શાવતી;*
લીલોતરી દગ ઠારતી, પ્રેક્ષકમનો હર્ષાવતી,
સૌંદર્ય, શીતલતા, મનોહરતા વિષે સ્પર્ધા હતી. ૩

'એહે—ઓહો'—

'એહે—ઓહો'—

ઈંદ્રવજ્રા.

સ્વરો ફરીને ફરીં કર્ણ આવ્યા,
એકાન્તતામાં રણકાર લાવ્યા;
સોપાનની હાર અનેક આવી,
ગિરિ પરે માર્ગ વિચિત્ર લાવી. ૪

અનુષ્ટુભ્.

શ્વાસોચ્છ્વાસ થયો ભારે, સર્વે વિશ્રાન્ત ત્યાં થયા;
ડોળાવાળા બીચારા રે! દુઃસાધ્ય શ્રમ તાહરા. ૫

મન્દાક્રાન્તા.

સ્વેદે ન્હાયા, ગિરિહૃદયમાં ધામ વૈકુંઠ § આવ્યું,
આવ્યું આવ્યું અનહદ રૂડું ઉચ્ચ તે સ્થાન આવ્યું;
પંખા નાખી ઉદર ભરતા ભિક્ષુ બાઝે જનોને,
'ગોવિંદા'ના સ્વર રટીં રટી, ભૃંગ જાણે મધુને. ૬

નીચે પેલું ત્રિપતિ દીસતું ગ્રામ હાથેલી જેવું,
લીલાં વૃક્ષો સગવર મહીં લુપ્ત હા! શુષ્ક કેવું!
વસ્તુ સર્વે સ્થિર, વિમલ ને શાન્ત સોહે સુદૂરે,
અદ્રિહારો સમીપ સ્થળની મેખલા બાંધીને રે'. ૭

× × ×

માર્ગે ચાલ્યા, નિરખીં નિરખી તૃપ્તિ ના લેશ લાગે,
બાગે બાગે શ્રમ વિહરતા પુષ્પ ને વૃક્ષ વાસે;

---

* વ્યંકટગિરિ પર સ્થળે સ્થળે શિલાઓ પર લોકોએ અનેક ભાષામાં નામો કોતરાવેલાં નજરે પડે છે

§ અધસં પગથીઆં ચઢી રહ્યા પછી વીસામાનું સ્થાન આવે છે તેનું નામ.

વિશ્રાન્તિને સ્થળ, જળ અને તરુ લે ડાંગોંવાળા,
સંતોષાયે પછી પણ લઈ બાપડા લોક ટાળા. ૮

'આ આવ્યું આ' સ્થળ નજીક ત્યાં પેલું બાલાજી કેરું,
થાકેલા સુણી ફરી ફરી; યુગ્મો જોઈ આનંદ દેરે;
આકર્ષે છે પ્રથમ નયનો શ્યામ ગોપુર§ ઊંચો,
દેરાંમાંહિ ઝગમગી રહ્યો શું ધ્વજસ્તંભ‡ પીળો. ૯

× × ×

અનુષ્ટુભ્.

ગામડું શું વસે નાનું, મંદિરના ઉદરે અહીં;
ગૃહો મંદિર ચોપાસે, બે હારે, રથ તે મહીં. ૧૦
ઘૂમે વાનર સ્વચ્છંદે, નિર્ભયે મુખ લાલનાં;
ફરે મંદિરચોકે ને, ગોપુરે, ગૃહશેરીમાં. ૧૧
કુદે વૃક્ષે કુદે રસ્તે, ને તળાવ તટે કુદે;
હરે વસ્ત્રો હરે અન્ન, કદી નાણુકને હરે. ૧૨
ચણાથી વિહરે ક્રોધ, ને નાંખે વસ્તુ દૂર ત્યાં;
ખરે વાનર ભાસે છે, વિકલ્પે નર વિશ્વમાં. ૧૩
ગ્રામમાં મંદિરે જાવું, ન્હાવું રોજ તળાવમાં;
જનોને ભક્તિભાવેથી, વસવું સુખશાન્તિમાં. ૧૪
તમે જેમાં ગણો માન, જેમાં ઉદ્વેગ ને સુખો;
નહીં તે માન ઉદ્વેગ, ને સુખો ત્યાં ગ્રહે જનો. ૧૫
તમારી ભૂમિને પોષે, તે પરે ગૃહ વસ્તીમાં;*

---

§ મંદિર અથવા 'કોઈલ'માં પેસતાં દરવાજા પર જે સુંદર ઊંચી ઇમારત રચી હોય છે તે 'ગોપુર' નામથી ઓળખાય છે.

‡ ત્યાં દરેક મોટા મંદિરમાં ઊંચો થાંભલો હોય છે તે.

* ગામડાંમાં જ્યારે જમીન તે પર વસતા કુટુંબને ઉત્પન્ન થતી વસ્તુઓથી પોષણ આપે છે, ત્યારે શહેરોમાં, ખાલી જમીન નકામી માથે પડે છે, ને જમીનનો ખર્ચ, તે પરનાં ઘરના ભાડાં વગેરેથી પૂરો પાડવામાં આવે છે. આ વિચાર અંગ્રેજી પરથી છે. એબ્રેહામ કાઉલી—

The ground about the house maintains it there,
The house maintains the ground about it here.
Abraham Cowley.

પરંતુ ભૂમિ ત્યાં પેખે, ગૂઢ દીન મનુષ્યનાં. ૧૬
તમોને ભૂત સાલે છે, ને છે ભીતિ ભવિષ્યની;
નિવૃત્તિસ્થાન એ મોટું, પ્રવૃત્તિ માત્ર ધર્મની. ૧૭

× × ×

હરિગીત.

મંદિર વિષે મૂર્તિ મહા બાલાજી વ્યંકટ-ઈશની,
'ઉત્સવ' અને ત્યાં 'ભોગ' મૂર્તિ પાર્શ્વમાંહીં વિરાજિની;
કુસુમો અનેક સુરમ્ય સાથે હાર મોટો કમળનો,
લાવણ્ય અર્પી મૂર્તિને હરતો સુભક્તજનો મનો. ૧૮

× × ×

દ્રુતવિલમ્બિત.

કઇ વસી શ્રમ દૂર કર્યો અહીં,
નહીં મનોહર એક ગીરિ મહીં,
હરતીં પાપ કહે જનનાં કંઈ,
નિરખવા સહુ સજ્જ ગયા થઈ. ૧૯
વિકટ માર્ગ અનેક પુરા કર્યાં,
ખીણુ મહાન નજીક અમે ગયાં;
નહીં મનોહર શીતલ આવતાં,
અહિમરશ્મિ થયો હિમરશ્મિ ત્યાં. ૨૦

અનુષ્ટુભ્.

પાપમોચિની આવી ત્યાં, માની આનંદ વ્યાપીઓ;
પરંતુ ક્ષણુ બે માંહી, ત્યાં પુનઃસ્વર નીકળ્યો. ૨૧

'ઓહે—ઓહો'—
'ઓહે—ઓહો'—

ને નિરાશ થયા સર્વે, પાપમોચિની દૂર છે;
આશા ભમાશ તો થાતાં, ચિત્ત ક્ષોભિત થાય છે. ૨૨

× × ×

અન્તે ભિક્ષુજનો જોયા, સાધુના સંગ નીરખ્યા;
મરઠી દેવડી નાના, નાના હર્ષે પમાડતાં. ૨૩

શાર્દૂલવિક્રીડિત.

શોભે સુંદર પાપમોચિની ગિરિ મધ્યે મનોરંજિની,
શાન્તિ અંદરની છેદની શીતલતા આ સ્થાન વર્ષાવતી;

### અનુષ્ટુભ્.

કંપારો ઉપન્યો પેખી, દુઃખ તે સહી ના શક્યાં;
છતાં સ્વામા ગઈ ન્હાવા, લોકો જોઈ વિકાસીઆં. ૩૧

કાંઈક ધાર્મિક ભાવોથી, કાંઈક શક્તિવિશેષથી,
ગિરિચંદ્રલીલામાં લુબ્ધા દુઃખ ભૂલી ગઈ. ૩૨

× × ×

શિલાકૂપ તણા ખૂણા, ખાસ ધોધ સુરમ્ય છે;
તેના વેગવિશેષથી, સ્નાન લાગે અશક્ય છે. ૩૩

પરંતુ શૃંખલાબદ્ધ, શિલાઓ સ્થાન તે રચી;
પાત્રાળુ કાજ કીધી જે, ધન્ય હો ! નર તે સુખી. ૩૪

### હરિગીત.

વૃક્ષો તણી ઘટના રૂડી, નહિ સૂર્યતાપ પ્રચંડ રૂહે,
પુષ્પો સુવાસ હરે અનિલ, નદ સ્વર મધુર ગીતિ કરે;
કો' કો' શિલા વેગે પડી, કો' કો' સરિત ફીણ કાઢતી,
તટ પર શું પેખું પેખું ના ? સૌંદર્યની સીમા નથી. ૩૫

### દ્રુતવિલમ્બિત.

કદિ જરી અહિં એક સરે શિલા,
કદિ વહે જલરેલ સુવેગમાં,
સમય તે અતિદુષ્ટ ન શું કરે ?
ઈશ કૃપાળુ ક્ષણે ક્ષણ તું સ્મરે. ૩૬

ભુવનતાપતપેલ મનુષ્યના
મન વિષે આમોં રેલતું સ્થાન આ;
સરિતઘોષ સુગાનસ્વરે વદે
'વિહર દુઃખ સહુ પ્રિય આ સ્થળે. ૩૭

નિરખી શાન્ત અનુપમ અદ્રિની,
નિરખી મૈત્રી શિલા સરિતા તણી,
નિરખી સ્નેહ તરુ વિટપો તણો,
નિરખી સાધુ નિવૃત્ત અહીં જનો, ૩૮

તજી વિકાર અનેક સુખી તું થા,
તજી મનોભ્રમ શાન્ત વિશુદ્ધ થા;

અહીં નિલાસીં વિનોદીપણું સદા,
અહીં સુબુદ્ધિ સુખે સ્ગર સ્થાન આ." ૩૯

અનુષ્ટુભ્.

મધુરાં મધુરાં કાંઈ. હર્ષથી બોધ આપતાં;
શુકજનો સુણતાં છૂપાં, સ્નાનસ્થાન જતાં જતાં. ૪૦
સ્મર્યા સમ્બન્ધી સ્નેહીને, સ્મર્યા શ્રીવ્યંકટેશને;
સ્મરંતાં દિવ્ય એ સ્થાને, આદર્યું સ્નાનકર્મને. ૪૧

+ + +

હરિગીત.

દિવ્ય આ શું સ્થાન દીપે, દિવ્ય શું સરિતા સરે !
દિવ્ય આ જલધોધ અર્પે દિવ્યતા કંઈ કાયને !
હા_ધન્ય છે મમ માતૃભૂમિ! ધન્ય છે પ્રભુ હો તને !
સૃષ્ટિ વિષે આ સ્વર્ગને નીહાળીને વિકસું ખરે ! ૪૨

અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી.

---

## કપિલધારા*

શિખરિણી.

પ્હાણે પેલું ઊંચે રજતસમ શું દૂર ચળકે ?
ખરે ! એતો પેલી કપિલજલધારાજ ટપકે.

---

* મોટા બાલાજી (વ્યંકટેશ)ના દર્શનાર્થે જેઓ જાય છે તે તિરુપતિનાં (ત્રિપતિનાં) સ્ટેશન આગળ ઊતરે છે. વ્યંકટગિરિની નજીક આગળ કપિલતીર્થ નામનો કુંડ છે. એ કુંડ ગામથી આશરે એક માઈલ દૂર છે. એ કુંડમાં કપિલધારા નામનો જળધોધ પડે છે. પહાડ ઉપર પણ પાપમોચિની આકાશગંગા વગેરે નદીઓ—જળધોધો છે. આખો પહાડ પવિત્ર ગણાય છે. "જે જાય વ્યંકટ, તેનાં જાય સંકટ" એ મતલબની તેલુગુ ભાષામાં કહેવત છે. પહાડ ઉપર જોડા પહેરીને જવાતું નથી. પહાડ પર ચડતાં અનેક ભિખારીઓ મળે છે. તેઓ મોટે ભાગે ઢોંગી હોય છે. હાથમાં કે પગમાં કંઈ ખોડ હોવાના ખોટા ઢોંગ તેઓ કરે છે. આપણે પૈસો આપીને લગાર આગળ જઈએ એટલી વારમાં તો તેઓ સાજા થયલા જણાય છે. આખા માર્ગમાં "ગોવિન્દા",

અરે! ના! ના! એ તો ગતિરહિત ને નિશ્ચલ દિસે,
ન હાલે, ના ચાલે, જડસમ ઠરી તે ઠરી રહે. ૧

અનુષ્ટુભ્.

તિરુપતિ સ્થળથી આવ્યાં, ગાડાંમાં અફળાઈને;
પાસ જતાં અમે દીઠો, રમ્ય એ જળધોધને. ૨

મંદાક્રાન્તા.

ઊભા ઊંચા કઠિન પથ્થરોને ઉરે આર્દ્રતા શી!
એના આવા જડ હૃદયમાં સ્નેહની રેલ આ શી!
આવા ઊભા વિકટ વસમા માર્ગથી નીકળીને,
એવું રૂડું જળ ચળકતું ઊતરે છે સરીને. ૩

---

" ગોવિન્દા "નો અવાજ સંભળાવાં કરે છે. ત્યાં આગળ સધવા સ્ત્રીઓ પણ કેટલીક વાર કેશવપન કરાવે છે એમ જણાય છે. તિરુપતિ ગામમાં મહન્તના હાથીઓ ઘણા ફરતા હોય છે. તેઓ પૈસો લઈને આશીર્વાદ આપે છે. હાથીની બોલી શીખ્યા વિના એ આશીર્વાદ શો તે સમજી શકાતું નથી. ઘણી સ્ત્રીઓ ગજરાજને પૈસો આપીને તેની આગળ પોતાનું કેશરહિત માથું નીચું નમાવે છે, અને ગજરાજ પોતાની કૃપાભરી સૂંઢ એ માથા પર ફેરવીને તેઓને સુખી કરે છે. પાપવિમોચિની આગળ જે ત્રણ જળધોધ છે તે ઘણાજ રમણીય છે. " એવું કહેવામાં આવે છે કે આ ધોધની નીચે ઊભા રહી જે લોક ન્હાય છે તેમનાં પાપ તેમનાં શરીરમાંથી નીચોવાઈને નીકળી જાય છે." (સૌ. સુમતિની 'દક્ષિણ-યાત્રા,' પૃ. ૨૩). પણ ત્યાં ઘણું લપસણું હોય છે. વૃદ્ધો, બાળકો, અને સ્ત્રીઓને અનેકવાર પડી જતાં આપણે દેખીએ છિયે; છતાં કોઈ ન્હાયા વિના રહેતું નથી. એક સ્ત્રીને લપસી જતાં અમે જોઈ, અને તેનાં વેણિદાન કરેલા માથામાંથી લોહીની ધારાઓ નીકળતી જોઈને અમને ઘણી દયા આવી; પણ એતો પાછી તરતજ બેઠી થઈ અને ન્હાવા દોડી. છતાં એટલું તો નકીજ છે કે પાપમોચિની આગળ ન્હાવું ઘણું અઘરૂં છે. કપિલતીર્થ આગળ એવી કંઈ દહેશત નથી. કુંડમાં માછલાંઓ ઘણાં છે, અને પાણી ઘણું નિર્મળ છે. કપિલધારાના અવાજથી તથા દેખાવથી એ સ્થળની સુન્દરતામાં ઘણો વધારો થાય છે.

શિખરિણી.

વહે છે એ વારિ સતત ગતિએ એક સરખું,
દિસે તેથી દૂરે ગતિરહિત શું સ્નેહ-ઝરણું !
અરે ! આ પ્હાડોના કઠિન ઉરમાં સ્નેહ ઉભરે,
નિહાળી તેને આ હૃદય મહિં શા બોધ ઉછળે ! ૪

અનુષ્ટુભ્.

ગિરિના ઉરમાંથી શા, નીકળે જળધોધવા !
પછડાતા શિલા સાથે, ગળતા જગકુંડમાં. ૫

હરિગીત.

આગળ ધપેલા પ્હાડના આશ્રય તળે સુખમાં રહી,
હનુમન્તની છબિ રમ્ય શી જલસેકથી શીતલ થઈ !
વાનરતણાં વૃન્દો ઘણાં ત્યાં ઘૂમતાં સ્વચ્છન્દમાં,
જગકુંડમાં પણ સ્નાન કરતાં કૂદતાં આનન્દમાં. ૬

× × × ×

અનુષ્ટુભ્.

નિરખી પ્રભુની લીલા, શુદ્ધ નિર્મળ વારિમાં;
મત્સ્યની સાથ ન્હાયાં ને, શાન્ત ને સુખિયાં થયાં. ૭
સ્મર્યાં સ્નેહાળ ને સાચાં, સમાં સમ્બન્ધિયો બધાં;
સ્મર્યાં સર્વથકી વ્હાલાં, વ્યંકટેશ પ્રભુ સ્મર્યા. ૮
ચિત્તમાં પ્રસરી શાન્તિ, ભક્તિથી ઉર ઊભર્યાં;
પાપ દૂર થયાં સર્વે, સ્નેહનાં ઝરણાં વહ્યાં. ૯
ગિરિના મધ્યમાં વ્હેતી, રમ્ય પાપવિમોચિની;
સ્વર્ગંગા ને બીજી એવી, સરિતા સુખદાયિની. ૧૦
ધોધવા ધસતા તેના, વેગથી વરસી રહે;
મધુરા સ્વરથી કેવાં, સ્તવનો પ્રભુનાં કરે ! ૧૧
પરન્તુ ચડતાં પ્હેલાં, પ્હાડને શરણે નમી;
પ્હેલી જો જોઈ ધારા તે, ઉરમાં શી રહી રમી ! ૧૨
ભલે બીજી રહી ધારા, ઉછળે મનહારિણી !
પ્રિય એ કપિલધારા ! તું, તુંજ પાપપ્રણાશિની ! ૧૩

મોહનલાલ પાર્વતીશંકર દવે.

# મુંબઈ ઇલાકામાં કાગળ બનાવવાનો ઉદ્યોગ.

મુંબઈ ઇલાકામાં સિંધમાં કાગળ બનાવવામાં આવતા નથી; પણ બીજાં થોડાં શહેરોમાં બે જાતના કાગળ બનાવવાનો ઉદ્યોગ ચાલુ છે.

૧ દેશી રીત પ્રમાણે હાથથી બનાવવામાં આવતા કાગળ.

૨ સંચાથી બનાવવામાં આવતા કાગળ.

હાથથી બનાવવામાં આવતા કાગળ મુખ્યત્વે કરી સણ અને જૂના કાથળામાંથી અથવા જૂના નકામા કાગળમાંથી બનાવવામાં આવે છે.

કાગળની મિલો ઓગણીસમી સદીના બીજા અર્ધ ભાગમાં ઊભી થઈ અને પાશ્ચાત્ય પદ્ધતિ પ્રમાણે અહિં કાગળ બનતા હોવાથી જાડા કાગળ બનાવવાનો ઉદ્યોગ પડી ભાંગતો ચાલ્યો છે, અને હવે તો માત્ર ત્રણ કે ચાર શહેરમાંજ આ ઉદ્યોગ ચાલુ છે.

## હાથથી બનાવવામાં આવતા કાગળ.

ઇતિહાસ—લખવાને માટે હિન્દુસ્તાનમાં કાગળનો ક્યારથી ઉપયોગ થવા માંડ્યો તેનો ખરો ઇતિહાસ જાણવામાં નથી. એવું ધારવામાં આવે છે કે ચીંથરામાંથી બનાવેલા કાગળ વાપરવાની શરૂઆત મુસલમાન લોકોના વખતથી થઈ. એટલું તો નક્કી છે કે મરાઠા અને પેશ્વાના વખતમાં ચીંથરાંમાંથી બનાવેલા જાડા કાગળ ધર્મનાં પુસ્તકો લખવામાં, ચોપડા બાંધવામાં તેમજ અમલદારવર્ગ પત્રવ્યવહાર ચલાવવામાં વાપરતા હતા. આ વખતે ઘણા લોકો કેળવાએલા નહિ હોવાથી કાગળની ઝાઝી ખપત નહતી, અને તેથી કરી થોડા કાગળ બનાવવામાં આવતા અને તે મોંઘા મળતા; તેમ છતાં હાલ જે સસ્તા કાગળ મળે છે તેના કરતાં તે કાગળ વધારે મજબુત અને લાંબો વખત ટકે તેવા હતા. પેશ્વાઓએ આ ઉદ્યોગને ઘણું સારૂં ઉત્તેજન આપ્યું હતું અને તેને લીધે આ ઉદ્યોગ આબાદ સ્થિતિએ પહોંચ્યો હતો. તે વખતે નીચેનાં સ્થળોએ કાગળ બનાવવામાં આવતા:—

૧. રોજા. ૨. અમદાવાદ. ૩. એરંડોલ. ૪. જુન્નર. ૫. નાસિક. ૬. પૂના. ૭. વિજાપુર. ૮. બાગલકોટ. ૯. ગોકાક. અને ૧૦. તાલીકોટ.

અમદાવાદમાં કાગળ બનાવવાનો ઉદ્યોગ કેટલાંક વર્ષ ઉપર ધમધો-

કાર ચાલતો હતો. આ શહેરમાં તેમજ કોચરબપાલડીમાં હજુ પણ સણને પલાળી રાખવાનાં ઘણાં જૂનાં ખંડીએરો નજરે પડે છે.

અમદાવાદી કાગળ સફેદાઈ અને ચીકાશ માટે પ્રખ્યાત હતા અને જૂના વખતમાં અમદાવાદ અને તેની આસપાસનાં સ્થળોમાં અમદાવાદી કાગળ પુષ્કળ વપરાતા હતા.

૧૮૪૮ માં કાગળ બનાવવાના ઉદ્યોગમાં એકલા અમદાવાદમાં ૮૦૦ માણસો રોજ કામ કરતાં હતાં, અને ૧૮૭૮માં તે સંખ્યા ઘટી ૬૦૦ ની થઈ હતી. કાગળ બનાવનારા કામદારો કાગળ વેચવાનો ધંધો કરતા નથી. સુની વહોરા વેપારીઓ તેમની પાસે કાગળ બનાવરાવી વેચે છે. વહોરા વેપારી કે શેઠ કાગળ બનાવવાનો મસાલો—સણ,જૂના કોથળા, રદ્દી કાગળ, વગેરે–પૂરો પાડે છે અને કામદારો કાગળ બનાવે છે. આ ધંધો પરદેશથી આવતા કાગળોને લીધે પડી ભાંગતો જાય છે. અમદાવાદી કાગળ બનાવવાનો ઉદ્યોગ તદન નાબુદ થયો નથી તેનું મુખ્ય કારણ એ છે કે દેશી વેપારીઓ ચોપડા બાંધવામાં હજુ પણ અમદાવાદી કાગળને વધારે પસંદ કરે છે. અમદાવાદમાં જે કુટુંબો આ ઉદ્યોગને વળગી રહ્યાં છે, તેમની હાલત ઘણી ગરીબ થઈ ગઈ છે, અને તેઓને તે ધંધામાંથી મજુરી જેટલાજ પૈસા મળે છે.

પૂના જિલ્લામાં આવેલા જુન્નરમાં પણ કાગળ બનાવવાનો ઉદ્યોગ ઘણા જૂના કાળથી ચાલતો આવ્યો છે. મુસલમાનના વખતથી આજ સુધી તે ઉદ્યોગ ચાલુ છે; અહિં સોએક કારીગરો આ ધંધો હજુ કરે છે, એટલે આ ધંધો પડી ભાંગ્યા જેવોજ ગણાય.

પૂર્વ ખાનદેશમાં એરંડોલ કાગળને માટે પ્રખ્યાત હતું અને જેવી રીતે અમદાવાદી કાગળ વખણાતો તેવીજ રીતે તે પ્રાંતમાં એરંડોલી કાગળ પણ વખણાતો. શહેરથી દૂર અજની નદીને કાંઠે જૂનું કાગદીપુરા હજુ જોવામાં આવે છે. આ 'કાગદીપુરા' માં રદ્દી કાગળ પલાળી રાખવાના કુંડો તેમજ કાગળના મેંદાને ધોવા તેમજ સુકવવાના ગંજાવર છોવાળા ચબુતરા હજુ હયાત છે. એવું કહેવાય છે કે આ ચબુતરા ૩૦૦ વર્ષના જૂના છે અને તે માંહેના ત્રણચાર તો આજે પણ સારી સ્થિતિમાં છે.

દંતકથા પ્રમાણે તો નાસિકમાં આશરે ૧૮૦૦ની સાલમાં કોઈ એક બાલાજી આબાજી નામના માણસે કાગળ બનાવવાનો હુન્નર દાખલ કર્યો. આ માણસ ઔરંગાબાદ પાસેના રોજ નામના ગામમાંથી કેટલાક મુસલમાન કાગદીને નાસિકમાં તેડી લાવ્યો અને ત્યાં કાગળ બનાવવાનું કારખાનું ખોલ્યું. પેશ્વા તરફથી આ સાહસને સારૂં ઉત્તેજન આપવામાં આવ્યું હતું અને શહેરના ઉત્તર–પૂર્વમાં પચાસ કારખાનાં ચાલતાં હતાં. ૧૮૮૩ માં આ પચાસમાંથી માત્ર પાંચજ કારખાનાં ચાલતાં હતાં અને હવે તે હુન્નરનો સમૂળો નાશ થયો છે.

આજ અરસામાં અલીભાઈ નામના એક મુસલમાને કેટલાક કારીગરોને જુન્નરથી બોલાવી પૂનામાં કાગળ બનાવવાનું કારખાનું ખોલ્યું. અહિં પણ પેશ્વા તરફથી આ સાહસને પૂરતું ઉત્તેજન મળ્યું. ૧૮૮૪ સુધી આઠ કારખાનાં ચાલતાં હતાં; હવે બધાં નાશ પામ્યાં છે.

વિજાપુર જિલ્લામાં આવેલા બાગલકોટમાં હાલ નહિં જેવો ઉદ્યોગ ચાલે છે.

બેલગામમાં આવેલા ગોકાકમાં પૂર્વે કાગદીનાં ૧૬ કુટુંબો હતાં. આ કુટુંબોએ કાગળ બનાવવાનો ધંધો છોડી દીધો છે, અને હવે તેઓ વણકરનો ધંધો કરે છે.

અત્યારે કાગળ બનાવવાનો ઉદ્યોગ માત્ર અમદાવાદ, એરંડોલ, જુન્નર અને બાગલકોટમાં કંઈક છવતો રહ્યો છે.

### સણના કોથળા કે ગુણમાંથી કાગળ બનાવવાની રીત.

અમદાવાદમાં જૂના કોથળા સાથે રદ્દી કાગળની મેળવણી કરી કાગળ બનાવવામાં આવે છે. અમદાવાદમાં શાહપુરમાં રહેતા કાગદી મુસલમાનો કાગળ બનાવે છે, અને હાલ તો માત્ર બારેક કુટુંબો આ ધંધો કરે છે. જૂના કોથળાને કાપીને ઝીણા કટકા કરવામાં આવે છે. પાંચ મણ ઝીણા કટકા કરાવવાની મજુરી એક રૂપિઓ લાગે છે. આ ઝીણા કટકાની લંબાઈ આશરે પા થી અર્ધા ઈંચ સુધીની હોય છે. આવા ઝીણા કટકાને નદીએ લઈ જઈ ખુબ ધોવામાં આવે છે એટલે તાંતણા જુદા પડી જાય છે. આ તાંતણાની સાથે ચૂનો મેળવી તે મિશ્રણને કુંડમાં એથી ચાર દિવસ સુધી પલાળી રાખે છે. જે ઉચ્ચાલનથી ચોખાને ખાંડીને પૌંઆ બનાવવામાં આવે છે તેવાજ ઉચ્ચાલનની મદદથી પલળેલા મિશ્-

ધુને સારી રીતે ખાંડવામાં આવે છે. સારી રીતે ખંડાયલા માવાને ફરીથી નદી પર લઈ જવામાં આવે છે અને ધોવામાં આવે છે. સાફ કરેલા માવામાં પછીથી સાજીખાર અને ચૂનો નીચેના પ્રમાણ મુજબ ભેળવવામાં આવે છે.

| | |
|---|---|
| કાગળનો માવો. | ૪૦ શેર |
| સાજીખાર. | ૫ શેર. |
| કળીચૂનો | ૫ શેર. |

આવી રીતે તૈયાર કરેલા માવાને ૧૫ દિવસ સુધી પાણીમાં બુડાડી રાખવામાં આવે છે.

આ માવાને ત્યારપછી હજુ એક વખત ફરીને નદીએ ધોવા લઈ જવામાં આવે છે. દેશી સાબુથી ધોઈ આ માવો સાફ કરવામાં આવે છે. આ સાફ માવાને પાછો ફરીથી કચરવામાં આવે છે.

આ પ્રમાણે ધોવાની અને કચરવાની ક્રિયા પાંચછ વખત ફરી ફરીને કરવામાં આવે છે. એક મણ માવો ધોવામાં દર વખતે પાંચ શેર સાબુ ખપી જાય છે. આ પ્રમાણે તૈયાર થયલા માવામાં રદ્દી કાગળનો તેજ પ્રમાણે તૈયાર કરેલો માવો ભેળવવામાં આવે છે. પાણીમાં મિશ્રણને બે દિવસ ખૂબ કચરવામાં આવે છે, એટલે કાગળની પાતળી કાંજી તૈયાર થાય છે. આ કાંજીને ઠરવા દેવામાં આવે છે અને ઉપર તરી આવેલા પાણીને કાઢી નાંખે છે. નીચે ઠરેલો માવો હજુ એક વખત નદીએ ફરીથી ધોવામાં આવે છે અને તે માવાને ઘેર લાવી ઊંબંધ નાના કુંડમાં નાંખી તેમાં પાણી ઉમેરી તેને ખૂબ હલાવવામાં આવે છે; પછી આખી રાત આ મિશ્રણને ઠરવા દેવામાં આવે છે અને બીજે દિવસે સવારે કાગળ બનાવવાની છેવટની કાંજી તૈયાર થાય છે.

૪ ફુટ લાંબું અને ૩ ફુટ પહોળું એવું એક લંબચોરસ ચોકઠું બનાવેલું હોય છે. આ ચોકઠામાં ૭ કે આઠ સળીઆ આડા જડેલા હોય છે, અને તેના ઉપર એક જાતના ઘાસનો ઘણોજ બારીક પડદો ઘણોજ તંગ મૂકવામાં આવે છે. કાગળ બનાવનાર આ બારીક પડદાવાળાં ચોક-

કાને બન્ને હાથમાં લઈ નીચો વળી કાગળની કાંજીના કુંડમાં બોળે છે અને તે પડદાને એવી સફાઈથી કુંડમાંથી બહાર કાઢે છે કે કાંજીની એકસરખી તર તેને વળગી રહે છે. તર સાથે આવેલું પાણી નીચે ટપકી જાય માટે તે બારીક પડદાને થોડી વાર હવામાં ખુલ્લો પકડી રાખે છે. જો વધારે જાડા કાગળ બનાવવા હોય છે તો એ કે તેથી વધારે વખત તે. પડદાને કુંડમાં ઝબોળવામાં આવે છે. ચોકઠાથી પડદાને છૂટો કરી નાંખી તે ઉપરના કાગળને પહોળા પાટીઆ ઉપર ઊંધો નાંખી દેવામાં આવે છે. આ પ્રમાણે એક પાટીઆ ઉપર ચોવીસ કાગળ એકઠા થવા દેવામાં આવે છે. એક પાટીઆ ઉપર એક બીજું પાટીઉં મુકવામાં આવે છે, અને ઉપરના પાટીઆ ઉપર કાગળમાંનું પાણી કાઢી નાંખવા ભારે વજન મૂકવામાં આવે છે. આ ક્રિયા થઈ રહ્યા પછી ઘરની સ્ત્રીઓ દરેક કાગળને સંભાળથી ઊંચકી લઈ છોબંધ દીવાલ ઉપર સુકાવા નાંખે છે. કાગળ સુકાઈ તેની મેળે નીચે ખરી પડે છે. આ પ્રમાણે તૈયાર થયલા કાગળને આર નાંખનારાને ત્યાં મોકલી આપવામાં આવે છે. ઘઉંના લોટમાંથી બનાવેલો પાતળો આર કાગળને લગાડવામાં આવે છે. કાળુપુરમાં આશરે બારેક કુટુંબ કાગળને આર ચઢાવવાનું કામ કરે છે.

એક બાજુ ઉપર આર લગાડી કાગળને દોરી ઉપર સુકવવામાં આવે છે, અને જ્યારે તે બાજુ સુકાય છે, ત્યારે તેની બીજી બાજુ ઉપર આર ચઢાવવામાં આવે છે. બન્ને બાજુ સુકાઈ જાય છે એટલે આર ચઢાવનારા કાગળ ઘુંટનારને ત્યાં તે કાગળ મોકલી દે છે. કાગળને ચળકતા કરવા કે ઘુંટવા માટે ઘુંટનારા વજનદાર લાકડાના રોલરનો ઉપયોગ કરે છે. અમદાવાદમાં જુદે જુદે સ્થળે રહેતી કાગળ ઘુંટનારની વસ્તી આશરે બસે માણસોની છે.

* અમદાવાદમાં પાંચ જાતના કાગળ બનાવવામાં આવે છેઃ—

૧. દોલતાબાદી.

---

* કેટલાક નીચેની છ જાતો ગણાવે છે.

૧. દોલતાબાદી. ૨. સાહેબખાની. ૩. ખંભાતી. ૪. મુરાદશાહી. ૫. ગજીઆ. ૬. બીરગરા.

૨. સાહેબખાની.
૩. નાન પંજાતી.
૪. નાન મુસ્સી.
૫. ગઠ્ઠઆ.

આ પાંચે જાતના કાગળનો ગાવો એકજ પ્રકારનો હોય છે. ફેર માત્ર કદનોજ છે.

## ખર્ચ, વગેરે.

૨૪ કાગળનો એક ધા કે દસ્તો કહેવાય છે, અને એવા ૧૦૦ દસ્તાનું વજન આશરે ૧૦ બંગાળી મણ થાય છે. ૧૦ મણ સણમાંથી ૧૦૦ દસ્તા કાગળ બનાવી શકાય છે. એક મણ બંગાળી સણના બે રૂપિઆ બેસે છે.

કાગળ ખાંડનાર અને ધોનાર મજુરને પહેલાં રોજના ૪ આના આપવામાં આવતા; હાલ ૫ થી ૬ આના આપવા પડે છે. સવારના ૯ વાગ્યાથી સમીસાંજ સુધી તેઓ કામ કરે છે.

કુંડમાંથી ચોકઠા અને પડદાની મદદથી કાગળ કાઢનારને ૨૫ દસ્તાનો સવા રૂપિઓ આપવામાં આવે છે એક માણસ સાધારણરીતે એક દિવસમાં ૧૦ થી ૧૨ દસ્તા કાઢી શકે છે, એટલે રોજના તેને આઠદસ આનાજ પડે છે.

કાગળ ઉપર આર ચઢાવનારાને ૧૦૦ દસ્તાના આઠ રૂપિઆ મળેછે. તેઓ પોતાના ઘરનો આર વાપરે છે.

કાગળ ઘુટનારાઓને ૧૦૦ દસ્તા માટે ૬૦ થી ૬૮ રૂપિઆ સુધી આપવામાં આવે છે. ભાવનો આધાર કાગળની જાત અને તેના કદઉપર છે.

બાગલકોટમાં એકજ માણસ જૂના કોથળા અને રદ્દી કાગળમાંથી કાગળ બનાવે છે. તેની પાસે ખાંડવાનાં સાધન નહિ હોવાથી તે ખરબચડા અને ગંદા કાગળ બનાવે છે. એક વર્ષમાં તે આશરે વીસેક રીમ કાગળ બનાવે છે. આ કાગળ પૂઠાં ચઢાવવામાં વપરાય છે.

એરંડોલ અને જુન્નરમાં હાલ થોડાજ કાગળ બનાવવામાં આવે છે. અને તે પણ રદ્દી કાગળમાંથીજ બનાવવામાં આવે છે જૂના વખતમાં એરંડોલમાં સણમાંથી કાગળ બનાવવામાં આવતા હતા અને તે કાગળ બનાવવાની પદ્ધતિ અમદાવાદી કાગળ બનાવવાની ઉપર વર્ણવેલી પદ્ધતિને મળતીજ હતી.

„ એરંડોલ અને જુન્નરમાં રદ્દી કાગળમાંથી કાગળ બનાવવાની પદ્ધતિ એક સરખીજ છે. આ બન્ને સ્થળોએ થોડાંઘણાં કુટુંબ માત્ર દીવાળી પહેલાં થોડા દિવસ આ ધંધો કરતાં જણાય છે. કારણ કે વેપારીઓને નવા ચોપડાઓનો દીવાળી ઉપર ખપ પડે છે.

## સંચામાં બનતા કાગળો.

૧૯મી સદીની મધ્યમાં યુરોપના જુદા જુદા દેશોમાંથી સંચાની મદદથી બનાવેલા કાગળ એટલા બધા જથાબંધ આવવા લાગ્યા કે હાથથી બનાવવાના કાગળના ઉદ્યોગને ભારે નુકસાન થયું. પાશ્ચાત્ય પદ્ધતિ પ્રમાણે કાગળ બનાવવા ૧૯મી સદીના છેવટનાં વર્ષોમાં હિન્દુસ્તાનમાં પ્રયાસ થવા લાગ્યા. મુંબઈ ઇલાકા કરતાં બંગાળામાં કાગળની મિલોની સ્થિતિ વધારે સારી છે. બંગાળા અને મુંબઈની કાગળની મિલોને સરકાર તરફથી ઉત્તેજન આપવામાં આવે છે.

યુરોપ ખંડના દેશોની કાગળની મિલો કરતાં આપણા દેશની કાગળની મિલોને સરકારના ઉત્તેજન ઉપર વિશેષ આધાર રાખવો પડે છે. મુંબઈ ઇલાકામાં મુંબઈ, સુરત, અને પૂનામાં કાગળની ત્રણ મિલો હતી, આ ત્રણમાંથી પૂનાની 'ધિ-ડકન-પેપર-મિલ્સ-કંપની લિમિટેડ' નામની માત્ર એકજ મિલ અત્યારે કાગળ બનાવે છે. સરકાર તરફથી આ મિલને પણ જો સારૂં ઉત્તેજન ન મળે તો તે પણ બંધજ થાય. દર વર્ષે આ મિલ એક હજાર ટન કાગળ બનાવે છે, જેમાંથી ૮૦૦ ટન જેટલા કાગળ તો સરકારજ ઉત્તેજન દાખલ ખરીદ કરે છે.

પૂનામાં આવેલી આ મિલના સંચા જૂના અને જૂની ઢબના છે. ૧૮૮૩-૮૪માં જ્યારે એ મિલ ઊભી કરવામાં આવી ત્યારે આ સંચા મંગાવવામાં આવ્યા હતા. હાલ આ મિલમાં લગભગ પાંચસો માણસો કામ કરે છે, તેમાં સ્ત્રીઓની સંખ્યા અર્ધ ઉપર છે. આ મિલમાં ઘણાજ સાધારણ કાગળ બને છે, અને સારી જાતના બ્લૉટિંગ પેપર, વર્તમાનપત્ર માટે જોઈએ તેવા મોટા અને સસ્તા કાગળ, ઊંચી જાતના નોટ-પેપર, કે કાર્ડ-બોર્ડ ( જાડાં પૂઠાં ) બનાવવાનાં સાધન નથી.

સુતરાઉ કપડાંનાં ચીંથરાં, ઘાસ, લાકડાંનો માવો, ( જે સ્વીડનમાંથી મંગાવવામાં આવે છે ) જૂના કોથળા અને રદ્દી કાગળ એટલી વસ્તુઓમાંથી આ મિલમાં કાગળ બનાવવામાં આવે છે.

આપણા દેશમાં અને ખાસ કરી મુંબઈ ઇલાકામાં સંચાથી બનતા કાગળનો ઉદ્યોગ પણ પગભેર થતો નથી તેનાં અનેક કારણ છે. ઇંગ્લંડ, અમેરિકા, ઑસ્ટ્રિઆ, અને જર્મનિથી ઘણા સારા અને સસ્તા કાગળ આવી પડે છે. યુરોપ કે અમેરિકાની કાગળની મિલોને સારા મધ્યમ કે હલકા કાગળ બનાવવા હોય તે પ્રમાણે જોઈએ તેટલાં ને જોઈએ તેવાં ચીંથરાં, વગેરે એકદમ મળી શકે છે. યુરોપમાં ચીંથરાં વગેરે એકઠાં કરી સારાંનરસાં ચીથરાંને જુદાં જુદાં ગોઠવી તેનો જુદો જુદો ભાવ નક્કી કરી રાખવામાં આવે છે. આ એક જુદોજ ધંધો થઈ પડયો છે. મિલવાળાને ચીંથરાં એકઠાં કરવાની કે શોધવા જવાની માથાકૂટ કરવી પડતી નથી. જેટલા ટન ચીંથરાંની જરૂર પડે તેટલા ટન, ચીથરાં એકઠાં કરનાર પેઢી ગમે ત્યારે પૂરાં પાડે છે.

હિન્દુસ્તાનમાં આવા મોટા પાયા ઉપર ધંધો કરનાર પેઢી કે પેઢીઓ નથી. કાગળની મિલોવાળાનેજ સારાં નરસાં ચીંથરાંને જુદાં તારવી કાઢવાની માથાકૂટ કરવી પડે છે; વળી જે ચીંથરાં એકઠાં થઈ મિલમાં આવે છે તે એટલાં બધાં ગંદાં હોય છે કે જુદા જુદા આડતીઆ મારફત મળેલાં ૧૦૦ ટન સુતરાઉ ગંદાં ચીંથરાંમાંથી ૪૦ ટન જેટલાં તો નકામાં તરીકે કાઢી નાંખવા પડે છે. બાકી ૬૦ ટન ચીંથરાં રહ્યાં. આ ૬૦ ટન ગંદાં ચીંથરાંને કાપી સાફ કરવામાં આવે છે ત્યારે બાકી પર ટન રહે છે. બાકી રહેલાં પર ટન ચીંથરાંનો રંગ કાઢી નાંખી, ઉકાળી તૈયાર કરવામાં આવે છે ત્યારે માત્ર ૩૨ ટન બાકી રહે છે; એટલે ૬૦ ટનમાંથી ૩૨ ટન ચીંથરાં કાગળ બનાવવાના ઉપયોગમાં લઈ શકાય છે. આનો અર્થ એટલોજ થાય છે કે ખરાબ જાતનાં ચીંથરાંને લીધે શરૂઆતમાંજ ૫૦ ટન જેટલો માલ ઓછો થાય છે. સાધારણ રીતે ૨૦ થી ૩૬ ટન જેટલો ઘટાડો થાય છે, પણ પૂનાની મીલને જે ૫૦ ટકા જેટલો ઘટાડો ખમવો પડે છે તે એક ગંભીર મુશ્કેલી છે. આ મિલના આડતીઆ મુંબઈ, સૂરત, કરાંચી, વગેરે સ્થળોએ

છે. સુરત અને કરાંચીથી બધાં ચીંથરાં દરિઆમાર્ગે મુંબઈ લાવવામાં આવે છે અને ત્યાંથી ટ્રેન મારફતે પૂને મોકલવામાં આવે છે.

સ્ત્રીઓ ચીંથરાંને જુદાં પાડે છે, અને તેમને બે આના રોજ મળે છે. આડતીઆ મારફત ચીંથરાં કેટલાં મળશે તે પણ નક્કી હોતું નથી અને કેટલીક વેળા ખરાબ ચીંથરાં આવી પડવાથી કાગળની જાત પણ હલકી નીકળે છે.

બંગાળામાં 'સાબાઈ' કે 'બાબાઈ' નામના ઘાસમાંથી કાગળ બનાવવામાં આવે છે. આ જાતનું ઘાસ પૂનાની મિલ પણ વાપરવા લાગી છે. મિલની નજીક આ ઘાસ ઉગાડવામાં આવ્યું છે અને દર વર્ષે ૧૦૦ ટન ઘાસ મળી શકે છે બંગાળા જેવું સારૂં ઘાસ પૂનામાં થતું નથી તોપણ ૧૦૦ ટન ઘાસમાંથી ૪૦ ટન જેટલો ઉપયોગી માવો મળી આવે છે.

બંગાળામાં કોલસો સસ્તો મળે છે પણ પૂનામાં તેની પણ મુશ્કેલી છે. એક ટન કાગળ બનાવવા પાછળ ૨ થી ૨½ ટન કોલસા ખપી જાય છે. બંગાળાના કોલસાનો એક ટનનો ભાવ ૪½ રૂપિઆ છે અને પૂને આવતાં ૧૧ રૂપિઆ ગાડીભાડું થાય છે. એટલે એક ટનના ૧૫½ રૂપિઆ પડે છે. જો નિઝામના રાજ્યમાં આવેલી સિંગરણીની ખાણમાંથી કોલસા મંગાવવામાં આવે તો એક ટનના ઓછામાં ઓછા ૧૬ રૂપિઆ પડે.

પૂનાની મિલમાં બ્રાઉન પેપર બનાવવામાં આવે છે. ચોમાસામાં જ્યારે પાણી ગદુ હોય છે, ત્યારે આ જાતના મેલા કાગળ બનાવવા પડે છે.

આટલા વિવેચન ઉપરથી જણાય છે કે મુંબઈ ઇલાકામાં કાગળ બનાવવામાં કેટલીક ખાસ અડચણો નડે છે. હાથથી કાગળ બનાવવાનો હુન્નર તદન પડી ભાંગ્યો છે, કારણ કે યુરોપ અને અમેરિકાથી જથાબંધ સસ્તા કાગળ આવે છે. અમદાવાદી અને એરંડોલી કાગળની ખપત ઘણીજ જુજ છે. આ કાગળ માત્ર દેશી વેપારીઓ ચોપડા બાંધવાના કામમાં લે છે. આ જાતના કાગળ બનાવવામાં હવે માત્ર મજુરી જેટલુંજ મળે છે તેથી ઘણા કારીગરોએ એ ધંધો છોડી દીધો છે.

મુંબઈ ઇલાકામાં યુરેપઅમેરિકાની મિલો સાથે સ્પર્ધા કરી શકે તેવી મિલો કાઢવામાં પણ કેટલીક ગંભીર મુશ્કેલીઓ નડે છે. યુરેપ અને અમેરિકાની માફક આપણા ઇલાકામાં સસ્તાં, સારાં અને જથાબંધ ચીંથરાં પણ મળી શકતાં નથી. લાકડાંનો માવો પણ સસ્તો અને પૂરતો મળતો નથી. બંગાળા જેવું ઘાસ પણ થતું નથી કે ત્યાંના જેટલા સસ્તા કોલસા મળી શકતા નથી. નવીન ઢબના કીંમતી સંચા મંગાવી ગંજાવર મિલો બાંધવામાં જબરી મૂડી રોકવા તેમજ ઉપરની મુશ્કેલીઓથી ભરપૂર એવું સાહસ વહોરવા કોઈ તૈયાર થતું નથી.

---

# केळवणीखातानी खबरो.

## જાહેર ખબર.

( મે. ઉ. ભા. ના એડયુકેશનલ ઇન્સ્પેકટર સાહેબના સને ૧૯૦૫ તા. ૮ મી સપ્ટેંબરના હુકમ નં ૫૫૩૫ ઉપરથી ).

સને ૧૯૦૫ તા ૩૧ મી ઑગસ્ટના હુકમ નં. ૫૯૩૭થી મે. પબ્લિક ઇન્સ્ટ્રકશનના ડિરેક્ટર સાહેબે, મિ. *મહાશંકર છગનલાલ જોશીનાં બનાવેલાં "(૧) ગુજરાતમાં ઢોર ઉછેરવા વિષે અને ઢોરની જાતો સુધારવા વિષે" અને (૨) "બળદની પરીક્ષા કરવા વિષે" એ નામનાં બન્ને પુસ્તકો આ ઇલાકાની ગુજરાતી પ્રાથમિક નિશાળો માટે ઇનામ અને લાઇબ્રરી તરીકે મંજુર કર્યાં છે.

* સરનામું:- (સહી) P. LORY,

વેટરીનરી ઑફિસર, Educational Inspector,

ગોધરા (પંચમહાલ જિલ્લો). N. D,

---

શેઠ. મોહમદભાઈ ચાંદાભાઈ ચીનારીવાળા. રૂ. ૪-૦-૦ શેઠ. હસનઅલી આદમભાઈ કરાંચીવાળા. રૂ. ૫-૦-૦ શેઠ. અસગરભાઈ અલીભાઈ ગોતીવાળા રૂ. ૪-૦-૦ શેઠ. ગુલામહુસેન અબદુલ ગફુર ડાક્તર રૂ. ૫-૦-૦ શેઠ બદરૂદીન તૈયબઅલી રંગવાળા રૂ. ૪-૦-૦ શેઠ. મહમદભાઈ અલીભાઈ કીનખાબવાળા રૂ. ૪-૦-૦ ઇનામો વહેંચ્યાં હતાં.

કચ્છ.

કચ્છ—અંજાર કન્યાશાળાના રા. રા. દીવાનજી સાહેબ તરફથી રૂ. ૩૦-૦-૦ લાકડીઆ સ્કુલ. રૈયત તરફથી રૂ. ૧૯-૧૨-૯ દુધે સ્કુલ ઠક્કર શામજી આણુદજી રૂ. ૮-૧૨-૦ ભુજ નં. ૧લો. વકીલ રેવાશંકર ખીમજી રૂ. ૧૬-૮-૦ રા. રા. વિઠ્ઠલજી કેશવજી રૂ. ૧૨-૮-૦ ગુસાંઈ રિધગરજી પાણુગરજી રૂ. ૩૦-૦-૦ માંડવી. સ્કુલ.-ઠકર. પુરૂશોતમ સુંદરદાસ રૂ. ૬-૪-૦ શેઠ. વલભદાસ કલ્યાણ રૂ. ૮-૧૨-૦ ગઢસીઆ સ્કુલ. જોસી. વેલજી પદમસીંહ રૂ. ૭-૨-૦ રોહા સ્કુલ. શેઠ. તલસીદાસ સુરજી રૂ. ૨૮-૪-૦ જાગીરદાર તરફથી રૂ. ૩૨-૬-૦ ખીજડીઆર ઠાકોર તરફથી રૂ ૨૧-૧૨-૦ શેઠ. પ્રધાન વાઘજી રૂ. ૧૬-૧૨-૦ રાપર કન્યાશાળા ઠાક્કર ભવાનજી કરમસીંહ રૂ.૧-૧૩-૦ ઠકર. મૂળજી અવચળ રૂ.૧-૪-૦ ભુજ. નં. ૨-જો. રા. રા. પ્રાણજીવન મનસુખરામ રૂ. ૫-૮-૦ ગુસાંઈ રિધગરજી પ્રાણુગરજી રૂ. ૧૬-૦-૦ ભુજ કન્યાશાળા—ગુસાંઈ રિધગરજી રૂ. ૨૦-૦-૦ માંડવી ખલ્હાન આગરીઆ સુમાર હાજીજુમા રૂ. ૩-૧૨-૦ મુંદ્રા સ્કુલ—પ્રજા તરફથી રૂ. ૯-૧૪-૦ મુંદ્રાકન્યાશાળા—એજ રૂ. ૧૭-૧૦-૦ સાંધાણુ—સ્કુલ. શેઠ. રતનસીહ પદમસીંહ રૂ. ૧૮-૦-૦ મગવાણુ—સ્કુલ. ઠકર વાઘજી સુરાજ રૂ. ૧-૯-૦ સોની પરશોતમ હરી રૂ.૧-૧-૦ માખાપર સ્કુલ—પટેલ મનજી ધણીદના રૂ. ૪-૬-૦

કાઠીયાવાડ.

કંડોરણા—માધવજી લીલાધર રા. ૫-૦-૦ વિદ્યાર્થીઓને ઉત્તેજનાર્થે. આમરણ—મે. જીવાઇદારસાહેબ રા. ૧૩-૧૩-૦ ઇનામ, સાકર અપૂર્ણ.

# ગુજરાત શાળાપત્ર.

પુસ્તક ૪૮ મું. નવેમ્બર. ૧૯૦૯. અંક ૧૧ મો.


## ગુજરાતી ભાષા.

ગયા અંકમાં આ વિષે ડૉ. ગ્રીઅર્સનના પુસ્તકને આધારે કેટલોક લેખ આપ્યો છે. આ અંકમાં એજ પુસ્તકને આધારે વિશેષ લખવામાં આવે છે.

ઇ. સ. ના ૧૨મા સૈકામાં થઈ ગયલા હેમચંદ્રે પોતાના ' શબ્દાનુશાસન 'ના ૮મા અધ્યાયમાં પ્રાકૃત ભાષાનું વ્યાકરણ આપ્યું છે, તેમાં ' અપભ્રંશ 'ના નિયમો આપ્યા છે. એ અપભ્રંશ ઉપરથી હાલની ગુજરાતી ભાષા ઊતરી આવી છે. શિષ્ટ અપભ્રંશને જૂના વખતમાં ' નાગર અપભ્રંશ ' કહેતા અને એ ' નાગર અપભ્રંશ 'જ ગુજરાતી ભાષાનું મૂળ છે. કેટલાક વિદ્વાનોનું એવું માનવું છે કે એ નાગર જ્ઞાતિના નામ પરથી બાલબોધ લિપિનું ' નાગરી ' લિપિ એ નામ પડયું છે. ' નાગર અપભ્રંશ ' એ નામ પણ નાગર જ્ઞાતિના નામ પરથીજ પડયું હશે એવો સંભવ છે. વિદ્યાના વિષયમાં નાગર જ્ઞાતિ ગુજરાતમાં સર્વ જ્ઞાતિઓમાં પરાપૂર્વથી અગ્રેસર છે. હેમચન્દ્ર જાતે ઉત્તર ગુજરાતમાં રહેતા અને જે અપભ્રંશભાષાના એમણે નિયમો અને દાખલા આપ્યા છે તે ભાષા એમના સમયમાં મૃત હશે, તોપણ તે સમયમાં બોલાતી ભાષાનું પ્રાચીન સ્વરૂપ છે એ નક્કી છે.

અણહિલવાડ પાટણની વિદ્યાનો કંઈ હેમચંદ્ર સાથે નાશ થયો નહિ. એના મરણ પછી લગભગ બસેં વર્ષે લખાયલો એક પ્રાચીન ગ્રન્થ માલમ પડે છે, તે જૂની ગુજરાતી ભાષામાં લખેલો માની શકાય. એ ગ્રન્થ તે ' મુગ્ધાવબોધ મૌક્તિક ' છે. એ વ્યાકરણનો ગ્રન્થ છે. સંસ્કૃત વ્યાકરણના

'વાક્યવિન્યાસ' વિષે ગુજરાતીમાં લખેલો એ લેખ છે. એ ગ્રન્થ ઈ. સ. ૧૩૯૪માં લખાયો છે ને એનો ગ્રન્થકાર દેવસુન્દરનો શિષ્ય હતો. એ લેખ હકીકત માટે નહિ, પણ ભાષાશોધ માટે ઉપયોગી છે; કેમકે હેમચન્દ્ર (ઈ. સ. ૧૧૫૦) અને નરસિંહ મહેતા (ઈ. સ. ૧૪૫૦) એ બેના સમયની વચ્ચે ગુજરાતી ભાષાની સ્થિતિ કેવી હતી તે એથી જણાય છે. આ રીતે હાલની ગુજરાતી ભાષા કેવી રીતે ઉત્પન્ન થઈ તે જાણવાનાં અવિચ્છિન્ન સાધનો મળી આવે છે. સંસ્કૃત–પ્રાકૃત–અપભ્રંશ–ગુજરાતી આ ક્રમે હાલની ગુજરાતી ભાષાનું બંધારણ થયું છે.

હેમચન્દ્રે વર્ણવેલી નાગર અપભ્રંશભાષા મધ્યમાં આવેલા, ગંગા-યમુનાના વચલા પ્રદેશમાંની પ્રાકૃત–શૌરસેની સાથે નિકટ સંબંધ ધરાવે છે.

મુખ્ય સ્વરૂપમાં ગુજરાતી ભાષા પશ્ચિમની હિંદી સાથે ને તેથી પણ વિશેષ રાજસ્થાની ભાષા સાથે મળતી આવે છે. મધ્ય સમયમાં ગુજરાત એ રજપુતાનાનો માત્ર એક ભાગ હતો. હાલ એ રજપુતાનાથી જુદો છે; કારણ કે એ ઘણોખરો બ્રિટિશ હકુમત નીચે છે અને રજપુતાનામાં દેશી રાજ્ય છે. ક્રિયાપદનાં અને નામનાં રૂપાખ્યાનમાં ગુજરાતી ભાષા પશ્ચિમ હિંદી સાથે મળતી આવે છે. એમાં માત્ર એકજ અપવાદ છે. તે એ કે નામની છઠ્ઠી અને ચોથી વિભક્તિની બાબતમાં એ પશ્ચિમ રાજસ્થાની સાથે મળતી આવે છે.

પંજાબી, ગુજરાતી, અને રાજસ્થાની એ ભાષાઓ અને બીજી ભાષાઓ વચ્ચે એક ફેર એ છે કે આગલીમાં શબ્દનાં રૂપો પ્રત્યયોને બદલે સહાયક શબ્દો ઉમેરવાથી થાય છે અને પાછલીમાં પ્રત્યયો ઉમેરવાથી થાય છે. જેમકે હિંદુસ્તાનીમાં (જેનો આગલીમાં સમાવેશ થાય છે) 'ઘોડે-કા' (ઘોડાનો) અને 'ઘોડે-કો' (ઘોડાને) એમ થાય છે એમાં 'કા' ને 'કો' એ સહાયક-શબ્દો 'ઘોડે' (મૂળ 'ઘોડા')–ને ઉમેરાયા છે; પણ બંગાલીમાં (જેનો પાછલીમાં સમાવેશ થાય છે) 'ઘોડાર' (ઘોડાનો) અને 'ઘોડારે' છે. આમાં 'ર' ને 'રે' એ બે પ્રત્યયો છે ને તે 'ઘોડા'ને લગાડેલા છે. 'ઘોડાર' અને 'ઘોડારે' એ બંનેમાં પ્રત્યય ભેગો થઈ એક આખો સાદો શબ્દ બને છે અને એનો

ઉચ્ચાર પણ એક શબ્દ જેવો થાય છે; પણ ' ઘોડે-કા ' અને ' ઘોડે-કી ' તો સમસ્ત શબ્દ જેવા છે; દરેકમાં બે શબ્દ છે.

આનું કારણ એ છે કે ભાષાના બંધારણમાં પ્રથમ મૂળ શબ્દોમાં જુદા શબ્દ ઉમેરી શબ્દોનાં રૂપો થાય છે ને જેમ જેમ ભાષાનો વિકાસ થતો જાય છે તેમ તેમ શબ્દોનાં રૂપો પ્રત્યયથી થાય છે; અર્થાત્, બે શબ્દોનો બનેલો શબ્દ એકજ શબ્દ હોય એમ થાય છે. આ ઉદાહરણથી સારી રીતે સમજાવી શકાશે; પણ તેમ કરતાં પહેલાં પ્રાકૃત ભાષાનો અપભ્રંશનો એક સંધિનિયમ આપવાની જરૂર છે.

' **कगचजतदपयवां प्रायो लोपः** । २ । २. એવું ' પ્રાકૃતપ્રકાશ '-નું સૂત્ર છે. **कगचजतदपयवां प्रायो लुक्** [ હેમ૦ ૮ । ૧ । ૭૭ ], સ્વરથી પર, અનાદિ અને અસંયુક્ત એવા क्, ग्, च्, ज्, त्, द्, प्, य्, ને व्,નો પ્રાયઃ લોપ થાય છે. અર્થાત્, કેટલાક વ્યંજનો, જેમાં क् ને त् છે, જ્યારે શબ્દની મધ્યમાં અને બે સ્વરની વચ્ચે આવે ત્યારે તેનો લોપ થાય છે, પણ શબ્દની આદિમાં હોય તો તેનો લોપ થતો નથી; જેમકે **चलति** નું **चलइ** થાય છે; પણ **कामस्य तत्त** એમાં **तत्त**નો આદિ त् લોપાતો નથી; કેમકે અસંયુક્ત છે તોપણ પદનો આદિ છે. આ પ્રમાણે જ્યારે क्, त्, આદિ વ્યંજનનો લોપ થાય ત્યારે તે વ્યંજનો પદના આદિમાં નથી એ સ્પષ્ટ છે.

હવે ત્રણ જૂના શબ્દો જે ષષ્ઠીના પ્રત્યયો થયા છે તેનો વિચાર કરીએ. એ ત્રણ શબ્દો **किअअ**, **कर**, કે **करऊ**, અને **तणऊ** છે. હિંદુસ્તાની ' ઘોડે-કા ' એ ' ઘોડે-કિઅઅ ' એ અપભ્રંશ રૂપ ઉપરથી વ્યુત્પન્ન થયો છે. અહિં ' કિઅઅ ' નો ' કા ' થતાં ' ક્ નો લોપ થયો નથી; તેથી ઉપલા નિયમ પ્રમાણે એમ સમજાય છે કે ' ક્ ' એ જુદા શબ્દનો આદિ વર્ણ છે અને એ શબ્દ ' ઘોડે ' સાથે એક થયો નથી અને ' કા ' એ અન્ય શબ્દજ લાગેલો છે, પ્રત્યય નથી.

એથી ઉલટું બંગાળી ' ઘોડાર ' એ ' ઘોડઅ-કર ' પરથી ' ઘોડઅ-અર ' થઈ વ્યુત્પન્ન થયો છે. અહિં ' કર 'નો આદિ ' ક્ ' લુપ્ત થયો છે. એ ઉપરથી સમજાય છે કે ' ક્ ' પદનો આદિ વર્ણ ન હતો પણ વચમાં છે;

' કર ' એ આ પ્રમાણે જુદો શબ્દ ન હતો, પણ શબ્દનો અવયવજ હતો, તેથી ' ઘોડઅકર 'માં વચ્ચે આડી લીટી નથી; માટે ' ર ' એ પ્રત્યય છે, જુદો શબ્દ નથી. બંગાળી વૈયાકરણો ' ઘોડાર ' ને એક શબ્દ તરીકે લખે છે તે બરોબર છે.

પશ્ચિમ રાજસ્થાનીમાં ' ઘોડારો ' ( ઘોડાનો ) છે તે બંગાળી ' ઘોડાર 'ના જેવુંજ રૂપ છે. એને સાધારણ રીતે ' ઘોડા–રો ' લખે છે તે ખોટું છે. એ ' ઘોડ્અ–કરઉ ' પરથી વ્યુત્પન્ન થયો છે, અને ' ક્ ' નો લોપ થયો છે તેથી એમ જણાય છે કે ' ઘોડઅકરઉ ' અને ' ઘોડારો ' એ દરેક એક શબ્દ છે, બેનો બનેલો નથી. તેટલા માટે ' રો ' એ પ્રત્યય છે, ઉમેરેલો શબ્દ નથી.

હવે ગુજરાતી રૂપ ' ઘોડાનો ' લઈએ. એ ' ઘોડ્અ–તણઉ 'નું ' ઘોડ્અ–અણઉ ' થઈ વ્યુત્પન્ન થયો છે. અહિં પણ ' ત્ ' ના લોપથી એમ સમજાય છે કે ' તણઉ ' એ જુદો શબ્દ જતો રહી પ્રત્યય ગણાયો છે. તેટલા માટે ' ઘોડાનો ' એ એક શબ્દ છે, બેનો બન્યો નથી. ' રો ' ની પેઠે ' નો ' પણ પ્રત્યયજ છે.

અર્થાત્ વ્યંજનનો લોપ પદના આદિમાં થતો નથી, તેથી જે રૂપોમાં લોપ થયો છે તેમાં મૂળ શબ્દોને લગાડેલા એ પ્રત્યયોજ છે, ને શબ્દ એકજ છે, બે સંયુક્ત થઈ બન્યો નથી; પણ જે રૂપોમાં લોપ થતો નથી તેમાં મૂળ શબ્દોને લગાડેલા એ બીજા શબ્દો છે ને આખા શબ્દ બે શબ્દો સંયુક્ત થઈ થયા છે.

ચતુર્થીના પ્રત્યયની બાબત છઠ્ઠીના પ્રત્યય જેવીજ છે; કેમકે એ બધી ભાષાઓમાં–પંજાબી, ગુજરાતી ને રાજસ્થાનીમાં–ચતુર્થીનો પ્રત્યય ષષ્ઠીના પ્રત્યયને સપ્તમીનો પ્રત્યય લગાડવાથી થાય છે. ' કે ' એ ' કા ' ની સપ્તમી, ' રે ' એ ' ર ' કે ' રો ' ની સપ્તમી છે, અને ' ને ' એ ' નો ' ની સપ્તમી છે.

આ ઉપરથી સમજાશે કે હિંદુસ્તાની ભાષામાં ષષ્ઠી અને ચતુર્થી નવા શબ્દ ઉમેરવાથી થાય છે; પણ ગુજરાતી અને પશ્ચિમ રાજસ્થાની તેમજ પંજાબીમાં ( તેમાં ' દિદા 'નું સંક્ષિપ્ત રૂપ ' દા ' છે ) ષષ્ઠી અને ચતુર્થી પ્રત્યયો લગાડવાથી થાય છે.

સ્વરોના ઉચ્ચારમાં ગુજરાતીમાં કેટલાંક ખાસ લક્ષણ છે. સ્વરની પછી સંયુક્ત વ્યંજન હોય તો તેમાંનો એક લોપાઈ પૂર્વ સ્વર દીર્ઘ થાય છે. જેમકે હિંદીમાં 'मक्खन' ને ગુજરાતીમાં 'માખણ' છે. વળી 'मारिस्स' નું 'મારીશ' થાય છે.

અરબી ને ફારસી ભાષામાં જે શબ્દમાં 'અ' ની પછી 'હ' આવે છે તે શબ્દો ગુજરાતીમાં વપરાય છે ત્યારે તેમાં 'અ'નો 'એ' થાય છે; પણ હિંદુસ્તાનીમાં 'અ' રહે છે. જેમકે હિંદુસ્તાની 'सह'નું ગુજરાતીમાં 'શેહેર' છે.

સિંધી ને રાજસ્થાનીની પેઠે ગુજરાતીમાં 'એ' ને 'ઓ' છે; ત્યારે હિંદુસ્તાનીમાં 'ઐ' ને 'ઔ' છે; જેમકે હિંદુસ્તાનીમાં 'बैठा,' ગુજરાતી 'બેઠો', હિંદુસ્તાનીમાં 'लौंडी,' ગુજરાતી 'લોંડી'.

ઘણા શબ્દોમાં હિંદુસ્તાનીમાં 'ઇ' છે ત્યાં ગુજરાતીમાં 'અ' છે: જેમકે હિંદુસ્તાની 'बिगड़ना', ગુજરાતી 'બગડવું'; હિંદુસ્તાની 'लिखना', ગુજરાતી 'લખવું'; હિંદુસ્તાની 'मिलना', ગુજરાતી 'મળવું'; હિંદુસ્તાની 'अधिक', ગુજરાતી 'અદકું'.

વળી હિંદુસ્તાનીમાં उ હોય છે ત્યાં કોઈ કોઈ સ્થળે ગુજરાતીમાં 'અ' હોય છે. જેમકે હિંદુસ્તાની 'तुम', ગુજરાતી 'તમે' (મેવાટી { રાજસ્થાની } तम); હિંદુસ્તાની 'मानुस', ગુજરાતી 'માણુસ'; હિંદુસ્તાની 'हुआ' ગુજરાતી 'હતો'. ગુજરાતીમાં સંભાષણમાં 'હુતો' પણ વપરાય છે.

વ્યંજનના સંબંધમાં રાજસ્થાની, પંજાબી, સિંધી, અને મરાઠીની પેઠે ગુજરાતીમાં પણ ઘણા શબ્દોમાં મૂર્ધન્ય વ્યંજનો છે. 'ણ' અને 'ળ' હિંદુસ્તાનીમાં નથી. નિયમ એવો જણાય છે કે અપભ્રંશમાં 'ન' અને 'લ' પરથી ગુજરાતીમાં 'ન' ને 'લ' થાય છે; પણ અપભ્રંશમાં 'ન' ને 'લ' શબ્દની વચમાં હોય છે તેનું ગુજરાતીમાં 'ણ' ને 'ળ' થાય છે; જેમકે અપભ્રંશ 'સોનઉ', ગુજરાતી 'સોનું' અપભ્રંશ 'ઘણઉ', ગુજરાતી 'ઘણું', અપભ્રંશ 'ચલ્લઈ', ગુજરાતી 'ચાલે'; અપભ્રંશ 'ચલઈ', ગુજરાતી 'ચળે'. ઉપર નિયમ આપ્યો છે કે પ્રાકૃતમાં સંયુક્ત વ્યંજન હોય તો ગુજરાતીમાં એક લોપાઈ

પૂર્વસ્વર દીર્ઘ થાય છે. આ ઉપરથી દન્ત્ય વ્યંજનો શબ્દની વચ્ચે હોય છે ત્યારે તેની પૂર્વેનો સ્વર બહુધા દીર્ઘ હોય છે.

ડૉ. ગ્રીઅર્સને વ્યંજનોના પ્રાન્તિક ભેદ નીચે પ્રમાણે આપ્યા છે.

દન્ત્યને બદલે મૂર્ધન્ય ને મૂર્ધન્યને બદલે દન્ત્ય—ડ, ઢ, ને ળ સ્થાને ૨. 'માતે' (માટે), 'દીથો' (દીઠો), 'થોરા' કે 'ઠોડા' (થોડા), 'લોઇ' (લોહું), 'તેને' (તેણે), 'મરવું' (મળવું), 'ડાહડો' (દહાડો), 'હું' (તું), 'દીઠો' કે 'ડીઠો' (દીધો). વાયવ્ય સીમાની પિશાચ ભાષાઓની પેઠે દન્ત્યને મૂર્ધન્ય પરસ્પર બદલાય છે.

'ચ' ને 'છ' ને બદલે 'સ'. 'પાંસ' (પાંચ), 'ઉસો' (ઉંચો), 'સારવું' (ચારવું), 'સોરૂ' (છોરૂ), 'પુસ્યો' (પૂછ્યો).

'જ' ને 'ઝ' નો 'ઝ઼' જેવો ઉચ્ચાર 'ઝ઼ાડ' (ઝાડ). ચરોતરમાં મહીના કિનારાના પ્રદેશમાં 'સ' ને 'ઝ઼' નો ઉચ્ચાર 'ત્સ' 'દ્ઝ઼' જેવો, અર્થાત્ દન્ત્યતાલવ્ય થાય છે. એ ઉચ્ચાર મરાઠીને મળતો છે. 'ચરોતર' માંના 'ચ' નો પણ એવોજ 'ત્સ' ઉચ્ચાર થાય છે.

'ચ' ને 'છ' નો 'સ' થાય છે. 'ક' 'ખ' ને 'ગ' ની પહેલાં કે પછી 'ઇ', 'એ', કે 'ય' આવે તો ઘણુંકરીને અનુક્રમે 'ચ', 'છ', ને 'જ' થાય છે. ઉત્તર ગુજરાતમાં આ પ્રમાણે થાય છે; જેમકે 'દીચરો' (દીકરો), 'છેતર' (ખેતર), 'લાજ્યો' (લાગ્યો), 'પજે' (પગે). ઉત્તર કોકણની મરાઠીમાં પણ આવોજ ફેરફાર થાય છે. પાછા એ 'ચ' ને 'છ' ના ઉપર દર્શાવેલા ફેરફાર પ્રમાણે 'સ' પણ થાય છે, 'નાંખ્યા' નું 'નાછ્યા' ને પછી 'નાસ્યા' થાય છે.

હિંદુસ્તાનીમાં 'વ' નો 'બ' થાય છે; ગુજરાતીમાં એમનો એમ રહે છે; જેમકે હિંદુસ્તાનીમાં 'बनिआ', ગુજરાતી 'વાણીઓ'; હિંદુસ્તાનીમાં 'बिना' ગુજરાતી 'વિના'; હિંદુસ્તાનીમાં 'पर्बत', ગુજરાતી 'પર્વત'.

બોલવાની ભાષામાં ગુજરાતીમાં કેટલેક સ્થળે 'સ' ને 'શ' નો ઉચ્ચાર 'હ' જેવો થાય છે અને એ ઉત્તરમાં નિયમ થઈ ગયો છે.

પશ્ચિમ રાજસ્થાનીમાં એમજ છે. 'માણુહ' (માણસ), 'હો' (સો), 'હૂરજ', 'દેહ' (દેશ), 'હમજાયો' (સમજાવ્યો). કાઠિયાવાડમાં 'આદિ' સ'ના ઉચ્ચારમાં ઊષ્મ 'હ'કારનું મિશ્રણ થાય છે. 'ક' ને 'ખ'ની વચ્ચે જેવો સંબંધ છે તેવો 'સ' ને કાઠિયાવાડી 'સ્હ' વચ્ચે સંબંધ છે.

એથી ઉલટું, મુખ્યત્વે ઉત્તરમાંજ 'હ' નો લોપ પણ થાય છે. 'ઉતો' (હુતો, હતો) 'ઉં' (હું), 'આથી' (હાથી), 'કઉં' (કહું).

આ નિયમ મહાપ્રાણ વ્યંજનોમાં પણ થતો જોવામાં આવે છે; તેથી ઉત્તરમાં નીચેના ઉચ્ચારો છેઃ—

'એકતુ' (એકઠું), 'હાતે', કે 'હાતી' (હાથે), 'અદકું' (અધિકું).

સુરત અને ભરૂચ જિલ્લાઓમાં વ્યંજનો બેવડવામાં આવે છે. શબ્દના આરંભમાંના વ્યંજનનો પણ દ્વિર્ભાવ કરવા તરફ વૃત્તિ છે 'દ્દિઠો' (દીઠો), 'નોક્કર' (નોકર), 'અમ્મે' (અમે), 'નાલ્લો' (નાનો), 'મ્મારો' (મારો). 'નાલ્લો' માં થયું છે તેમ 'ન' નો 'લ' કરવા તરફ પણ વૃત્તિ છે. એ વૃત્તિ આખા ગુજરાતમાં સામાન્ય છે, પણ સુરતભરૂચમાં વિશેષ દેખાય છે. એજ જિલ્લાઓમાં 'ય' ની પહેલાં વ્યંજન હોય તો તે વ્યંજનની પૂર્વે 'ઇ' હોય તેના જેવો ઉચ્ચાર થાય છે. 'માર્યો' નો ઉચ્ચાર 'માઈર્યો' 'આવ્યો', 'લાવ્યો' નો ઉચ્ચાર 'આઈવ્યો', 'લાઈવ્યો' જેવો પણ કેટલાક કરે છે.

વળી એકજ શબ્દમાં વ્યંજનો ઉલટાસુલટા કરવાના દાખલા પણ ગુજરાતીમાં મળી આવે છે. 'ટીપવું', 'પીટવું'; 'ખરાવીશ', 'ખવારીશ', 'દેતવા', 'દેવતા'. છેલ્લા બે દાખલા ઘોઘામાંના છે એમ ડૉ. ગ્રીઅર્સન કહે છે. પણ અમદાવાદમાં પણ 'દેતવા' શબ્દ સંભળાય છે. આ બધા અશિષ્ટ વર્ગનાજ ઉચ્ચારો છે, પણ ભાષામાં કેવો ફેરફાર થાય છે તે દર્શાવે છે, માટે અહિં આપ્યા છે. અમદાવાદ ને ચરોતરમાં 'મજબૂત' ને ઠેકાણે 'જમબૂત'; 'ગમ' ને ઠેકાણે 'મગ'; અને 'નુકસાન' ને ઠેકાણે 'નુસકાન' કહે છે.

બીનકેળવાયેલા મુસલમાનો હિંદુસ્તાની નહિ, પણ ગુજરાતી બોલે છે, તેમની ભાષામાં ફારસી અને અરબી ભાષાના ઘણાં શબ્દો આવે છે; અને ગુજરાતી ભાષાના ઉચ્ચારમાં પણ ખાસ ફેરફાર થયેલા જોવામાં આવે છે; તેમાંનો મુખ્ય દન્ત્ય અને મૂર્ધન્ય વ્યંજનનો પરસ્પર ફેરફાર છે.

પારસી લોકોની ગુજરાતી ભાષામાં પણ મૂર્ધન્યને બદલે દન્ત્ય વ્યંજનોનો પ્રયોગ જોવામાં આવે છે.

ગુજરાતીમાં નપુંસક લિંગ છે, તેમ હિંદુસ્તાનીમાં નથી. હિંદુસ્તાનીમાં નપુંસક પ્રશ્નાર્થ સર્વનામ છે અને પશ્ચિમ હિંદીની કેટલીક પ્રાન્તિક બોલીમાં નપુંસક લિંગના કોઈક કોઈક દાખલા જોવામાં આવે છે. પશ્ચિમ હિંદીમાં સંસ્કૃત અને પ્રાકૃતમાંથી આવેલા નપુંસક લિંગના શબ્દો પુલ્લિંગમાં છે. રાજસ્થાનીમાં આ દાખલા, જેમ જેમ પશ્ચિમ તરફ જઈએ છિયે તેમ, પશ્ચિમ હિંદી કરતાં વિશેષ જોવામાં આવે છે અને આખરે ગુજરાતીમાં નપુંસક લિંગ સ્થાપી થયલી દેખાય છે. આ બાબતમાં ગુજરાતી મરાઠીને મળતી આવે છે. ઘણીખરી વાર નપુંસક લિંગ સામાન્ય લિંગના અર્થમાં વપરાય છે; ' છોકરૂં '.

'ડો' (પુ.) 'ડી' (સ્ત્રી.) અને 'ડું' (ન.) એ પ્રત્યયો રાજસ્થાનીની પેઠે ગુજરાતીમાં પણ સાધારણ છે. અપભ્રંશમાં એ પ્રત્યય છે તે ગુજરાતીમાં ને રાજસ્થાનીમાં આવ્યો છે. સાધારણ રીતે એનો કંઈ અર્થ નથી, પણ કોઈક સ્થળે, મુખ્યત્વે નપુંસકમાં, તે તિરસ્કારવાચક છે. 'કુકડો', 'બિલાડી', 'ગધેડું' એ બધા શબ્દોમાં એ પ્રત્યય છે.

નામના રૂપાખ્યાનમાં ગુજરાતીમાં 'અ'કારાન્ત નામનું પ્રથમાનું બહુવચન 'ઓ' પ્રત્યયથી થાય છે, તેમ પશ્ચિમ હિંદીમાં (હિંદુસ્તાની બોલી જે એ વાતમાં પંજાબીને મળતી આવે છે તેમાં નહિ) અને રાજસ્થાનીમાં પણ છે. પણ બીજી વિભક્તિઓનાં રૂપોમાં અકારાન્ત શબ્દનું અંગ આકારાન્ત થાય છે (ઘોડાનો, ઘોડાથી વગેરે) એવું પશ્ચિમ હિંદીમાં થતું નથી.

'ઘોડાનો'—'ઘોડે-કા.' બીજી ગુજરાતી ભાષાની ખાસીઅત એ છે કે તેનાં રૂપાખ્યાનમાં બહુવચનનાં રૂપોમાં વિકલ્પે 'ઓ' પ્રત્યય લાગે છે.

ગુજરાતીના 'શું'ને મળતું હિંદુસ્તાનીમાં નથી. હિંદુસ્તાનીમાં क्या છે તેમ ગુજરાતીમાં પણ 'કયું', 'કિયા' કે 'કયા' છે. ઉત્તર તરફ 'ચિયા' વપરાય છે.

ક્રિયાપદનાં રૂપોમાં 'શું' નો ઉપયોગ જેવો ગુજરાતીમાં છે તેવો પંજાબી, રાજસ્થાની અને અન્ય ભાષાઓમાં પણ છે, પણ પશ્ચિમ હિંદીમાં નથી. ભવિષ્યકાળમાં 'શ' કે 'સ' આવે છે તે રાજસ્થાનીની કેટલીક પ્રાન્તિક બોલીમાં પણ આવે છે. પશ્ચિમ હિંદીમાં 'સ' નો 'હ' થઈ ગયો છે. એજ 'હ' ગુજરાતની કેટલીક પ્રાન્તિક બોલીમાં પણ છે.

ગુજરાતી ભાષાની એક ખાસ વાક્યરચના છે, એ રચના કવચિત્ રાજસ્થાનીમાં પણ જોવામાં આવે છે; પણ હિંદુસ્તાનની બીજી ભાષામાં જણાતી નથી. સકર્મક ક્રિયાપદના ભૂતકાળનો ઉપયોગ જેમાં થાય છે તે એ રચના છે. એ બીજી હિંદુસ્તાની ભાષાઓની પેઠે કર્મણિ કે ભાવે વપરાય છે. કર્મણિ રચનામાં ભૂતકૃદન્ત ભૂતકાળ તરીકે વપરાય છે તે જાતિ ને વચનમાં કર્મના રૂપને મળતું છે. 'તેણે રાજધાની કરી', અથવા 'તેનાથી રાજધાની કરાઈ'. દાખલા તરીકે હિંદુસ્તાનીમાં ભાવે રચના છે, એમાં કર્મ ચતુર્થીમાં આવે છે, અને ક્રિયાપદ નપુંસકમાં, અથવા તો નપુંસક ન હોવાથી પુલ્લિંગમાં મુકાય છે; જેમકે उस-ने राणी-को छोड़ा (તેણે રાણીને છોડયું-છોડવાનું કર્યું-તેણે રાણીને છોડી). પણ उस-ने राणी छोड़ी એમ को પ્રત્યય ન વાપરીએ તો કહેવાય છે. એવે સ્થળે ગુજરાતીમાં ક્રિયાપદ નપુંસકમાં વપરાતું નથી, પણ કર્મની જાતિ ને વચનમાં વપરાય છે.

## બેસતા વર્ષનું સ્વપ્નદર્શન.

### વસંતતિલકા.

ફૂટે ફટાફટ લૂમો, બહુ કર્ણ ભેદે,
વેગે હવાઈ–પચરંગ દિગન્ધ છેદે,
દીપાવલી ઝગઝગી દૃગહારી ભાસે,
અન્ધાર ઘોર રજની પણ ચારુ દીસે. ૧

મીચી જરા નયન ત્યાં ફટ લૂમ ફૂટે,
કોઈ બપોર સહુ પાસ ફૂટે સુવેગે,
રાત્રી વધી પહર બે ગઈ શાન્તિ નાવે,
શય્યા વિષે તરફડી નહિ નિન્દ આવે. ૨

× × ×

### માલિની.

શ્રમ કંઈક વિશેષે શર્વરી અન્તકાલે
સબરસ–સબરસ'ના ઘૂમતા નાદમધ્યે
હળુ હળુ હળુ આવી, આવી મોઘેરી નિદ્રા,
વશ થઈ જઈ પેઠો સ્વપ્નના વિશ્વમાં ત્યાં. ૩

× × ×

### વસન્તતિલકા.

પ્રાચી ગુલાબવરણી દીઠી પ્રાત જાણે,
ને દેવી એક હતી દિવ્ય વિરાજી તેવે,
ભક્તિથી મંગલદિને સુપ્રભાતકાલે
હર્ષથી નારીનરબાલક સર્વ મ્હાલે. ૪

### હરિગીત.

શું ચાંદલા કુંકુમતણાથી સર્વ સુખિજન શોભતાં !
શું બાલકો હર્ષે ભર્યાં પચરંગ વસ્ત્રો પ્હેરતાં !
શું સાડલી–નૂપુર–અલંકૃત યુવતિ આનંદે જતી !
શું યુવક મંદિર–વડીલ–દર્શન કાજ દોડે ઊર્મિથી ! ૫

શું રાય કે શું રંકજન શું વૃદ્ધ કે શું બાલકો !
શું ઉદ્યમી શું નિરુદ્યમી શું સેવ્ય વા સેવકજનો !
વર્ષ પ્રતિપદ માની હર્ષ ઉમંગથી આ સ્થળ ધસે,
ને દેવીને નમી વાંછના મન માંહ્યની સર્વે વદે. ૬

ત્યાં પ્રથમ વ્યાપારી જનો ને સ્વાર્થી સંસારિયાં
અતિત્વરિત પદથી નમન કરવા દૂર દૂરથી આવિયાં,
શીષ નામી "દેવિ જય જય" ઉચ્ચ સ્વરથી ઊચર્યા,
પૂજકજનો સંતોષિયા, ઘંટો બહુ ગર્જી રહ્યા. ૭

દેવી પ્રસન્ન વદન વદી, "મનવાંછના શી તમતણી ?"
"ધંધા વિષે ફળ ઇચ્છિયે; ધનકામના અમ માવડી."
"ઈપ્સિત થશે, હા ! સત્ય સેવી; ત્યજી અનેક પ્રપંચ દો."
વત્સો સુખે સહુ સંચરો, વરદાન સંતોષે ગ્રહો. ૮

કોઈ લોક સંતોષી ગયા, કોઈ દેવી ધિક્કારી વદ્યા,
"ધંધા વિષે નહિ સત્ય રહે, પ્રપંચમાં તો ફાવિયા."
વચન આ સુણી હૃદય મમ પર તીવ્ર વણ ત્યાં તો થયો,
ને લાગિયું હા ! દૂર છે, હજી દૂર છે સંપત્તિઓ. ૯

× × ×

સેવકજનોનાં વૃન્દ સહુ વર્ગો તણાં વેગે ધસ્યાં;
સૌજન્ય ને મીઠાશવાળા કોઈ ત્યાં જુદા પડ્યા.
ગતિ હાવભાવ વસ્ત્રો રૂડાં સુખ મુખકમલ વિકસાવતું
ચીર નામી દેવી વંદિયાં; શિક્ષકજનો સમ દીસતું. ૧૦

દેવી પ્રસન્ન વદન વદી, "મનવાંછના શી તમતણી ?"
"વેતન અધિક ને ઉચ્ચ પદવી મ્હેર અધિકારીતણી,
શિષ્યજન પ્રેમાળ ને સન્માનધારી માગિયે,
ને નગરજનમાં સ્હેલથી ખ્યાતિ મળે તે ધારિયે." ૧૧

સ્નેહે શિશુજન શિખવજો, સ્નેહે સવિનયે સેવજો,
થઈ કાર્યદક્ષ વિશેષ વેતનવાંછના નહિ રાખજો,
સંતોષથી સિદ્ધિ થશે, કર્તવ્યતા નહિ ભૂલશો,
વત્સો સુખે સહુ સંચરો, વરદાન સંતોષે ગ્રહો." ૧૨

શિક્ષક કંઈ સંતોષિયા, પણ કેટલા ગણગણી કહે
"નિઃસ્વાર્થ સેવા ઉચ્ચ છે, પણ દીનતા જરી ના રુચે"
મન લાગિયું આ સત્ય છે, હા! સત્ય કરુણાપૂર્ણ છે,
પણ બન્ધુઓ! સંતોષજો, તમ દેશસેવા કાર્ય છે. ૧૩

× × ×

મ્હેસુલી સેવકજનોનાં શીર્ષ અક્કડ પણ નમ્યાં,
ને ન્યાયમંદિરસેવકો બહુ રોષીલા પણ ત્યાં નમ્યા.
દેવી પ્રસન્ન વદન વદી, "મનવાંછના શી તમતણી?"
અધિકારી સંતોષાય ને વેતન વધે તે માગણી. ૧૪

"દેશીઓ પર પ્રેમ રાખો, દેશવત્સલતા ગ્રહો,
રાજ્યનું રૂડું કરો, ને રાજહિતચિંતન કરો.
મનવાંછના સહુ પૂર્ણ થાશે; લેશ ના સંકોચશો,
વત્સો સુખે સહુ સંચરો, વરદાન સંતોષે ગ્રહો." ૧૫

× × ×

ત્યાં માનવી વર્ગો બહુ પડયું, નોકર મજુર જન નીરખ્યા,
પરવારી બોણીલોભમાંથી અન્તમાં મન્દિર ગયા.
ઘંટાતણા ઘણકાર ને પોકાર "જય જય," ના વધ્યા,
નીચા નમ્યા અતિકૃપણતાથી ધારી કંઈ કંઈ વાંછના. ૧૬

દેવી પ્રસન્ન વદન વદી, "મનવાંછના શી તમતણી?"
ઉત્તર ઘણા ત્યાં નીકળ્યા પણ મુખ્ય બેમાં વર્ગણી.
મજુરો કહે, પીલાઈને વેતન અમોને જુજ મળે;
વેતન અધિક પણ સમય ઓછો કામ શું નહિ નહિ મળે?" ૧૭

કાળા મનુજ ઓ બાપડા! તુજ દયા મુજ ઉર વર્ષી રહી,
દેવી વદે તે સુણવા તત્પર થયો ઊભો રહી,
"તમ વાંછના સ્વાભાવિકી, તૃપ્તિ વિષે બહુ બહુ લડો,
વત્સો સુખે સહુ સંચરો, વરદાન સંતોષે ગ્રહો." ૧૮

કંઈ ગરીબડા સંતોષિયા, ઉદ્ધત મુખે પ્રલપ્યા ઘણું,
"હા! હાલ પણ બહુ કામમાં ચગદાવવું છે યોગ્ય શું?"
આ શ્રવણગોચર ત્યાં થતાં સહુ અન્ય નોકર જન વધા,

" સેવા રુચે-નહિ માવડી! સ્વાતન્ત્ર્ય અમને ઇષ્ટ છે," ૧૯

તોફાની આ બહુ વર્ગ જોઈ શ્રવણની ઇચ્છા વધી;
કંઈ કુપિત થઈ રોપાંગના તે દેવી બોલી જોરથી,
"નથી યોગ્યતા તમ વચનમાં; સેવા વિષે સુખી મગ્ન રહો,
વત્સો સુખે સહુ સંચરો, વરદાન સંતાષે ગ્રહો." ૨૦

× × ×

મંદિર વિષે શાન્તિપ્રસાર થયો પછી કંઈ કાલ ત્યાં,
હેતે હરખતી યુવતિઓ આવી ધીમી નમીં ઠાઠમાં,
સૌભાગ્યસૂચક રક્ત ચન્દ્રો સહિત મુખ-ચન્દ્રો વતી,
દેવી પ્રસન્ન વદન વદી, ' મનવાંછના શી તમતણી?" ૨૧

લજ્જા થકી, સંતોષથી તો સ્રીત્વના કંઈ માનથી
અતિ અલ્પ યાચન મધુર કોકિલ કંઠથી યાચી રહી,
"કુટુંબીઓનું સુખ ને સૌભાગ્ય;" "જાઓ, ભોગવો,
વત્સો સુખે સહુ સંચરો, વરદાન સંતાષે ગ્રહો." ૨૨

સહુ યુવતિઓ સંતોષતી સંતોષતી પાછી ગઈ,
'સામાન્ય હક', નહિ અન્ય ' હક ' ની વા કંઈ ઇચ્છા થઈ.
સહુ કોઈ સાંભળી ધન્ય બોલ્યા ધન્ય આ સંતોષને!
સંતોષમાં સુખ છે ઘણું કુટુંબને ને વિશ્વને. ૨૩

× × ×

મુખપરે નાસ્તિકપણું, ઉચ્ચારતા અંગ્રેજી ત્યાં
યુવકવૃંદો ત્યાં આવિયાં ને હસ્ત જોડી ઊભા રહ્યાં.
કો યુવક ચિન્તાગ્રસ્ત ને કો યુવક આનંદી હતા,
કો યુવક ઉત્સાહી દીસે, કો યુવક સેવક નામના. ૨૪

દેવી પ્રસન્ન વદન વદી, " મનવાંછના શી તમતણી?"
ઉત્તર વિવિધ સુણ્યાં સર્વેના નહિ સર્વેની મમ સ્મૃતિ રહી.
કોઇ પરીક્ષાયન્ત્રમાંથી માંગતા મુક્તિ હતા,
કોઇ બીચારા "નોકરી", હા! "નોકરી" સ્વર કાઢતા. ૨૫

કોઇ યુવતિના પ્રેમઝરણાં પાન કરવા ઇચ્છતા

કોઇ કુટુંબની જાળમાં સપડાયલા નિઃશ્વાસતા,
કોઇ વિદ્યાવ્યસનમાં સાહિત્યમાં થઈ મસ્ત કહે,
" મા ! કાવ્ય, નાટક, પુસ્તકો સહુ યોગ્યની તું શક્તિ દે." ૨૬

કોઈ બોલે દેશસેવા, શબ્દમાત્ર ઉચારતા,
થઇ ચકિત આશ્ચર્યે ઉભો હું પાસ ઉત્તર સૂણવા.
નિજ આત્મજો ઉત્સાહીં ને ઉમંગીં દેખી દેવી ત્યાં
ક્ષણવાર સ્તંભી હર્ષમાં, માતા નિરખતો બાળુડાં. ૨૭

સ્વર ઉચ્ચથી પણ હેતથી દેવી વદી ઉલ્લાસથી,
"ઉત્સાહ-પન્થે વિચરજો, પણ છોડશો સુમતિ નહિ,
સત્સંગ સેવો સર્વદા, ઉદ્યમી બનો, સદ્ભાગી છો,
વત્સો સુખે સહુ સંચરો, વરદાન સંતોષે ગ્રહો." ૨૮

ટેરો ફૂટયો ત્યાં એક મોટો, હિંદદેવી જતી રહી,
મંદિર ગયું, લોકો ગયા, ને સ્વપ્નદર્શન ગયું ઉડી.
સ્યામ રાત્રી ગઈ હતી, ને પ્રાત દીઠું સુદિનનું,
પ્રવૃત્તિ વિધવિધ આદરી, પણ સ્વપ્ન નહિ વિસર્યો રહું. ૨૯

અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી.

---

# વાચનમાળાના ખુલાસા.

## સાતમી ચોપડી.

**પાઠ. ૧.**

આણ—આજ્ઞા.

**સ્થાનિક કર**—ગાડી, ઘોડા, નળ વાટે આવતા પાણી ઉપરના, અને એવા બીજા.

**રાજ્યના કર**—જમીન તેમજ મીઠા ઉપરના અને એવાબીજા.

**સોસવું પડે**—સહન કરવું પડે.

**મ્યુનિસિપાલિટિ.**

ઇ. સ. ૧૯૭૩માં 'ચારટર ઍક્ટ 'ની રૂએ ગવર્નર-જનરલને સુ·

લેહના અમલદારો નીમવાની સત્તા મળી. ન્યાય આપવા ઉપરાંત રસ્તાઓ સાફ રખાવવા તેમજ સમરાવવા માટે ઘર, વગેરે ઉપર વેરો નાંખવાની સત્તા આ સુલેહના અમલદારોને આપવામાં આવી હતી. ૧૮૪૦ અને ૧૮૫૦ની સાલ દરમ્યાન ચુંટણી કરવાનું નવીન તત્ત્વ ઘણુજ થોડા પ્રમાણમાં દાખલ થયું; પરંતુ ૧૮૫૬માં મ્યુનિસિપાલિટિનો બધો વહીવટ માત્ર ત્રણ પગારદાર સરકારી અમલદારોના એક નાના મંડળથી ચલાવવાનું ધોરણ દાખલ થયું. ૧૮૬૧માં પાછો ફેરફાર કરવામાં આવ્યો. ૧૮૭૦માં લૉર્ડ મેયોની રાજનીતિ અમલમાં મૂકવા મદ્રાસમાં ૧૮૭૧માં, મુંબઈ, બંગાળા, વાયવ્ય પ્રાંત, પંજાબ, અને મધ્ય પ્રાન્તમાં ૧૮૭૩માં, અને બ્રહ્મદેશમાં ૧૮૭૪માં 'મ્યુનિસિપલ ઍક્ટસ' પસાર કરવામાં આવ્યા; પરન્તુ ઍક્ટનો અમલ બધે ઠેકાણે જોઈએ તેવી સંતોષકારક રીતે થતો ન હતો. જ્યારે વસ્તુસ્થિતિ આવી હતી ત્યારે ૧૮૮૧-૮૨માં લૉર્ડ રિપને સ્થાનિક વહીવટમાં લોકોને વધારે સંગીન હકો આપવા હુકમ બહાર પાડયા અને ૧૮૮૩-૮૪માં મ્યુનિસિપાલિટિનાં બંધારણ, સત્તા અને ફરજ વિષે ઍક્ટ પસાર કરવામાં આવ્યો. આ ઍક્ટની રૂએ ઘણાં શહેરોનાં મંડળોને ખાનગી શહેરીને 'ચેરમેન' તરીકે નીમવાનો હક આપી સ્વતંત્ર અને જવાબદાર બનાવ્યાં. મ્યુનિસિપાલિટિની આવક વધારવા ઉપાયો યોજવામાં આવ્યા અને પોલીસનો ખર્ચ જે મ્યુનિસિપાલિટિ માથે હતો તે એવી શરતે કાઢી નાંખવામાં આવ્યો કે મ્યુનિસિપાલિટિએ તેવી રીતે બચેલા પૈસાનો ઉપયોગ પ્રાથમિક શાળા, દવાખાનાં, તેમજ લોકોપયોગી સંસ્થાઓ કાઢવામાં કરવો. મ્યુનિસિપાલિટિનાં બંધારણ અને વહીવટનાં જે મૂળતત્ત્વો લૉર્ડ રિપને દાખલ કર્યા હતાં તે હજુ પણ કાયમ છે; પાછળથી થએલા ઍક્ટની રૂએ માત્ર મ્યુનિસિપાલિટિની સત્તા અને ફરજો વધારે સ્પષ્ટ કરવામાં આવી છે. ૧૯૦૧ની સાલનો ધિ 'બામ્બે-ડિસ્ટ્રિક્ટ-મ્યુનિસિપાલિટિઝ-ઍક્ટ' હિન્દના વતનીઓને અનુકૂળ થઈ પડે તેવો એક નમુનેદાર ઍક્ટ છે.

મ્યુનિસિપાલિટિનો વહીવટ એક મંડળ મારફતે ચલાવવામાં આવે છે. આ મંડળના સભાસદોને 'મ્યુનિસિપલ કમિશ્નર' કે 'મ્યુનિસિપલ કાઉન્સિલર, કહેવામાં આવે છે. આખું મંડળ 'મ્યુનિસિપાલિટિ', 'મ્યુનિ-

|સંપર્લ કાઉન્સિલ કે કમિટિ' કહેવાય છે. મ્યુનિસિપાલિટિ પોતાના તાબાનાં ફંડ તેમજ બીજી મિલકત જેવીકે-સાર્વજનિક મકાનો, રસ્તાઓ; જળાશયો, બજારો, વગેરે—ઉપર દેખરેખ રાખે છે.

ઘણીખરી મ્યુનિસિપાલિટિમાં થોડા સભાસદોને લોકો ચુંટી કાઢે છે અને બાકીના સ્થાનિક સરકાર તરફથી નીમવામાં આવે છે. દરેક પ્રાંતમાં લોકોએ કેટલા સભાસદો ચુંટી કાઢવા તે કાયદાથી નક્કી કરેલું હોય છે. મોટા શહેરમાં વિભાગ કે 'વૉર્ડ' પ્રમાણે અથવા જાતની વર્ગીકરણના આધારે કે બીજેરીતે ચુંટણી કરવામાં આવે છે. ચુંટણી કરનારાઓ અમુક વર્ષથી ઓછી ઉમ્મરના ન જોઈએ, તેમજ અમુક મિલકત કે સ્થિતિવાળા જોઈએ એમ કાયદાથી ઠરાવેલું હોય છે. મ્યુનિસિપાલિટિ ઉપર સરકારનો અંકુશ છે. કલેક્ટર કે કમિશ્નર મ્યુનિસિપાલિટિના કામ ઉપર દેખરેખ રાખે છે. કમિશ્નર કોઈ પણ મ્યુનિસિપાલિટિનું કામ કે દફતર તપાસી શકે છે અને સરકારની બહાલીથી લોકોને હરકત કે નુકસાન થાય તેવું કે સુલેહનો ભંગ થાય તેવું મ્યુનિસિપાલિટિનું કોઈ પણ કામ અટકાવી શકે છે.

### મ્યુનિસિપાલિટિની આવશ્યક ફરજો.

૧. રસ્તાઓ ઉપર દીવા કરાવવા.

૨. સાર્વજનિક રસ્તા તેમજ બીજાં સ્થળો સાફ રખાવવાં તેમજ ત્યાં પાણી છંટાવવું.

૩. ગંદકી ઓછી થાય તેના ઉપાય યોજવા.

૪. આગથી રક્ષણ કરવું.

૫. નુકસાનકારક ધંધારોજગાર કમી કરવા અથવા તેના ઉપર કાયદા વડે અંકુશ મુકવો.

૬. સાર્વજનિક રસ્તા અને સ્થળો ઉપરની અડચણો દૂર કરાવવી.

૭. પડી જાય તેવાં મકાનો તોડી પડાવવાં.

૮. આરોગ્યને હાનિ કરે તેવાં સ્થળોને સુધરાવવાં.

૯. મુડદાંને ઠેકાણે પાડવાં.

૧૦. જાહેર રસ્તા, જાજરૂ, નાળાં, બજારો, જળાશયો, વગેરે બંધાવી તેને સારી સ્થિતિમાં રાખવાં.

૧૧. સ્વચ્છ પાણી પૂરૂં પાડવું.
૧૨. શેરીઓનાં નામ પાડી ઘરોની ગણતરી કરાવવી.
૧૩. શીતળા કાઢવા માટે ઘટતો બંદોબસ્ત કરવો.
૧૪. હૉસ્પિતાલ, દવાખાનાં કાઢવાં.
૧૫. પ્રાથમિક શાળાઓ કાઢવી.
૧૬. ચેપી રોગો અટકાવવા ઉપાયો યોજવા અને તેવા રોગોથી પીડાતા લોકોને આશ્રય આપવો.
૧૭. દુકાળમાં લોકોને મદદ કરવી.

પૈસાની સગવડ હોય તો સાર્વજનિક બાગ બનાવવાની, લાયબ્રેરીઓ સ્થાપવાની, સંગ્રહસ્થાન કાઢવાની, ઝાડ રોપાવવાની, જાહેરમાન આપવાની ગોઠવણો કરવાની વગેરે અનેક પ્રકારની ફરજો મ્યુનિસિપાલિટિની ગણાય છે:

**લોકલ બોર્ડ.**

મુંબઈ ઇલાકામાં તાલુકા અને ડિસ્ટ્રિક્ટ બોર્ડો સ્થાપવામાં આવી છે. તાલુકા તેમજ ડિસ્ટ્રિક્ટ બોર્ડના મેમ્બરોની ઓછામાં ઓછી અર્ધી સંખ્યા ચુંટી કઢાએલી હોવી જોઈએ. ડિસ્ટ્રિક્ટ બોર્ડનો પ્રમુખ ('ચેરમેન') ઘણે ભાગે સરકાર તરફથીજ નીમાય છે, અને તે કલેક્ટર હોય છે. લોકલ બોર્ડનો પ્રમુખ સરકાર તરફથી નીમાય કે લોકો તરફથી ચુંટી કાઢી શકાય; પણ વહીવટ એવો છે કે ઘણે ભાગે તે સરકાર તરફથીજ નીમાય છે. માલની આવજા માટે રસ્તા બંધાવવા તેમજ તેને સારી સ્થિતિમાં રાખવા, દવાખાનાં ખોલવાં, સ્વચ્છ પાણી પૂરૂં પાડવું, શીતળા કાઢવા માટે ગોઠવણ કરવી, દુકાળમાં લોકોને મદદ આપવી, પ્રાથમિક શાળાઓ કાઢી કેળવણી આપવી, વગેરે કામ આ બોર્ડોનું છે.

**પાઠ. ૩.**

**અંતર્યામી.** અંદરનો અંકુશ; માણસની અંદરની લાગણીઓનો નિયામક—બ્રહ્મ.
**જીવન** જીવના. જીવના-જીવન. જીવવાળી વસ્તુ માત્રના ચૈતન્યરૂપ.

**અનુપમ સખા.** બીજા કોઈની સાથે નહિ સરખાવી શકાય તેવો મિત્ર; પ્રભુના જેવું બીજું કોઈ કલ્યાણકારી નથી માટે તેને (અનુપમ) કહ્યા છે.

**પ્રભા.** તેજ.

**કાન્તિ.** પ્રીતિ ઉત્પન્ન કરે તેવું શરીરનું સૌંદર્ય, મોહક અને સુંદર સ્વરૂપ. હે, પ્રભુ! મનુષ્યજાતિનું તેજ, તેની કીર્તિ, તેનું મોહક સ્વરૂપ, તેનાં ધન, વિભવ (આબાદાની કે મોટાઈ) સર્વસ્વ તું છે.

**નમું છું વંદું છું.** વારંવાર નમું છું.

**વિમલમુખ.** શુદ્ધ-પવિત્ર મુખવાળા, પવિત્ર મુખવાળા જગતના સ્વામીને વારંવાર નમું છું.

**સઉ અદ્ભુતોમાં**-જગતમાં જેટલી જેટલી અદ્ભુત વસ્તુઓ છે તેમાં.

**અદ્ભુત**—વિસ્મય પમાડે તેવું. નીચેની પંક્તિઓમાં અદ્ભુતસ્વરૂપનું વર્ણન છે.

**મહા જ્યોતિ જેવું**—જ્યોતિ-તેજ-એજ બ્રહ્મસ્વરૂપ છે.

**નયન...સરખું**—એક નયન શશિના જેવું અને બીજું સૂર્યના જેવું છે. પરમેશ્વરનું સ્વરૂપ અદ્ભુત છે માટે તેની આંખો પણ તેના સ્વરૂપને બંધબેસતી આવે તેવીજ જોઈએ. ચંદ્ર એજ એક આંખ અને બીજી આંખ તે સૂર્ય. ચંદ્ર શાંતિ આપનાર છે અને જે સદ્ગુણી છે, જે પ્રભુના ભક્ત છે તેના તરફ ચંદ્રરૂપી નયનથી જુએ છે, જેથી તેઓને શાંતિ મળે છે. સૂર્યરૂપી આંખ દુર્ગુણી અને નાસ્તિકોને મારે છે. તેના ઉગ્ર તાપથી તેઓ બળે છે. સૂર્યનો તાપ દાહક તેમજ પાવક છે તેમ પ્રભુની સૂર્યરૂપી નયનનો તાપ પણ દાહક છતાં પાપીઓનો ઉદ્ધાર કરનારો છે.

**દિશાની ગુફાઓ**—દિશાને ગુફાઓ કલ્પી છે, કારણ કે જેમ ગુફાઓ માત્ર અવકાશ છે તેમ દિશાઓ પણ છે.

**ઊંડું આકાશ**—જેનો પાર પામી શકાય નહિ એવું આકાશ, દિશાની ગુફાઓ, પૃથિવી તેમજ ઊંડું આકાશ તારાથી ભરાઈ ગયાં છે; અર્થાત્, તું સર્વ સ્થળમાં હોવાને લીધે સર્વવ્યાપક છે.

પ્રભો...ઊંડતો—હે પ્રભુ ! તું તે બધાંથી પર–જુદોજ–છે. તે બધામાં તું છે પરન્તુ તે વસ્તુ તું પોતે નથી. તે બધા કરતાં તું પરમ–મોટો છે. તું તે બધાની અંદર સમાયલો છે તેથી તારૂં સ્વરૂપ તેનાથી નાનું નથી. તું તેના કરતાં પણ મોટો છે. તું તે સૌથી દૂર ઊંડે છે; અર્થાત્, તું એટલો બધો દૂર છે કે તારો પાર પામવો અશક્ય છે. તું પરમ દૂર ઊંડતો એ પ્રમાણે પણ લઈ શકાય. તું તે સઘળાંથી ઘણે દૂર ઊંડે છે; અર્થાત્, તું અગમ્ય છે.

શુચિ...છે—તું શુચિ (પવિત્ર) અને પુરાણ–જૂનામાં જૂનો–પહેલામાં પહેલો–અર્થાત્, આદિ પુરુષ છે. સરખાવો— **अजो नित्यः शाश्वतोयं पुराणः (श्री. भ. गी).**

પુરુષ—બ્રહ્મ–પરમાત્મા.

તું...ધારે છે—તું સૃષ્ટિ–જે કંઈ સરજાએલું છે તેને ધારે છે, અર્થાત્, તેને ટકાવી રાખે છે–તેનું રક્ષણ કરે છે.

સૃજન...છે—સૃષ્ટિની ઉત્પત્તિ અને તેના નાશનું કારણ પણ તુંજ છે. તું સૃષ્ટિ ઉત્પન્ન કરે છે, તું તેને પાળે છે અને તેનો લય પણ તારામાંજ છે. બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ એ ત્રિમૂર્તિ બ્રહ્મનાં અભિન્ન સ્વરૂપ છે. બ્રહ્મનું ત્રિગુણાત્મક સ્વરૂપ સમજાવ્યું છે.

શિવસદન......છે. તું કલ્યાણનું સ્થાન છે એટલુંજ નહિ, પણ તું સાક્ષાત્ કલ્યાણરૂપ બ્રહ્મ છે.

એકાકી— એકલો.

જડ......તણો. સકળ જડ અને ચેતનતણા–સઘળા સજીવ અને નિર્જીવ પદાર્થોનો.

ગુરુ......છે. ગુરુ ( મોટા ); અર્થાત્, ઘણોજ મોટો છે.

ત્રણે લોકે.—સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ.

વિભુરાયા—વિભુ–મહાન્, સર્વોપરિ કે સર્વવ્યાપક રાજા; અર્થાત્, બ્રહ્માંડનો રાજા કે બ્રહ્મ.

વસે......વસતો—તું બધાં બ્રહ્માંડોમાં રહે છે અને અમારા ઉરમાં પણ રહે છે. તારૂં સ્વરૂપ તેથીજ 'અદ્‌ભુત નિરખું' છું. તું નાનામાં નાનો અને મોટામાં મોટો છે.

**તું.........હસતો.** તારૂં સ્વરૂપ અદ્‌ભુત છે, કેમકે તું ઘણો દૂર તેમજ ઘણો નજીક છે. તું બધે છે–સર્વવ્યાપક છે. જ્ઞાનબળથી તું નજીકમાં નજીક જણાય છે, પરન્તુ અજ્ઞાનના અંધકારને લીધે તું દૂર–અતીવ દૂર–અગમ્ય જણાય છે.

**અસત્યો માંહેથી**—જગત્ અસત્ કે મિથ્યા છે માટે.

**પરમ સત્ય**—બ્રહ્મજ્ઞાન.

**ઉંડા અંધારેથી**—અગાધ અજ્ઞાનરૂપી અંધકારમાંથી.

**પરમ તેજ**—મહા જ્યોતિસ્વરૂપમાં મેળવી દે. તારામાં અમને મેળવી દે.

**મહા મૃત્યુ**—સંસારના ફેરા; જન્મમરણ. વારંવાર જન્મવું પડે છે અને મરવું પડે છે તેથી હે નાથ, તું અમૃતરૂપ છે તેથી તું મને તારી સમીપ—નજીક લઈ જા, અર્થાત્, મને મોક્ષ આપ.

**તું હીણો......**તારા વિનાનો.

**પિતા......ઝરણી**—જેવી રીતે સર્વ નદીઓના પ્રવાહો જગતની આસપાસ વીંટળાએલા સાગરમાં વહે છે તેવી રીતે મારા જીવનની ઝરણી–જીવનનાં ઝરણો–કાયિક, વાચિક, અને માનસિક કર્મો–હે પ્રભુ, તારા દયા અને પુણ્યથી ભરેલા મહાસાગરમાં ભળી જાઓ. જેમ સાગરમાં ભળેલાં નદીનાં પાણી સાગરથી ભિન્ન નથી તેમ મારાં કર્મો તારામાં ભળી જવાથી હું પણ પ્રભુરૂપ–બ્રહ્મસ્વરૂપ બની જાઉં.

**થતું......કાયાથી**—કાયાથી થતાં કર્મો.

**ઘડીક......ઉચરૂં**—વાચિક કર્મો.

**મુજ......સ્મરૂં**—મારા મનમાં જે ભાવના કરૂં; અર્થાત્, માનસિક કર્મ.

**સ્વભાવે......ધરૂં**—સ્વાભાવિક રીતે એટલે કે જે કર્મો ટેવ કે વારસાના વલણને લીધે થઈ જાય છે; જે કર્મો બુદ્ધિપૂર્વક કરવામાં આવતાં નથી તે.

જે કંઈ સ્વાભાવિક રીતે કે બુદ્ધિપૂર્વક તેમજ જે કંઈ સારૂં કે નરસું હું કરૂં છું તે બધું તારા ચરણમાં હું ધરૂં છું, એટલે તે બધું હું તનેજ અર્પણ કરૂં છું, માટે હે પ્રભુ, તે બધા તરફ તું ક્ષમાની નજરથી જોજે.

અપૂર્ણ.

## ( સંસ્કૃત ભુવનદીપકનું ભાષાંતર ).

ગયા વર્ષના એટલે સન ૧૯૦૮ ના ડિસેમ્બર માસના શાળાપત્રમ. સામુદ્રિક શાસ્ત્રવાળા લેખમાં જે જૂની ગુજરાતી ભાષાના લેખ વિષે સહજ ઇસારો કરવામાં આવેલો હતો તે ગ્રન્થ (ભુવનદીપક) નું ગુજરાતી ભાષાંતર આ નીચે આપવામાં આવ્યું છે.

જ્યોતિષશાસ્ત્રનો આ નાનો ગ્રન્થ શુકલતીર્થના ઉનેવાલ બ્રાહ્મણ આશારામ અધ્યારૂ નામના બ્રાહ્મણને ઘેરથી હાથ આવ્યો હતો. તેની **इति श्री** માં નીચે પ્રમાણે લખ્યા સાલ તથા લેખકનું નામ જોવામાં આવે છે.

**इति श्री भुवनद्वीपक समाप्त मितिः ॥ छ ॥ संवत् १६५७ वर्षे अश्विन मासे १३ सोमे । [1]कंडोल ग्नातीय । जोसी जगनाथ ॥ जोसी रंगा लष्यतं ॥ छ ॥ श्रीः ॥**

આ જોતાં, આ પુસ્તક ચારસો સાત વર્ષ પર લખાયલું જણાય છે. લેખક બ્રાહ્મણ છતાં કેટલેક સ્થળે ભાષા અશુદ્ધ જોવામાં આવે છે.

કાવ્ય નાટકાદિક ગ્રન્થો ઘણા રસિક હોવાથી તેની નકલો થતાં થતાં, લેખકો તેમાં પોતાના સમયમાં વપરાતી ભાષાના શબ્દો ઉમેરતા ગયા હોય એમ જણાય છે. તે પ્રમાણે આવા પુસ્તકમાં ક્વચિતજ થતું જોવામાં આવે છે; કારણ કે જ્યોતિષશાસ્ત્રનો ઉપયોગ, ફક્ત તેના ભણનારા સિવાય અન્ય લોકો કરતા નથી.

જ્યારે વિ. સં. ૧૫૫૭ એટલે નરસિંહ મહેતાની હયાતી પછીની આપણી ભાષા આવી છે, ત્યારે મહેતાના વખતની કેવી ભાષા હશે તે વિચારવા જેવું છે.

---

૧ કંડોળ બ્રાહ્મણની વસ્તી હાલ ભરૂચમાં છે. પહેલાં ત્યાં તેમની બહુ વસ્તી હતી, પણ કન્યાની અછતને લીધે હાલ ત્રણચાર ઘર આવી રહ્યાં છે. આજ પ્રમાણે ઘણીખરી નાતોનો ક્ષય થતો જોવામાં આવે છે.

આખું પુસ્તક હાથ ન આવતાં તેનાં ૧, ૨, ૧૧, ૧૮, અને ૧૯, એમ પાંચ પાનાં જતાં રહેલાં હોવાથી ગ્રંથ તૂટક થયલો છે.

સ્થળસંકોચને લીધે મૂળના સંસ્કૃત શ્લોક અહિં આપ્યા નથી, તેમ આપવાની જરૂર પણ જણાતી નથી. લેખનો મૂળ ઉદ્દેશ સોળમા શતકના મધ્ય ભાગની આપણી ગુજરાતી ભાષા કેવી હતી, તેટલોજ જણાવવાનો છે. તેમ વળી જ્યોતિષશાસ્ત્રને ખરું માનવું, કે ખોટું માનવું તે જણાવવાની લેખકની મરજી નથી, તેનો આધાર દરેક વાંચનાર બાંધુની મરજી ઉપર રહેલો છે.

આ પુસ્તકમાં પણ સામુદ્રિક શાસ્ત્રના પુસ્તક પ્રમાણે કેટલેક ઠેકાણે 'માત્રા' અક્ષરની ઉપર ન લખતાં તેની ડાબી બાજુએ લખેલી જોવામાં આવે છે ને તેજ પ્રમાણે આ સ્થળે પણ કરવામાં આવેલું છે.

आदित्य मंगळ बृहस्पति ए त्रिणि मित्र जाणिवा । बुध शुक्र शनि राहु ए च्यारि मित्र जाणिवा । एह चिहु टलतु पांचमु हुइ तु शत्रु जाणिवु ।

ચિહુ—ચાર ટલતુ—ટાલતાં, મૂકતાં

हवइ सहिज विर कहीशइ ।

राहु आद्यत सहिज विर । गुरु शुक्र सहिज विर । चंद्र बुध सहिज विर । रवि श निश्चर सहिज विर ।

कन्या राहुतणुं उच्च । मिथिनि घनि नीच जाणिवां । अनेरा [1]कर्प शनिश्चर तणी परि जाणिवी ।

राहु दुष्ट हुतु मित्रनइ घरिं उदासीन जाणिवु ।

कन्या मिथुन कहि कोइ घोडा आवइ । रुड्डु करि ।

हवइ केतुतणू स्थानक वोलीशि ।

---

[1] આ શબ્દોના અર્થ બરોબર સમજાતા નથી.

राहुछाया केतु जाणिवु । जोणी राशि राहु हुइ तेंह हूत केतु सातमइं अंश जाणिवु । हवइं ग्रहतणूं स्वरुप बोलीशि ।

शुक्र चंद्र जलचारीया । बुध गुरु ग्रामचारीया । राहु मंगल शनि आदित्य ए वनचारीया ।

हवइं शविहुं ग्रहतणो वेला कहीशि ।

શવિહું—સર્વે

बुध गुरु प्रभात वेलां जाणिवा । रवि मंगल मध्याह्न वेलां जाणिवा । शुक्र चंद्र पाछिलइ प्रहरि जाणिवा । शनि राहु अस्तमिति वेलां जाणिवा ।

પાછિલઇ—પાછલે અસ્તમિતિ—આથમતિ

हवइं आठ ग्रहतणी दृष्टि बोलीशि । बुध शुक्र आडी दृष्टि देखइं । मंगल आदित्य उफरी दृष्टि देखइं । गुरु चंद्र समी दृष्टि देखइं । शनि राहु हेठी दृष्टिं देखइं ।

हवइ आठ ग्रहतणां देहधात बोलीशि । आदित्य मंगल ए २ पित्तला । शुक्र चंद्र ए २ श्लेष्मला जाणिवा । बुध गुरु ए २ समधात जाणिवा ।

પિત્તલા—પિત્ત કરનારા શ્લેષ્મલા—શ્લેષ્મ કરનારા સમધાત—સમ ધારણ.

हवइं राशि बोलीशि ।

मंगल रवि कडूआ जाणिवा । गुरु मधुरु बुध तूरु शुक्र खाट शनि तिख ।

जीव धातु मूळतणूं स्वरूप वोलीशि । शनि राहु धातु चिंता रवि शुक्र मूल चिंता गुरु बुध जीव चिंता । बृहस्पति शुक्र द्विपदी जाणिवा मंगल रवि चतुष्पदा जाणिवा बुध शनि पक्षजाति जाणिवा चंद्र राहु सर्प जाणिवा ।

દ્વિપદી—બેપગા ચતુષ્પદા—ચોપગા પક્ષ જાતિ—પંખી

हवइं जाति वोलीशि ।

बृहस्पति शुक्र ब्राह्मण जाणिवा मंगल रवि क्षत्री जाणिवा चंद्र विश्य जाणिवु बुध शौद्र जाणिवु राहु म्लेच्छ जाणिवु

शुक्र सम रवि मंगल चतुस्र बुध गुरु वाटला निराहु लांवा

ચતુસ્ર—ચોરસ વાટલા—ગોળ

मंगल रक्त वर्ण जाणिवु बुध बृहस्पति सुवर्ण जाणिवु रवि गौर जाणिवु चंद्र आकमंदारना फूल सरीखु जाणिवु बुध नीलु जाणिवु शनि राहु कृष्ण जाणिवा ।

સુવર્ણ—સારો રંગ રકત—લાલ

ગૌર—ગોરું નીલુ—વાદલી રંગનું

शनि राजा चंद्र तपस्वी मंगल सो नार बुध ब्राह्मण गुरु राणीयु शुक्र वैश्य शनि दासु राहु मयलु एतलां मूल धातु जीव धातु वोलो ।

મયલુ—ઢેડ (?)

हवइ धातुतणूं स्वरूप कहीशइ । शुक्र चंद्र रूपूं जाणिवा बुध सूनूं जाणिवुं बृहस्पति रत्नजडित सुवर्ण जाणिवु सूर्य मोती जाणिवू ।

स्थानक विषे वोलीशि ।

शुक्र चंद्र जळ स्थानकि जाणिवा बुध इटवा जाणिवू शनि

राहु ग्रामद्वार जाणिवा । ए ग्रहेनिधान पुछा चुथा स्थानक हूता जोइवा ।

ઇટવા—ઇટોનો નીભા, પજાવો.

નિધાન—ભંડાર પુછા—પ્રશ્ન

हवंव मूलेयणहार[1] वचणहार वोलीशि

जु चुथीं स्थानकि मंगल हुइ तु यौवन स्थले आणहार जाणिवु । बुध तणूं क्षेत्र चुथइ स्थानकि हुइ तु बालक जाणिवू । इंदु शुक्रतणूं चुथूं स्थानक हुइ तु मध्यवय जाणिवू ।

ઈંદુ—ચંદ્રમા

शनि सूर्य राहुतणूं चुथूं स्थानक हुइ तु स्थविर जाणिवू । मंगल शनि राहु ए च्यारि दुःख करिं । बुध गुरु चंद्र शनि सहिंजि सुख करइ ।

वार लग्न फल वोलीशि

रूप १ लक्षण २ वर्ण ३ दोष ४ सुख ५ आयुखं ६ व्यय ७ प्रमाण ८

मणि मोती सुनूं अनेरी सर्व धातु क्रियाणा वीजां भुवन हूतां जोइवां ।

અનેરી—બીજી ક્રિયાણા—કરિયાણાં

वहिनि भाइ सेवक दास कुमार ए पुछा त्रीजा भुवन हूती जोइवी ।

બહિનિ—બહેન કુમારે—કુંવર

वाडी खलूं क्षेत्र महोपधि निधान सु ( અક્ષર ગયા ૭ )

૧ અર્થ સમજાતો નથી.

पइसवुं त्रांबा शीसा खाणि पइसवूं । ए पृछा चुथा ठामिथिकि जोइवी ।

મહૌષધિ—મોટી ઓષધિ    નિધાન—ભંડાર

गर्भ अपत्य शिष्यमंत्र संधान विद्या मति प्रबंध वनवाषणूं कहिवूं एतलां पांचमा भुवनथां जोइवां ।

भिंशी गाय वळद विरीसरसूं संग्राम मातुलानी पृछा । भयतणी शंका अनेरू ए कांइ क्रूर कर्म आरंभीइ तेहनी पृछा छठा भुवन हूती जोइवी ।

ભિંશી—ભેંસ    વિરી સરસૂં—વેરી સાથે

वाणिज्य विवहार जाइवूं आविवूं कलत्रतणूं कार्य एतलां सातमा भुवन हूतां जोइवां ।

વાણિજ્ય—વેપાર    કલત્ર—સ્ત્રી.

विमार्ग्रि कुशल दुग्र ज्योपरि जाणिवूं । जल दुदुर्गस्थल दुग्रगढ दुग्र तेहनूं भांजवूं लेवूं अनेरू संकट नावुं सर्पि खाधूं दाणो घणि भेलूं अेतलूं आठमा स्थानक हूतुं जोवूं ।

દુગ્ર—કિલ્લો    દુર્ગ—કિલ્લો

वापि कूआ तलाव प्रसाद दीक्षामठ कर्म अेतलां नवमा भुवन हूतुं जोइवूं ।

વાપિ—વાવ    પ્રસાદ—મહેલ

राज्यमुद्रा नगरक्रियाणां पितृनूं कार्य अेतलां दशमा स्थानक हूतां जोइवां ।

हाथीयो घोडां अनेरां वाहन चीरडां धान्य सुवर्ण कन्या विद्या द्रव्य लाभ अेतलां अग्यारमां भुवन हूतां जोइवां ।

ચીરડાં—લુગડાં

त्याग भोग विवाह दान यज्ञ करण व्यय वश अेतलां बारमा स्थानक हूतां जोवां ।

हवइं दिनमान बोलीशि

मकर संक्रांति आदित्य जाइ तिहवारि स्थंभ छाया भरी जोइइ । जितलां पग हुइ तेतला माहि अेक ऊछूं कीजइ पण पहलूं १४४ लेख ( બેત્રણ અક્ષર ગયેલા છે ) तेह पारीया माहि सात मेहलीइ येतला भाग देवा येतलां ( બે અક્ષર ગયા છે ) हुइ तेतली घडी जाणिवी त्रि पुहुरनी छाया पाडीइ यत × ×; हुइ तेतली तेहनी संख्या घडी कहिवी एणी परि धुरि मिथुनना छडी दिवसनूं मान जोवूं अनइं कर्क संक्रांति जाणि अेकसु चोआलीस १४४ लिखी १५३ लिखी पछइ भाग पहिली परि लेवूं अेणी परि दिनमान सवे जाणिवी ।

जु पृछक पृछा करतां किमहिं चंद्र शनि हुइ कुंभ रवि बुध अस्तमिति हुइ तु जूठी पृछा करवा आव्यू

અસ્તમિતિ—આથમતિ

हवइं ग्रहना विसा घातीसि

जु आदित्य एकलु अवल उच्च अथवा तुला लग्नइं वल दीइ तु विसु लग्नवल जाणिवूं । अनइं अेणी परि चंद्र हुइ तु पांच विसा लग्न जाणिवूं जु गुरु हुइ तु विसू लग्न जाणिवूं । शुक्र हुइ तु विसु लग्न जाणिवूं । शनि राहु मंगल देखइ तु १ विसु लग्न जाणिवूं । एणी परि शिवुहु ग्रहनूं लग्न हुइ तु विसु लग्न वल जाणिवूं ।

जु पृछक ऊपमाना तणी पृछा करि तु जु शुक्र चंद्र पांचमूं स्थानक देखइ तु शूं कहिवूं । पुत्र जन्म हुशइ । अथवा देखइ तु पुत्र नथी । ग्या दीहाडातणूं फल बोलीशि ।

---

અપૂર્ણ.

# केळवणीखातानी खबरो.

## જાહેર ખબર.

(મે. ઉ. ભા. ના એડયુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના સને ૧૯૦૯ તા. ૭ મી ઑક્ટોબરના હુકમ નં. ૬૪૫૭ ઉપરથી).

'રીસાલએ રાહે તંદુરસ્તી' નામનું ઉર્દુ પુસ્તક મે. પબ્લિક ઇન્સ્ટ્રક્શનના ડિરેક્ટર સાહેબે તેમના સને ૧૯૦૯ તા. ૮ મી સપ્ટેંબરના હુકમ નં. ૬૨૯૩થી આ ઇલાકાની ઉર્દુ પ્રાથમિક શાળાઓ માટે ઇનામ તથા લાયબ્રેરી તરીકે મંજુર કર્યું છે.

૨. પુસ્તકની કિમ્મત આઠ આના છે. તે મૌલવી હકીમ સુલતાન મહમદ સાહેબ (જનરલ ડૉક્ટર્સ હાઉસ, મૈલાપુર, મદ્રાસ) પાસેથી મળી શકશે.

( સહી ) P. LORY,
Educational Inspector,
N. D.

## જાહેર ખબર.

( મે. ઉ. ભા. ના એડયુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના સને ૧૯૦૯ તા. ૧૪ મી ઑક્ટોબરના હુકમ નં. ૬૬૩૩ ઉપરથી ).

મે. પબ્લિક ઇન્સ્ટ્રક્શનના ડિરેક્ટર સાહેબે તેમના સને ૧૯૦૯ તા. ૧૬ મી સપ્ટેંબરના હુકમ નં. ૬૫૫૦ થી ' મુસાફિર ' નામનું ઉર્દુ પુસ્તક આ ઇલાકાની ઉર્દુ પ્રાથમિક શાળાઓ માટે ઇનામ તેમજ લાયબ્રેરી તરીકે મંજુર કર્યું છે.

૨. પુસ્તકની કિમ્મત ચાર આના છે. તે સરકારી પેન્શનર મિ. લાલમુરલીધર ( અંચામંડી—અલાહબાદ ) પાસેથી મળી શકશે.

( સહી ) P. LORY,
Educational Inspector,
N. D.

## જાહેર ખબર.

નવરોજી પે. વકીલ સ્કૉલરશિપ પરીક્ષાની સ્કૉલરશિપ નીચે જ-ણાવ્યા મુજબ આપવામાં આવી છે.

| નં. | વિદ્યાર્થીનું નામ. | ઉંમર. | શાળાનું નામ. |
|---|---|---|---|
| ૧. | જરબાનુ ધનજીશાહ વર્ગ ( એ ) | ઉમર ૧૩ | મે. ટ્રે. કૉ. ફૉર વિમેન અમદાવાદ. |
| ૨. | ગજરી દોલતરામ વર્ગ ( બી ) | „ ૧૪ | „ |
| ૩. | શારદા ગણેશ પંડિત વર્ગ ( સી ) | „ ૧૫ | „ |
| ૪. | ડૉલી અરદેશર વર્ગ ( ડી ) | „ ૧૬ | „ |

( સહી ) P. LORY,
Educational Inspector,
N. D.

# નિશાળોનાં ઇનામ પત્રક.

## જાહેર ખબર.

### બોરસદ મ્યુ. સ્કુલોના વિદ્યાર્થીઓને વાર્ષિક ઇનામ વહેંચી આપવાનો મેળાવડો.

મહેતાજી મહાસુખરામ પ્રાણનાથ શ્રોત્રિયના પ્રયાસથી બોરસદ મ્યુ. સ્કુલનો વાર્ષિક ઇનામનો મેળાવડો તા ૧૪-૮-૦૯ ના રોજ કરવામાં આવ્યો હતો, જેમાં પદાર્થપાઠને લગતાં સાહિત્યો કે જે અમદાવાદ મે. રા. ટ્રે. કૉલેજના મે. પ્રિન્સિપાલ સાહેબની સૂચના મુજબ રૂા. ૩૦૦) ખરચ કરી મંગાવવામાં આવેલાં તે વડે પ્રયોગો કરી બતાવવામાં આવ્યા હતા, એ મેળાવડામાં સંભાવિત ગૃહસ્થો અને બાનુઓએ હાજરી આપી હતી. પ્રયોગ કરી બતાવવામાં આવ્યાથી સજ્જનોની આવાં સાહિત્યોના ઉપયોગીપણાની ખાત્રી થવાથી તે વખતે રા. કાશીભાઈએ રૂા. ૨૫), જેઠાલાલ પ્રેમાનંદની પેઢી તરફથી રૂા. ૨૫), રા. નાથાલાલભાઈએ રૂા. ૧૦) રા. દેવાશંકર આશારામે રૂા. ૨) અને રા. દયાગીર ગોકુલગીરે રૂા. ૨) મળી

સુરત વિભાગ.

સુરત—મ્યુ. સ્કુ. નં. ૧૬ શેઠ નરોતમ પીતાંબરદાસ રૂ. ૩ ) પતાસાં. મ્યુ. નં. ૧. શેઠ છગનલાલ રણછોડદાસ ભગવાન મથુરા વાલા રૂ. ૪ ) રા. બા. ગુલાબદાસ પરશોતમદાસ રૂ. ૫ ) શેઠ ત્રીભોવનદાસ ગોરધનદાસ રૂ. ૩ ) ઇનામ. મ્યુ. નં. ૨. શેઠ નાનાભાઈ વનમાલીદાસ જરીવાળા. રૂ. ૩-૧૨-૦ પતાસાં. બારડોલી—રા. બા. માધવરાય હરી નારાયણ રૂ. ૨૦ ) ઇનામ. વાલોડ—ગામ ગૃહસ્થો રૂ. ૮-૧૨-૦ તથા રૂ. ૧૨ ) ઇનામ. મીઠાઈ. કપડાં. ગોડસંબા—શેઠ ફકીરજી નવરોજજી રૂ. ૧૧ ) મીઠાઈ વગેરે. માંડવી—સ્કુ. ક. મેમ્બરો તથા બીજા ગૃહસ્થો રૂ. ૮-૮-૦ મીઠાઈ. મંદીર—ગામ લોકો રૂ. ૪-૩-૦ ઇનામ. નીધરા—ગામ લોકો રૂ. ૭-૪-૯ ઇનામ ઊંટડી—ડાયાભાઈ ભીમભાઈએ રૂ. ૫ ) રૂ. ૪ ) અને રૂ. ૩-૦-૦ ની સ્કૉલરશીપ એક વરસ સારૂ આપી. ઉધના—ડાયાભાઈ ભગવતજી રૂ. ૪ ) કસરત માટે રૂ. ૧ ) મગદળની જોડ ૧. ભીમપોર—લાલા કેશા રૂ. ૧૮ ) એક ઝવેરી ગૃહસ્થ રૂ. ૪-૮-૦ પરચ માટે, રામજી દુર્લભ. રૂ. ૭ ) લાલા કેશા રૂ. ૫ ) મકન વહાલા રૂ. ૫ ) ધનજી કેશા રૂ. ૫ ) લાલા દુર્લભ રૂ. ૫ ) લખુ જસમત રૂ. ૫ ) પદાર્થ પાઠના સાધન માટે. વેગામ—ગામ લોકો રૂ. ૩૦ ) સ્કુલ જમાડી. ઊંટડી—કન્યાશાળા ડાયાભાઈ ભીમભાઈ રૂ. ૧૨ ) સ્કૉલરશીપ તથા રૂ. ૧૨ ) જુદા જુદા ધોરણમાં પહેલે નંબરે પાસ થનારને આપ્યા.

ખેડા વિભાગ.

ખેડા—રાઓ રણછોડજી સ્વામજી રૂ. ૪-૫-૦ પતાસાં. પીપળા—પટેલ ઝવેરભાઈ અજાભાઈ રૂ. ૧૧ ) સ્કુલ જમાડી. સીલી—પગી કાનજી ગોલરજી રૂ. ૧૨ ) સ્કુલ જમાડી. અજુપુરા—પા. નારણભાઈ કાળીદાસ રૂ. ૩૫ ) સ્કુલ જમાડી. ઢુંડાકુવા—પા. બાબરભાઈ છબાભાઈ રૂ. ૧૨ ) સ્કુલ જમાડી. મહુધા—દેસાઈ મુળજીભાઈ નારણભાઈ રૂ. ૫) પતાસાં. દેસાઈ સોમાભાઈ મોતીભાઈ રૂ. ૧૫) ચોપડીઓ, સ્લેટો.

---

સુધારી વાંચવું.

સને ૧૯૦૯ના જુન-જુલાઈના અંકમાં પૃષ્ઠ ૧૭૨ મે (એ) 'આન રાખનું' ને બદલે 'આન રાખવું' વાંચવું.

# ગુજરાત શાળાપત્ર.




પુસ્તક ૪૮ મું. ડીસેમ્બર. ૧૯૦૯. અંક ૧૨ મો.

## હિંદુસ્તાનના પ્રાચીન ઇતિહાસનો એક નવીન ભાગ.

### મુસલમાનો આ દેશમાં આવતા પહેલાં હિંદુસમાજમાં વિદેશીઓનો થયલો અન્તર્ભાવ.

### ડૉ. ભાંડારકરનું વ્યાખ્યાન.

'હિંદુમુસલમાનનો પ્રશ્ન'—એ વિષય પર આ ડેકન સભામાં રા. ગોપાળરાવ ગોખલેનું ભાષણ થયું તે દિવસે મારા મોંમાંથી સહજ ઉદ્ગાર નીકળ્યો કે 'મુસલમાનોની પૂર્વે જે જે વિદેશી લોકો હિંદુસ્તાનમાં આવ્યા તે સર્વ હિંદુસમાજમાં આવી મળી ગયા. મુસલમાની ધર્મ પ્રવૃત્ત થયો નહોત તો આજના 'હિંદુમુસલમાનનો પ્રશ્ન' ઉદ્ભવ્યો નહોત. તેની પૂર્વે આવેલા વિદેશી લોકો પ્રમાણે તેનું પણ અમારા સમાજ સાથે એકીકરણ થયું હોત. મારા મુખમાંથી એવો ઉદ્ગાર નીકળતાંજ 'ઠીક, એજ વિષય પર આપ વ્યાખ્યાન આપો' એમ કહીને રા. ગોખલેએ એ વ્યાખ્યાન મારે ગળે ઘાલ્યું. મુસલમાનની પૂર્વે હિંદુસ્તાનમાં આવેલા વિદેશી લોક હિંદુસમાજમાં શી રીતે મળ્યા એજ આજના વ્યાખ્યાનમાં કહેવાનું છે. આજનું વ્યાખ્યાન કંઈ ગપાટા હાંકવાનું નથી; તેમાંનું પ્રત્યેક વિધાન પ્રમાણથી સિદ્ધ કરવાનું છે.

#### (૧) પુરાણોમાં નિર્દેશ.

પુરાણોમાં રાજકુળો કહ્યાં છે તેમાં મૌર્યવંશનો પણ નિર્દેશ છે. સિકંદરની સ્વારી પછી થોડેજ સમયે ચન્દ્રગુપ્તે મૌર્યવંશની સ્થાપના કરી. મૌર્યોનું સામ્રાજ્ય તે વેળા આખા હિંદુસ્તાન પર એટલે ગંજમથી કાઠિયાવાડ સુધી પ્રસર્યું હતું. મૌર્યવંશ પછી શુંગ, આન્ધ્રભૃત્ય, કાણ્વાયન વગેરે

રાજકુળોનો પણ પુરાણોમાં નિર્દેશ છે. પૈઠણમાં શાતવાહન કે શાલિવાહન રાજકુળ પણ પુરાણમાં કહ્યું છે. એ રાજકુળ આગળ થશે એમ પુરાણમાં ભવિષ્યનું વર્ણન કર્યું છે. આભીર, શક, યવન વગેરે રાજકુળો રાજ્ય કરશે એમ તેમાં કહ્યું છે. એ પુરાણોનું સામાન્ય વિધાન થયું; પરંતુ શિલાલેખ ને સિક્કાના પ્રમાણ પરથી એ વાત નિશ્ચિત કરવાની છે.

## (૨) યવન કોને કહેતા હતા ?

યવનોનો ઉલ્લેખ વાયુપુરાણમાં થયો છે. યવન કોણ હતા એ પ્રથમ નક્કી કરવું જરૂરનું છે. 'अंतियोको नाम योणराजा' એમ અશોકના લેખમાં એક ઠેકાણે નિર્દેશ કરેલો મળે છે. (Antiochus) આંટિઓકસ એ નામ યુરોપિયન ઇતિહાસ જાણનારાને માહીતજ છે. હિંદુસ્તાન પર સ્વારી કર્યા પછી તરતજ અલેકઝાંડર પરલોકવાસી થયો. ત્યાર પછી સિલ્યૂકસે પોતાની સત્તા સીરિયાથી હિંદુસ્તાનપર્યન્ત સ્થાપી. આંટિઓકસ એ સિલ્યૂકસનો પૌત્ર હતો. તેનો મૌર્યની સાથે અનેક વાર સંબન્ધ થયો છે. પાટલિપુત્રના રાજા અશોકે પોતાના લેખમાં 'अन्तियोक'નો નિર્દેશ કર્યો છે તે આંટિઓકસ બીજો હતો ને તેણે ઇ. સ. પૂ. ૨૬૧થી ૨૪૧ સુધી રાજ્ય કર્યું. એ માસિડોનિયન ગ્રીક રાજાઓ હતા. એમનેજ અશોકે યોણ કે યવન કહ્યા છે. 'યવન' શબ્દથી માસિડોનિયન ગ્રીકનો નિર્દેશ થાય છે. તે વેળા યવન એ લોક હિંદુસ્તાનની બહાર હતા. હિંદુસ્તાનમાં તેમના રાજ્ય સ્થાપન થયાનો પ્રથમ ધ્વનિ પતંજલિના મહાભાષ્યમાં મળે છે. लङ् નામના ભૂતકાળનો ઉપયોગ શી રીતે કરવો એ સંબન્ધમાં મહાભાષ્યમાં 'परोक्षे च लोकविज्ञाते प्रयोक्तुर्दर्शनविषये' એવું એક વાર્તિક છે. 'આ કાળના પ્રયોગ કરનારે જે વાત જોઈ નથી, પણ જે લોકવિજ્ઞાત છે ને ઇચ્છા પ્રમાણે જેનું દર્શન થઈ શકે એવી છે એવી વાતનો નિર્દેશ કરવામાં लङ् એ કાળ યોજવો'-આવો એ વાર્તિકનો ભાવાર્થ છે. એ વાર્તિકનું ઉદાહરણ દેતાં 'अरुणद् यवनः साकेतकम्' એમ કહ્યું છે. સાકેતકને યવને ઘેરો ઘાલ્યો. આ વાત પતંજલિના સમયમાંજ બનેલી એમ આથી સિદ્ધ થાય છે. પર્શિયાના પૂર્વભાગનું પૂર્વે બાક્ટ્રિયા એવું નામ હતું, ત્યાં આગળ ગ્રીક લોકોનું રાજ્ય પુનઃ સંસ્થા-

પનં થયું. એ બાક્ટ્રિયન લોકોએ હિંદુસ્તાનમાં આવી એક વાર પોતાનું રાજ્ય સ્થાપ્યું હતું.

## (૩) યવનરાજાઓ.

પતંજલિના યવન તે બાક્ટ્રયન ગ્રીક મિનાન્ડર હશે. એ ઇ. સ. પૂ. ૧૪૨ ને સુમારે થઈ ગયો એમ રોમન ઇતિહાસકારોએ લખ્યું છે તે પરથી જણાય છે. પતંજલિ તે સમયેજ થઈ ગયા તેનું બીજું પણ પ્રમાણ છે; પરંતુ તે અહિં આપવાનું કારણ નથી. એ મિનાન્ડરે પંજાબ ને કાબૂલ એ દેશોમાં પોતાનું રાજ્ય સ્થાપ્યું હતું. તે વેળાએ બંને દેશનો હિંદુસ્તાનમાંજ સમાવેશ થતો. મિનાન્ડરનું રાજ્ય હિંદુસ્તાનમાંજ હતું એ વાત સિક્કા પરથી પણ સિદ્ધ થઈ શકે છે. તે વખતના સિક્કા પર રાજાનું નામ ને પદવી પણ છાપવાનો વહિવટ હતો. એ નામ ને પદવી પાલી ભાષામાં લખાતાં. પાલી ભાષા એ સંસ્કૃત ભાષાનું પ્રથમ પ્રાકૃત સ્વરૂપ છે. સીલોનમાં પાલી ભાષાનો પ્રચાર હતો અને બૌદ્ધ ગ્રન્થ પણ પાલી ભાષામાંજ લખેલા છે. મિનાન્ડરના સિક્કા પર પાલી ભાષામાં અક્ષરો કોતર્યા છે તે ઉપરથી મિનાન્ડરની પ્રજા પણ પાલી ભાષા બોલનારી હોવી જોઈએ એવું અનુમાન કરવામાં હરકત નથી. તેના સિક્કા પર પાલી ભાષામાં 'महाराजस्स त्रद्रस्स मिनन्द्स' એમ લખેલું છે. પાલીમાં 'મિનિંદ્રપણ્હ' નામનો ગ્રન્થ છે તેમાં મિલિન્દ્ર રાજા ને નાગસેન બૌદ્ધ એના વાદવિવાદનું વર્ણન છે. મિલિન્દ્રની રાજધાની પંજાબમાં શાકલ શહેરમાં હતી. વળી મિનાન્ડર ને મિલિન્દ્ર એ એકજ હતા. મિલિન્દ્ર છેવટે બુદ્ધ થયો એવું પણ વર્ણન છે. અહિં સુધી યવનરાજાઓ થયા. હવે યવનપ્રજા વિષે પ્રમાણ જોઈએ.

## (૪) યવન જાતિના સામાન્ય લોક.

કાર્લીની ગુફામાં એક શિલાલેખ છે, તે લેખમાં નીચે કહ્યા પ્રમાણે મજકૂર છેઃ—

(१) धेनुकाकटा यवनस सिहधयान धंमोदान ।

(२) धेनुकाकटा धंम–यवनस

(૩). रञो वासिठिपुतस सिरि–पुळुमाविस सवछरे चतुविसे २४ हेमंतान परवे ततीये ३ दिवसे बितीये २ उपासकस हरफरणस सेतफरण पुत्तस्य सो [व] सकस्य अबुलामाय वथवस्य इम देयधन मडपो ।

ધેનુકાકટક એ નગરી સપ્તગોદાવરીના તીર પર હશે. ધેનુકાકટક કે શાતવાહનની રાજધાની ધન્યકટક એ એકજ હશે. અહિંના એક યવને सिंहधैर्य (સિહધયાન) એ હિંદુનામ લીધું. તે પરથી તેનો [1]પ્રપંચ હિંદુધર્મ સરખોજ હશે એમ દેખાય છે.

અહિંના બીજા એક યવનનું નામ धर्म (ધંમ) એમ શિલાલેખમાં આપ્યું છે, તે પણ સંસ્કૃત નામ છે.

સેતફરણના પુત્ર હરફરણે મંડપ આપ્યો એમ ઉપલા લેખમાં નિર્દેશ છે આ હરફરણ એટલે હાલોફર્નસ હશે. એ નામમાં હિંદુપણું કંઈ દેખાતું નથી, તોપણ તેણે દાન કર્યું ને તેને ઉપાસક કહ્યો છે તે પરથી તેણે આ દેશના ધર્મનો સ્વીકાર કર્યો એ સમજવાને સબળ કારણ છે.

જુન્નરમાં નીચે આપેલો લેખ છેઃ–

'यवनस इरिलस गतान देयधम वेपोढियो' ।

ઇરિલસ નામના યવને બે ટાંકાં બાંધ્યાં હતાં એમ એ શિલાલેખમાં નિર્દેશ છે. એ ઉપરથી એ લોક બુદ્ધના ઉપાસક થયા હતા તેથી તેના દાનધર્મની પદ્ધતિ હિંદુ સરખીજ થવા લાગેલી દેખાય છે.

'यवणास चिटस गतानं भोजण मढ्यो देयधम संघे' ।

જે યવને ભોજનમંડપ આપ્યો હતો એમ ઉપરના લેખમાં નિર્દેશ છે તેનું નામ ચિત્ર (ચિટસ) એમ આપ્યું છે, તે પણ હિંદુ નામજ છે.

'यवनस चंदानं देयधम गभदार' એ લેખમા ચંદ્ર (ચંદાનં) એ નામ હિંદુ છે.

૧ સંસારવ્યવહાર.

નાશકના શિલાલેખમાં નીચે આપ્યા પ્રમાણે મજકૂર છેઃ—

**सिधं औतराहस दतामितियकस योणकस धंमदेवपुतस इंद्राग्निदतस धम्मत्मना।**

એ લેખમાં નિર્દિષ્ટ કરેલો યવન ઉત્તર તરફનો હતો. એ લેખમાં 'औत्तराह' શબ્દથી સ્પષ્ટ થાય છે. ઉત્તર તરફ એ સિંધની પાસેજ સવ્વીર પ્રાન્તમાં દત્તામિત્ર (દત્તામિતિ) નગરીના ધર્મદેવપુત્ર, ઇન્દ્રાગ્નિદત્ત એ યવનનો, ઉપલા શિલાલેખમાં ઉલ્લેખ કરેલો છે. ધર્મદેવ ને ઇંદ્રાગ્નિદત્ત એ નામો પરથી તે યવનનાં નામો હાલ પ્રમાણે શેખ વલદ, શેખ મહંમદ એવાં ન હોઈ પૂર્ણ રીતે હિંદુ હતાં. અહિં આવ્યા પછી તે પૂરા હિંદુ બન્યા એમજ આ ઉપરથી કહેવું પડે છે.

## (૫) શકરાજાઓ.

યવનની પછી શક રાજાઓ આવ્યા. તે રાજા ક્ષત્રપ એ નામથી પ્રસિદ્ધ છે. તેના સંબંધમાં પણ નાશકમાં એક શિલાલેખ જડયો છે. તેમાં નીચે આપ્યા પ્રમાણે ઉલ્લેખ કર્યો છેઃ—

**'सिद्धं राज्ञःक्षहरातस्य क्षत्रपस्य नहपानस्य जामात्रा दीनीकपुत्रेण उपवदातेन त्रिगोशतसहस्रदेन......देवताभ्यः ब्राह्मणेभ्यश्च षोडशग्रामदेन अनुवर्षं ब्राह्मणशतसाहस्री भोजापयित्रा'।**

૧. એમાં उपवदात એ કદાચિત્ હિંદુનામ હોય; કેમકે તે નૃપમદત્ત કે ઋશભદત્ત એમ હોઈ શકે. પરંતુ दीनीक, नहपान, क्षहरात એ હિંદુ નામો નથી. उपवदात એ શક હતો ને नहपान નામના ક્ષત્રપનો જમાઈ હતો. નહપાનના નામના હાલ સુમારે ૨૪ હજાર સિક્કા મળી આવેલા છે. એ નહપાન હિંદુસ્તાનમાંનો નહોતો, બહારનો હતો. એણે રાજ્ય સ્થાપન કર્યું પણ તે સુમારે ૫૦ વર્ષજ ટક્યું અને ગૌતમીપુત્ર તરતજ તેનો પરાભવ કરી નાશ કર્યો ને શાતવાહનનું રાજ્ય સ્થાપ્યું. એ નહપાનના વખતનાજ નાશક જિલ્લામાં કંઈ સિક્કા જડેલા ને તે પર નહપાનના જમાતા દીનીકપુત્ર ઉપવદાતે બ્રાહ્મણોને ત્રણ લાખ ગાયોનું દાન આપ્યું અને વર્ષે વર્ષે લાખ બ્રાહ્મણોને ભોજન કરાવ્યું એમ અહિં નિર્દેશ કરેલા શિલાલેખમાં કહ્યું છે.

"प्रभासे पुण्यतीर्थे ब्राह्मणेभ्यः अष्टभार्यापदेन" એવો પણ તેના સંબન્ધમાં એ શિલાલેખમાં ઉલ્લેખ છે. પ્રભાસનગરી એટલે સોમનાથ પાટણમાં એણે આઠ બ્રાહ્મણોનાં લગ્ન કરી આપ્યાં. નાશકમાં ભિક્ષુઓને રહેવા માટે ગુફા બાંધી છે. ભિક્ષુઓને નવીન વસ્ત્ર વગેરે આપવાના ખરચ માટે પેઢીધર પેઢી વ્યાજની રકમ મળે તેને માટે એણે વ્યવસ્થા કરી છે. તે વખતનું વ્યાજ બહુ તો સેંકડે ૫ થી ૭ા ટકા સુધી હતું; હાલ પ્રમાણે ૨૫ ટકા નહોતું. ક્ષત્રપોની દાનધર્મની પદ્ધતિ બરોબર હિંદુ રીત પ્રમાણે હતી એ ઉપલી હકીકતથી જણાશે. ક્ષત્રપ કે મહાક્ષત્રપ એમનું ઉજ્જનમાં એક બીજું કુળ હતું; તેના ૧૯-૨૦ રાજા થયા અને તેમણે એકંદર સુમારે બસેં સવાબસેં વરસ રાજ્ય કર્યું. તેમનું રાજ્ય ઇ. સ. પૂર્વે ૩૮૯ વર્ષપર્યન્ત ચાલુ રહ્યું. 'ક્ષત્રપ' શબ્દની વ્યુત્પત્તિજ કરવા જઈએ તો એ શબ્દ સંસ્કૃત છે એમ બતાવી શકાય. પણ એવો શબ્દ સંસ્કૃત સાહિત્યમાં કોઈ પણ સ્થળે મળતો નથી. 'ક્ષત્રપ' કે 'ખત્રપ' એ શબ્દ અને પારસી ઇતિહાસનો Satrap (સેટ્રપ) શબ્દ એ બંને એકજ છે એમ લાગે છે. એ શબ્દનો અર્થ રાજાધિરાજાના હાથ નીચેનો અધિકારી કે તેનો પ્રતિનિધિ એવો છે. ક્ષત્રપોએ એકદમ હિંદુ રીતભાતનો સ્વીકાર કર્યો.

ભૂગોળગ્રન્થ લખનાર ગ્રીક ગ્રન્થકાર ટાલમીએ ઉજ્જનનો 'તિષ-સ્થનીજ' નામનો રાજા હતો એમ કહ્યું છે. પૈઠણમાં 'પુલુમાઈ' રાજ્ય કરતો હતો એમ પણ તેણે કહ્યું છે. અમારા અહિંના નાણા પર કે શિલાલેખમાં 'चष्टन्' નામ છે તેજ 'तियस्थनीज्' હશે. તે ઉજ્જનના ક્ષત્રપોનો મૂળ પુરુષ હતો. તેનું 'चष्टन्' એ નામ વિદેશી દેખાય છે, પરંતુ તેના પુત્ર જયદામ કે પૌત્ર રુદ્રદામ એ નામોનો પહેલો ભાગ હિંદુ છે; અને પછી એ કુળમાં થયલા રાજાનાં 'રુદ્રસિંહ' ઇત્યાદિ નામો હિંદુનામો છે.

મુંબઈની પાસે કાન્હેરીની ગુફા છે તેમાં એક શિલાલેખમાં

[वा]सिष्ठीपुत्रस्य श्रीसातकर्णिस्य देव्याः कार्दमकराजवंश-प्रभवायाः महाक्षत्रप रु[द्र] पुत्र्याः इय.............माविश्वस्यस्य अमात्यस शतेरकस्य पानीयभाजनं देय धर्मः ॥

એમાં 'શાતકર્ણિ' એ શાતવાહન કુળના રાજાનું નામ છે. તેની સ્ત્રી ક્ષત્રપ કુળની હતી, એમ ઉપલા શિલાલેખમાં લખ્યું છે. હિંદુએ શક સ્ત્રી સાથે લગ્ન કીધું એમ એ ઉપરથી નિઃસંશય ઠરે છે.

જુનાગઢના શિલાલેખમાં એક ઠેકાણે "शब्दार्थगान्धर्व्व-न्याया-द्यानां विद्यानां महतीनां पारण-धारणविज्ञान-प्रयोगावाप्त-विपुल-कीर्तिना" એવો રુદ્રદામ મહાક્ષત્રપનો ઉલ્લેખ મળે છે. એણે ગાયન-વિદ્યા, ન્યાયશાસ્ત્ર, વગેરે શાસ્ત્રોનું અધ્યયન કીધું એમ આ લેખમાં તેનું વર્ણન આપ્યું છે. રુદ્રદામ એ ચષ્ટનનો પૌત્ર હતો.

નાશકમાં એક ગુફામાં નીચે આપેલા આશયવાળો લેખ છેઃ—

'सिद्धं शकस दामचिकस लेखकस बुधीकस विण्हुदतपुतस दशपुर वाधवस लेण पोथियोच दो...'

એમાં 'દામચિક' એ ગામ હશે. 'બુધીક' એ નામ હશે, ને ન હોય તો તેનો અર્થ સાહુકાર એવો થાય. તેને લેખક એમ કહ્યું છે, ત્યારે તે લહીઆનો ધંધો કરનાર હતો એમ અહિં દેખાય છે. તેના બાપનું નામ વિષ્ણુદત્ત આપ્યું છે ને તેને 'શક' કહ્યો છે.

વિષ્ણુદત્ત એ મરાઠાનું નામ છે; કારણ કે ભાજામાં એક ટાંકા પર શિલાલેખ છે, તેમાં 'महारठिस कौसिकीपुतस विण्हुदतस देयधम पोढि' એવો ઉલ્લેખ છે. એ કૌશિકીપુત્ર વિષ્ણુદત્ત મરાઠા હતો, એમ એ શિલાલેખ પરથી જણાય છે. અર્થાત્, એ કાળમાં શક કે મરાઠા એમનામાં સામાન્ય રીતે બીલકુલ ફેર રહ્યો નહોતો એમ સિદ્ધ થાય છે.

નાશકના બીજા એક શિલાલેખમાં—

'सिद्धं राज्ञः माढरीपुत्रस्य शिवदत्ताभीरपुत्रस्य आभीरेश्वरसेनस्य संवत्सरे नवम ९ गिम्हपखे चोथे ४ दिवस त्रयोदश १३ एताय पुवय शकाग्निवर्म्मणः दुहित्रा गणपकस्य रेभिलस्य भार्यया गणपकस्य विश्ववर्मस्य मात्रा शकनिकया उपासिकया विष्णुदत्तया गिलानभेषजार्थ अक्षयनीवी प्रयुक्ता'।

અગ્નિવર્મની પુત્રી ને વિષ્ણુવર્મની મા 'વિષ્ણુદત્તા' એ સ્ત્રીએ રોગી-

એનો ઔષધોપચાર કરવા માટે 'अक्षय नीवीं' એટલે દાનધર્મને માટે મોટી રકમ વ્યાજે મૂકી આમ આ લેખનો આશય છે. વિષ્ણુદત્તા એ શકસ્ત્રી (शकानिका) હતી એમ ઉપર કહ્યું છે. 'वर्म' એ પદ ક્ષત્રિયોનાં નામમાં છેલ્લું આવે છે. ત્યારે એ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે શક એ ક્ષત્રિયોમાં મળી ગયા. એ શિલાલેખમાં આભીર રાજાનો શક આપ્યો છે, એ ઉપરથી તે વખતે આભીર રાજા હતા એમ દેખાય છે. તે વખતની કાળગણના મહિનાઓથી નહોતી, ઋતુ પ્રમાણેજ હતી તેથી એ લેખમાં ઇશ્વરસેનના ૯ મા સંવત્સરની ગ્રીષ્મ ઋતુમાં (गिम्हपखे) એમ કહ્યું છે.

### (૬) આભીર જાતના લોક.

આભીર એ શકની પછી થયા. એ લોક મધ્ય એશિઆમાંના હોઈ શકે. ભારતમાં ને વિષ્ણુપુરાણમાં એના નામનો નિર્દેશ મળે છે. તેમાં એમને મ્લેચ્છ કહ્યા છે. 'म्लेच्छा हि यचनास्तेषु' એ વાક્યમાં વરાહમિહિરે યવનોની મ્લેચ્છોમાં ગણના કરી છે.

કાઠિયાવાડના ગુંડામાંના એક શિલાલેખમાં આભીરનો નીચે લખ્યા પ્રમાણે નિર્દેશ કર્યો છેઃ—

'आभीरेण सेनापतिबाहकस्य पुत्रेण सेनापति रुद्रभूतिना'।

એ રુદ્રભૂતિએ પુષ્કળ દાનધર્મ કર્યાનો ઇતિહાસ છે. આ શિલાલેખ રુદ્રસિંહના કાળનો છે. રુદ્રસિંહ એ ૧૦૨ શકને સુમારે રાજ્ય કરતો હતો. આભીર એ લુટારૂ લોક હતા. પાછળથી તેમનું અહિં રાજ્ય સ્થાપન થયું. શ્રીકૃષ્ણ નિજધામમાં ગયા પછી અર્જુન કૃષ્ણપત્નીઓને લઈને જતા હતા તે વેળા માર્ગમાં તેમને લુટારૂઓએ લૂટયા. તે લુટારૂ આભીરજ હતા. તેમને તેમાં મ્લેચ્છ કહ્યા છે.

'सोहिन्स कूपकग्रामः पूर्व्वमासीदनाश्रयः ।
असेव्यः साधुलोकानां आभीरजनदारुणः ' ॥

એમ તેમના સંબન્ધનો એક ઠેકાણે ઉલ્લેખ છે.

### (૭) આભીરના આહીર થયા.

હાલમાં આહીર જાતિના જે લોક પ્રસિદ્ધ છે તે મૂળ આભીરજ

હતા. એ આહીર સોનીઓમાં છે, સુતારોમાં છે, ભરવાડોમાં છે, બ્રાહ્મણોમાં પણ છે. પુનાના આહીર સોની જનોઈ પહેરે છે, ખાનદેશના પહેરતા નથી. એ બેમાં થોડા વખત પર તકરાર થઈ હતી. પુનાના આહીર સોનીઓ જનોઈ ઘાલે છે તેથી ખાનદેશના આહીરોએ તેમને ન્યાતબહાર મૂકયા. પુનાના આહીર મારી પાસે આવ્યા હતા. 'તમારી એ સર્વ જાતિ મૂળના આભીર લોક છે. આભીર લોકોને જનોઈ ન હતું. ખાનદેશના આહીર સોનીઓએ પોતાનું મૂળ રાખ્યું છે એટલે તેમણે તમને બહિષ્કાર કર્યો છે' એમ મેં તેમને કહ્યું.

## (૮) તુરુષ્ક અથવા તુર્ક રાજા.

એજ સમયને સુમારે ઉત્તરમાં જે રાજા થયા તેમને 'તુરુષ્ક' કે 'કુષણ' એમ 'રાજતરંગિણી'માં કહ્યા છે. એ તુરુષ્ક તુર્કવંશના હતા. એ વંશના 'હિમકાડ્ફિસ' નામના એક રાજાનું '**राजाधिराजस्य सर्वलोकैकेश्वरस्य माहेश्वरस्य**' એમ તેના સિક્કા પર વર્ણન આપ્યું છે. એ રાજાનું નામ કંઈ હિંદુ નથી; પરંતુ એ ખરેખરો શૈવ થયો એમ એનાં વર્ણન પરથી દેખાય છે. એ રાજા ઇ. સ. બીજા કે ત્રીજા સૈકામાં થયો હશે. એના સિક્કા પર એક બાજુએ તુર્કી ટોપી ઘાલેલી એવો એનો ચહેરો છે. સિક્કાની બીજી બાજુએ નંદીનું ચિત્ર છે ને તેની પાસે એક પુરુષનું ચિત્ર છે, તેના હાથમાં ત્રિશૂળ છે. ત્યારે એ ચિત્ર શિવનુંજ હોવું જોઈએ. એ ઉપરથી એ રાજા નક્કી શિવભક્ત હોવો જોઈએ એમ ખુલ્લું સિદ્ધ થાય છે.

## (૯) 'મગ' લોક બ્રાહ્મણ થયા.

બહારથી આવેલા વિદેશી લોક બ્રાહ્મણ પણ થયાનાં ઉદાહરણ છે. 'મગ' લોક એ એજ વર્ગમાં આવે છે. એઓ પ્રથમ રજપુતાના, મારવાડ, આગ્રા અને બંગાળામાં વસ્યા. શક ૧૦૨૮ માં એમના સંબન્ધનો એક શિલાલેખ છે, તેમાં એમનું નીચે પ્રમાણે આપેલું વર્ણન દેખાય છેઃ—

देवो जीयात्त्रिलोकीमणिरयमरुणो यन्निवासेन पुण्यः
शाकद्वीपस्स दुग्धाम्बुनिधिवलयितो यत्र विप्रा मगाख्याः।

ભોજના વખતમાં તેની કનોજમાં સત્તા સ્થાપિત થઈ; અને મહેન્દ્રપાલ ને મહીપાલ એ તેના વંશજોએ કનોજમાંજ રાજ્ય કર્યું. મહારાષ્ટ્રમાંના 'રાષ્ટ્રકૂટ' ને મારવાડ ને કનોજમાંના ગુર્જર રાજા એમની વચ્ચે હમેશ યુદ્ધ ચલતું હતું. જુર્જ અને બલ્હારા એ બે રાજ્યો પાસેપાસે હતાં એમ એક મુસલમાન ઇતિહાસકારે લખ્યું છે. જુર્જ એટલે ગુર્જર ને બલ્હારા એટલે રાષ્ટ્રકૂટ સમજવું. એ રાજા પ્રતિહારી વંશમાંના હતા એમ તેમના સંબન્ધમાં એક શિલાલેખમાં ઉલ્લેખ છે. કનોજના રાજા મહેન્દ્રપાલના રાજશેખર કવિ એ ગુરુ હતા. તેમણે પોતાના 'બાલરામાયણ'માં એ રાજાનો રઘુકુળમાં સમાવેશ કરીને તેનું '**रघुकुलचूडामणि**' એવું વર્ણન કર્યું છે. '**गुझर**' એવા નામની એક જાત હજી પણ દરિયામાં આઝોફ સમુદ્રપર્યન્ત પ્રસરેલી છે. એ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે મધ્ય એશિઆમાં ભટકનાર ગોવાળીઆ કે ભરવાડ એ જાતિના લોકોએ હિંદુસ્તાનમાં રાજ્ય મેળવ્યું ત્યાર પછી તેને રાજશેખરે 'રઘુવંશના રાજા' એ નામ આપી પૂર્ણ રીતે ક્ષત્રિય બનાવ્યા.

## (૧૨) ગુજર જાતિનો પ્રસાર.

(૧) પરિહાર, (૨) પ્રમાર કે પરમાર, (૩) ચાહુમાન (ચોહાણ), (૪) સોળંકી એ ચાર રજપુત કુળો ટૉડે કહ્યાં છે. એમાં સંસ્કૃત નામ એકે નથી. એ નામોને સંસ્કૃત બનાવવાનો પ્રયત્ન કરવો એ 'ખુર્ચી' (ખુરસી)ની '**खुराः चीयन्ते अस्याम्**' એવી વ્યુત્પત્તિ કર્યા બરાબરજ છે. હવે ઉપર કહેલાં ચાર કુળોમાંના 'પરિહાર' એ કુળનો ગુર્જરનામથી કેટલેક ઠેકાણે નિર્દેશ થયલો છે. એ ઉપરથી એ ચારે કુળ ગુર્જરનાં હતાં એમ કહેવુંજ સયુક્તિક દેખાય છે. એમાંના સોળંકી કુળની સ્થાપના 'અનહિલપત્તન' (અણહિલવાડ પાટણ)માં ઇ. સ. ૯૬૧ માં થઈ. ત્યારથીજ તે પ્રદેશને ગુજરાત એ નામ પ્રાપ્ત થયું. આભીર જાતિ પ્રમાણેજ ગુજર જાતિનો પણ અહિં મોટો સમૂહ આવ્યો હશે એમ દેખાય છે; કારણ કે હાલની જાતિમાં ગુર્જર બ્રાહ્મણ (એ રજપુતાનામાં છે), ગુજર સોની, સુંથાર, લુહાર, ઇત્યાદિ જાતિ છે.

## (૧૩) ઉપસંહાર.

આ પ્રમાણે યવન, શક, આભીર, તુર્ક, મગ, હૂણ, ને ગુજર એ

વિદેશી લોક જુદે જુદે વખતે હિંદુસ્તાનમાં આવ્યા ને તે સર્વે હિંદુસમાજમાં મળી ગયા. એઓમાંના કોઈ પણ હિંદુથી અલગ રહ્યા નહિ. માત્ર મુસલમાનોની આવી સ્થિતિ થઈ નહિ. એનું કારણ ધર્મપ્રવૃત્તિ એ તે ઠેકાણે પ્રબળ મનોવૃત્તિ છે.



**ત્રીજી ગુજરાતીસાહિત્યપરિષદ્**—ગયા ઑક્ટોબર માસનો ગુજરાતી સાહિત્યને લગતો ઘણો અગત્યનો બનાવ ત્રીજી સાહિત્યપરિષદ્નો રાજકોટમાં મેળાવડો હતો. એને વિષે સર્વ હકીકતે દૈનિક વર્તમાનપત્રોમાં છપાઈ ગઈ છે. પરંતુ નાનાં ગામડાંમાં ગુજરાતી શિક્ષકોને એવાં વર્તમાનપત્રો મળતાં ન હોવાથી અત્ર રાણીશ્રી નન્દકુંવરબા, સી. આઇ. ઇ., ગોંડલનાં રાણી ને સ્વાગત મંડળીનાં પ્રમુખ, એમનું તેમજ દિવાનબહાદુર અંબાલાલ સાકરલાલ દેસાઈ, એમ. એ, એલ એલ. બી., સાહિત્યપરિષદ્ના પ્રમુખનું ભાષણ આપીશું. વળી કેટલાક સાહિત્યને લગતા નિબંધો વંચાયા તે પણ આપવામાં આવશે. એ પ્રમુખનાં ભાષણો છપાયા પછી તે સંબન્ધી તથા સાહિત્યપરિષદ્ના અન્ય કાર્યસંબન્ધી કહેવું યોગ્ય લાગશે તો કહીશું.



## અ. સૌ. રાણીશ્રી નંદકુંવરબાનું ભાષણ.

આપને અહિં આવકાર દેવાનું કામ સ્વાગત મંડળે મને સોંપ્યું છે. આ કામને માટે મારી યોગ્યતા ને શક્તિની ખરી કસોટી એ મંડળે કરી હોત તો બેશક કોઈ બીજા કુશળ ને વિદ્વાનને એ માનવંતા કામને માટે પસંદ કરત, ને તેથી કરીને આપ લોકના કાનને વધારે રસદાર, સંગીન, ને પુષ્ટિકર ખોરાક મળત. પણ માણસ સ્વભાવથી ભ્રાંતિને વશ થવા પાત્ર છે. જે ગુણ કે શક્તિ જ્યાં ન હોય ત્યાં તેનો આરોપ કરવો એજ ભ્રાંત છે. એનું પરિણામ આપ લોકને નિરાશા ઉત્પન્ન કરનારું થશે એમ મારું તો ચોક્કસ માનવું છે. તોપણ મારે ખાત્રીપૂર્વક જણાવવું જોઈએ કે આપને સન્માન આપવામાં મને અત્યંત આનંદ થાય છે, કેમકે આપ સહુ સાક્ષર છો. ગુણીને આવકાર તેના ગુણને લઈનેજ છે. તે વિદ્વાન્ મંડળને સ્વાગત આપવામાં હું સરસ્વતીનુંજ ઉમંગથી આવાહન કરું છું એમ માનું છું.

## ગુજર્જરીના ઉપાસકોની સહૃદયતા.

હિંદુસ્તાનના સઘળા ભાગમાં તેમજ જાવા, સિયામ, બ્રહ્મદેશ, ચીન, જાપાન, એડન, ઈંગ્લાંડ, ફ્રાન્સ, આફ્રિકા, અમેરિકા, મોરિશ્યસ આદિ દૂર દૂરના દેશોમાં ધંધા રોજગાર કે અભ્યાસના નિમિત્તને લઈને વસતા ગુજરાતી ભાઈઓમાંના કેટલાક તરફથી આજના સમારંભ માટે સહાનુભૂતિના તાર આવ્યા છે. એ તાર મૂકનારા દેશાંતરનિવાસી બંધુઓ પોતાના સ્થૂળ શરીરમાં અહિં આવી શક્યા નથી, તોપણ કહેવામાં આવે છે કે જ્યાં રામાયણ વંચાય છે ત્યાં હનુમાનજી અદૃશ્યરૂપે રામચરિત્ર સાંભળવા આવે છે, અને જ્યાં ભારતનું શ્રવણ થાય છે ત્યાં વીરપરાક્રમ સાંભળવા અશ્વત્થામા સૂક્ષ્મરૂપે હાજર હોય છે, તેમ તાર મૂકનારા બંધુઓના સૂક્ષ્માત્મા અહિં વિદ્યમાન છે એમ માની તેમને પણ મારી તરફનું સ્વાગત અંગીકૃત હો એમ ઇચ્છું છું.

## સ્વભાષાની માતૃરૂપતા.

સન્નારીઓ અને સદ્દગૃહસ્થો, આ દુનિયામાં લોક નાના પ્રકારના ઉદ્યોગ ને કોશીસ કરતા જણાય છે. તેમાં સહુથી વખાણવાજોગ ને જરૂરના ઉદ્યોગમાંનો એક સ્વભાષા ખીલવવાનો ને તેના સાહિત્યમાં ઉપયોગી વધારો કરવાનો છે. એજ ખરી માતૃપૂજા છે. માતા વિશેષે કરીને ત્રણ પ્રકારની છે. એક તો જેણે આપણને જન્મ આપ્યો છે તે આપણી ભક્તિ, સેવા, ને પ્રેમની સર્વ પ્રકારે દાવાદાર છે. એ વાતને નાનાંમોટાં સહુ સ્વીકારે છે; કેમકે માણસમાં સ્વભાવના શીલપણાની ઉત્પાદક એજ છે, ને એજ આપણા આ લોક પરલોકના સુખનું બીજ છે. બીજી માતા જે ભૂમિમાં સ્થાવરજંગમ તમામ પ્રાણીપદાર્થ ઉત્પન્ન થાય છે, સ્થિતિ કરે છે ને લય પામે છે તે. માટેજ આપણી જન્મભૂમિનો આપણાં પ્રેમ ને ભક્તિ ઉપર પૂરો હક્ક છે. સ્વદેશાભિમાનનું બીજ અહિં છે. ત્રીજી માતા પોતાની ભાષા છે; કેમકે આખું બ્રહ્માંડ વાણીથી અર્થાત્ ભાષાથી ઉત્પન્ન થયું છે, ને એજ કારણથી આપણા મૂળાક્ષરો 'માતૃકા'ના નામથી ઓળખાય છે. એની યથાર્થ સમજમાં પરમપદ બોધનું બીજ છે એમ વિશ્વતત્ત્વનો નિર્ણય કરનારા કહે છે. એ રીતે આપણે સહુ વાણી એટલે ભાષાથી ઉત્પન્ન હોઈ ભાષા આપણી માતા છે એમ સહજ સમજી શકીએ.

નીકળ્યા હતા. એમાંના એક વહેળાની લંબાઈ પચાસ માઇલ અને પહોળાઈ ૧૫ માઇલ હતી. બીજો વહેળો ૪૦ માઇલ લાંબો અને ૭ માઇલ પહોળો હતો.

( ૨ ) ઇટાલી દેશમાં વિસુવિયસ પહાડ છે. તે ઘણા જૂના વખતમાં જ્વાળામુખી હતો. તેની સાબીતી તેના ઊડી ગયલા શિખર અને ટોચ પર થયલા મુખથી સાબીત થાય છે. પ્રથમ તે ક્યારે ફાટયો તે જાણમાં નહોતું, અને તેને બંધ પડેલો જ્વાળામુખી જાણતા. ત્યાર પછી રોમન લોકોની જાહોજલાલીના વખતમાં તેના ઉપર લીલોતરી ઊગી હતી. ખીણોની ફળદ્રુપ જમીનમાં દ્રાક્ષના માંડવા કર્યા હતા. ધનાઢ્ય રોમન લોકોએ સાં હવા ખાવાના બંગલા બાંધ્યા હતા, અને તે પહાડથી થોડે થોડે છેટે હરક્યુલેનીયમ અને પોમ્પીઆઈ નામે બે મોટાં શહેરો વસેલાં હતાં. ઇ. સ. ૭૯ની સાલમાં તે પહાડ એકાએક ફાટયો. તેમાંથી પ્રથમ ઊની રાખ અને પથ્થર ઘણા જોરથી ફેંકાયા અને ત્યાર પછી લાવાનો ઊકળતો રસ વહ્યો. ઊની રાખ અને પથ્થરના કકડા તળે ખીણો અને આજુબાજુનાં ગામડાં દટાઈ ગયાં, એટલુંજ નહિ પણ ઉપર ગણાવેલાં બે મોટાં શહેરો પણ દટાઈ ગયાં. નીકળેલા પદાર્થોનો થર આજુબાજુની જમીન પર એટલો તો જાડો બાઝી ગયો કે તે મોટા શહેરોનાં નામનિશાન પણ રહ્યાં નહિ. ત્યાર પછી તે જ્વાળામુખી બંધ થયો તોપણ આજ સુધી તેમાંથી થોડા થોડા દિવસને આંતરે ધૂમાડા વરાળ અને થોડી રાખ ફેંક્યા કરે છે. ઇ. સ. ૭૯ પછી ૧૫૦૦ વરસ સુધી તે શહેરો ક્યાં છે તેનો પત્તો લાગ્યો નહિ, પણ પછીથી ખોદતાં પોમ્પીઆઈ શહેર જડી આવ્યું છે. તેની પોળો, સરીયામ રસ્તા, નાટકશાળાઓ, અને ઘરો સંભાળથી ખોદી સાફ કરવામાં આવ્યાં છે. કેટલાંક ઘરોનાં કોતર અને ચિત્રકામ એટલાંતો તાજાં છે કે તે હાલમાંજ કરેલાં હોય તેવાં દેખાય છે. દટાઈને મરી ગયલાં માણસોનાં મુડદાંનાં ખોખાં પણ જડી આવે છે. આ શહેર ખુલ્લું થવાથી રોમન લોકોની જાહોજલાલી અને વૈભવ કેવાં હતાં તેનું યથાસ્થિત દર્શન થાય છે. દટાઈ ગયલાં ખોખાંમાં પ્લાસ્ટર ઑવ્ પારિસ ભરી તેનાં બીબાં ઉતારી લેવામાં આવે છે. આ શહેર આબેહુબ પાછું નીકળ્યું તેનું કારણ એટલુંજ કે તે લાવાના રસમાં દટાયું નહોતું પણ ઊની રાખ તળે દટાઈ

ગયું હતું. આ છેલ્લા ફાટવા પછીથી તેની બીજી પાસે પાછાં ગામડાં વસ્યાં હતાં. આજથી બે વરસ પર વળી પાછો તે પહાડ ફાટ્યો અને તેમાંના ફેંકાયલા પદાર્થોથી નવાં વસેલાં ગામડાં અને કેટલાંક માણસો નાશ પામ્યાં તે વાત આપણે વર્તમાનપત્રોમાં વાંચી હતી. જ્વાળામુખી ફાટે છે ત્યારે તેમાંથી ઊડેલી રાખ, ધૂમાડા, અને ધૂળથી આકાશ છવાઈ જઈ સૂર્ય હોવા છતાં અંધારૂં ઘોર થઈ જાય છે.

( ૩ ) આ બાબતનો એક દાખલો, ઇ. સ. ૧૮૧૫માં હિંદુસ્તાનની પૂર્વે બન્યો હતો તેનું વર્ણન નીચે પ્રમાણે નોંધાયલું છેઃ—

જાવાની પૂર્વે સુંબાવા બેટમાં તુમ્બોરો નામે જ્વાળામુખી પહાડ ફાટયો હતો. તેમાંથી નીકળેલી રાખ વગેરે પદાર્થોથી આકાશ એટલુંતો છવાઈ ગયું હતું કે ત્યાંથી ૨૦૦ માઇલ દૂર પશ્ચિમે આવેલા જાવા બેટમાં ખરે બપોરે અમાસની રાત્રિ જેવું અંધારૂં હતું. આ રાખમાંના કેટલાક હલકા રજકણો તે જગાએથી ૮૦૦ માઇલ દૂર આવેલા બંદા અને આમ્બો-યના બેટ સુધી ગયા હતા. સુમાત્રાની પશ્ચિમે દરિયામાં કોયલા અને રા-ખનાં બે ફુટ જાડાં પડ કેટલાક માઇલ સુધી બંધાયાં હતાં, તેથી વહાણો મુશ્કેલીથી ત્યાં જઈ શકતાં હતાં.

( ૪ ) ઇ. સ. ૧૮૮૩માં સંડાની સામુદ્રધુનીમાં એક મોટો ધરતીકંપ થઈ પાસેનો જ્વાળામુખી ફાટયો તેમાં ક્રાકાટોઆ નામનો બેટ તદન નાશ પામ્યો. આ જ્વાળામુખીનું વર્ણન નવી વાચનમાળામાં કાંઈક વિસ્તારથી આપેલું છે.

છેક હાલમાં ઇ. સ. ૧૯૦૨માં વેસ્ટ ઇન્ડીઝ ટાપુમાં માર્ટીનીક ટાપુ-માંનો જ્વાળામુખી ફાટવાથી કેટલું નુકસાન થયું તે તો ઘણાના જાણવામાં છે. હિંદુસ્તાનમાં હાલ બળતો જ્વાળામુખી એક પણ નથી. તેની પાસેમાં પાસેનો બળતો જ્વાળામુખી બંગાળા ઉપસાગરમાં આન્દામાન બેટની પાસે બેરન નામના બેટમાં છે. ઇ. સ. ૧૭૮૫માં કેપ્ટન બ્લેર અને ઇ. સ. ૧૮૦૩ માં હોર્સબર્ગ નામના વિદ્વાનોએ તેને બળતો દીઠેલો તેનું વર્ણન કર્યું છે. રાત્રે વેગળેથી બળતાં નીકળતાં દેખાય છે. તે બેટની બધી જમીન જ્વા-ળામુખીએ ફેંકેલા પદાર્થોની બનેલી છે.

હવે ધરતીકંપના જાણીતા દાખલા તથા તેનાથી જુદે જુદે ઠેકાણે થયલા ફેરફારો વિષે હકીકત આપીશું.

ગોમાંથી પણ આવા દાખલા મળી આવે છે. ઓરીસામાં ચીલ્કા સરોવરને દક્ષિણ કિનારે પાણીની સપાટીથી ત્રીસ ફુટ ઊંચે એક જગા છે તેમાં હાલમાં સરોવરમાં છે તેજ જાતનાં માછલાંની છીપો મળી આવે છે, આ છીપો ઘણા જૂના વખતની નથી એમ જણાય છે. આ ઉપરથી સાબીત થાય છે કે તે કોરો ભાગ થોડાં વરસો અગાઉ સરોવરનું તળીઉં હશે; અને તે ધીમે ધીમે ઊંચો આવી આજ પાણીની સપાટીથી આટલો ઊંચો થયો છે. મદ્રાસને કિનારે તેમજ આર્કોટના દક્ષિણ ભાગમાં અને તાંજોર પાસે આવી જાતના ઘણા દાખલા મળી આવે છે. સિલોનને છેક ઉત્તર ભાગે જાફનાની આસપાસ તેમજ તેને સામે કિનારે, હિંદુસ્તાનમાં ત્રાવણકોરને કિનારે દરિઆથી ઊંચે તેમજ દૂરના ભાગોમાં એક સરખાં ઉત્ખાતોવાળી પરવાળાંની ખડકો છે. આ જાતનાં ઉત્ખાતોવાળાં જીવડાં હાલમાં તે જગાઓના દરિઆમાં વસે છે. આ ઉપરથી જણાય છે કે સામસામા આ બન્ને કિનારા એટલે જાફના અને ત્રાવણકોર પ્રાચીન કાળમાં દરિઆનાં પાણીમાં ડુબેલા હોવા જોઈએ, અને ત્યાર પછી તે બન્ને ભાગો ધીમે ધીમે ઊંચા આવતા જાય છે. મિ. થીઓબોલ્ડે કાઠિયાવાડને કિનારે પણ આવી જાતની ઘણી જમીનો શોધી કાઢી છે. આ સઘળા દાખલા ઉપરથી સ્પષ્ટ સમજાય છે કે જોકે લોકોને આ વાતની ખબર પડતી નથી તેમજ તેમની પાસે તે સંબંધી દંતકથાઓ નથી છતાં એ જમીન ઊંચીનીચી જાયછે તે સત્ય છે. છેક હાલના વખતમાં દક્ષિણ અમેરિકામાં જમીન વધારે ઊંચી ગયાના પૂરાવા ઘણા મળી આવેછે, પાટાગોનીઆ, ચિલિ, અને લાપ્લાટામાં કેટલીક જમીનો ૧,૩૦૦ ફુટ ઊંચી આવી ગઈ છે. વાલ્પારેસોમાં દરિઆઈ માછલીઓનાં ખોખાં દટાયલી જમીન, ઉપર લખેલી ઊંચાઈએ માલમ પડી છે. લીમાની અંદર જમીનનો કેટલોક ભાગ દરિઆની સપાટીથી ૮૨ ફુટ ઉંચો છે. તેમાં સુતરનાં કોકડાં મકાઈ દોડાના ભુકા અને દરિઆઈ માછલીના શેષો દટાએલાં મળી આવે છે. આ ઉપરથી એમ સિદ્ધ થાયછે કે ત્યાં માણસ જાત વસ્યા પછી તે જમીન આટલી ઊંચી ગઈ છે. મિ. ડાર્વિનના મત પ્રમાણે આખો દક્ષિણ અમેરિકા મોટા પાયા ઉપર ઊંચો આવ્યો છે અને હાલ પણ આ ક્રિયા ત્યાં ચાલુજ છે. યુરોપખંડમાં જમીન ઊંચીનીચી જવાના દાખલા બહુ ઓછા પ્રમાણમાં છે.

સ્કાન્ડીનેવીઆનો ઉત્તર ભાગ આપણે જાણી ન શકીએ તેવી રીતે રોજ ધીમે ધીમે ઊંચો આવતો જાયછે. ત્યાં ઉદેવેલી આગળ દરિયાઈ જીવોનાં ઉત્પાતો દરિયાની સપાટીથી ૧૦૦ ફુટ ઊંચે મળી આવેછે. સ્ટોકહોમ આગળ ઈ. સ. ૧૮૨૦માં દરિયાની સપાટીએ રહેલી ખડકોમાં કેટલાંક નિશાનો કર્યાં હતાં તે ચૌદ વરસ પછી તપાસતાં પાંચ ઈંચ ઊંચાં ગયલાં માલમ પડ્યાં છે. બારીક અવલોકનો વગર દરિયાથી દૂરના ભાગો થોડા ઊંચા આવે અથવા નીચા જાય તે માલમ પડી આવતું નથી. જમીન ઊંચી આવે તેના પૂરાવા મળી આવે છે પણ નીચી ગયલી તેના પૂરાવા સમજવા સહેલા નથી, કારણ કે નીચી ગએલી જમીનમાં ઘણે ભાગે દરિઆનું પાણી ફરી વળે છે, તેથી તેનું તળીઉં બરાબર તપાસી શકાતું નથી. તેમ છતાં કેટલીક જગાએ તે પૂરાવા સ્પષ્ટ સમજાય તેવા જણાઈ આવે છે. ઈંગ્લાંડને દક્ષિણ કિનારે તેમજ તેની સામી બાજુએ ફ્રાન્સને ઉત્તર કિનારે છાછરાં પાણીમાં ડુબેલી જમીન છે. આ જમીનમાં આગળ ઉપરનાં જંગલોના શેષો દટાયલા માલમ પડે છે. સ્વીડનના દક્ષિણ કિનારાનો ભાગ ધીમે ધીમે નીચો જતો જણાયો છે. આ ઉપરથી જણાય છે કે તે જમીનો પ્રથમ કોરી અને ઊંચી હતી તે હાલ સુધીમાં આટલી નીચી ગયલી છે. હિંદુસ્તાનમાં પણ આ જાતના દાખલા મળી આવે છે. ફોર્ટ વિલિયમની પાસે સપાટીથી સાંરડી મૂકી કુવા ખોદતાં ૪૮૦ ફુટ નીચે સુન્દરી નામનાં ઝાડોનાં થડ મૂળ સાથે જમીનમાં ઉભાં દટાયલાં જડયાં છે. પરવાળાંનો બેટ પ્રથમ બંધાય છે ત્યારે પાણીની સપાટીની નીચેજ હોય છે પણ લક્ષદ્વીપ અને માલદ્વીપના બેટ પાણીની સપાટીથી ઘણા ઊંચા આવેલા છે. તેઓ થોડા થોડા જમાનાને આંતરે થોડા થોડા નીચા જતા જણાયા છે. ચાલુ સાલમાં પણ સીસીલી બેટમાં અને તુર્કસ્તાનમાં ધરતીકંપ થયા તેની અસરથી મેસીના અને સ્મર્ના શહેરોમાં ઘણું નુકસાન થયું છે. જ્વાળામુખી, ધરતીકંપ, જમીનનું ઊંચું થવું અને નીચું જવું તેના પુષ્કળ પુરાવા છે તે બધાનું વર્ણન કરવાની જરૂર નથી. થોડા ઘણા દાખલા ઉપર આપ્યાં છે તે બસ છે. આ સઘળા બનાવોનું કારણ પૃથ્વીના પેટામાં રહેલી અતિશય ગરમી છે, તે હવે સ્પષ્ટ સમજાયું હશે. આ ઉષ્ણતા ક્યાંથી આવી તે આગળ ઉપર જણાશે.

| જિલ્લો. | સ્કૉલરનું નામ. | નિશાળનું નામ. |
|---|---|---|
| સુરત. | મણિલાલ રસિકલાલ કાપડીઆ. | ગવર્મેન્ટ મિડલ સ્કૂલ, ભરૂચ. |
| | માહનલાલ કસનદાસ સંદેરીઆ. | ,, ,, |
| | મહમદ અબદુલ્લા નાળીયેરવાલા. | ,, ,, |
| થાણા. | ગોપાળ પુરુષોત્તમ કવળે. | બી. જે. હાઇસ્કૂલ, થાણા. |
| | બાલચંદ્ર લક્ષ્મણ યાદવ. | ,, ,, |
| | **કાઝી શાહબુદ્દીન સ્કૉલર્સ.** | |
| અમદાવાદ. | શરીફુદીન ફૈઝુદીન ગેસી. | પ્રોપ્રાયટરી હાઇસ્કૂલ, અમદાવાદ. |
| ખેડા. | નબીમીઆં રસુલમીઆં મલેક. | મ્યુનિસિપલ ઍંગ્લો-વર્નાક્યુલર સ્કૂલ, મહેમદાવાદ. |
| | **મિડલ અને સ્પેશ્યલ સ્કૂલ્સ.** | |
| અમદાવાદ. | ઇન્દુલાલ વાવાભાઈ મહેતા. | ગવર્મેન્ટ મિડલ સ્કૂલ, અમદાવાદ. |
| | આલમમીઆં નાનામીઆં કાદરી | ,, ,, |
| | વાડીલાલ પુરુષોત્તમ પટેલ. | પ્રોપ્રાયટરી હાઇસ્કૂલ, અમદાવાદ. |
| | કેશવલાલ ગિરધરલાલ પટેલ. | ઍંગ્લો-વર્નાક્યુલર સ્કૂલ, ગોધાવી. |
| | યાકુબ જમાલ વડીઆ...... | લોકલબોર્ડ સ્કૂલ, બરવાળા. |
| | ઇબ્રાહિમ અબદુલ રહીમ શેખ. | ગવર્મેન્ટ મિડલ સ્કૂલ, અમદાવાદ. |

| જિલ્લો. | સ્કૉલરનું નામ. | નિશાળનું નામ. |
|---|---|---|
| ખેડા. | રસિકલાલ દલસુખભાઈ ચોકશી. | મ્યુ. મૈન સ્કૂલ. નં. ૧. નડીઆદ. |
| | કાન્તિલાલ ગિરધરદાસ સુતરીઆ. | ,, ,, |
| | ભાઈલાલ છોટાલાલ પટેલ. | એડેડ ઍંગ્લો-વર્નાક્યુલર સ્કૂલ. નડીઆદ. |
| | રણછોડ હરગોવન કુંભાર. | મ્યુ. મૈન સ્કૂલ, ઉમરેઠ. |
| | આદમ યુસફ શેખ. | મ્યુ. ઍંગ્લો વર્નાક્યુલર સ્કૂલ કપડવણજ. |
| | જમાલ અલીજી વહોરા. | મ્યુ. મૈન સ્કૂલ નં. ૧ નડીઆદ. |
| પંચમહાલ. | જેશંકર કિરપાશંકર દવે. | મ્યુ. મૈન સ્કૂલ. દોહદ. |
| | અંબાલાલ પુરુષોત્તમ વ્યાસ | લોકલબોર્ડ સ્કૂલ, મહેલોલ |
| | શિવાભાઈ ભુલાભાઈ પટેલ | ,, ,, |
| | કેશવલાલ સાહેબદાસ સાધુ | લોકલબોર્ડ મૈન સ્કૂલ, કલોલ. |
| | તુરાબઅલી નાદરઅલી સૈયદ | મ્યુ. ઉર્દુ સ્કૂલ, ગોધરા. |
| | કુરબાનહુસેન અશગરઅલી કાસીઆવાલા. | ,, ,, |
| ભરૂચ. | અંબાલાલ દલસુખરામ ત્રવાડી | લોકલબોર્ડ સ્કૂલ, કાનવા. |
| | જોઈતારામ જેશંકર દવે. | લોક હિતેચ્છુ સભા ઍંગ્લો-વર્નાક્યુલર સ્કૂલ, ભરૂચ. |
| | મુકુંદરાય દુર્લભજી ખંડડીઆ. | નર્મદા ઇંગ્લીશ સ્કૂલ, ભરૂચ. |
| | પ્રાણુલાલ દલપત સુરતી. | મ્યુ. લાલ બજાર વર્નાક્યુલર સ્કૂલ, ભરૂચ. |
| | ઇમામબેગ ગુલાબબેગ મુગલ | લોકલબોર્ડ મૈન સ્કૂલ,આમોદ. |
| | વફીઉદ્દીન સીરાજુદ્દીન કાઝી. | મ્યુ. લાલ બજાર વર્નાક્યુલર સ્કૂલ, ભરૂચ. |

| જિલ્લો. | સ્કૉલરનું નામ. | નિશાળનું નામ. |
|---|---|---|
| સુરત. | મણિલાલ મોતીરામ ખાંડવાળા. | મ્યુ. વર્નાક્યુલર સ્કૂલ નં.૧ |
| | ખુશમનલાલ રસિકદાસ કાપડીઆ. | " " |
| | છગનલાલ બહેચરભાઈ મેવાવાળા. | " " |
| | છગનલાલ ત્રિભોવનદાસ તમાકુવાળા. | " નં. ૨ " |
| | ગોરૂમીઆં ગુલામહુસેન મુનશી. | " નં. ૨ " |
| | અલીમીઆં અબ્દુલરહેમાન કડોદીઆં. | મ્યુ. ઉર્દુ સ્કૂલ નં ૫ સુરત. |
| થાણા. | ગણેશ રાવજી ગોગટે | બી. જે. હાઈસ્કૂલ થાણા. |
| | શંકર વામન દેશપાંડે | મ્યુ. સ્કૂલ નં. ૩, થાણા. |
| | પાંડુરંગ ભરતી પારતે | " નં. ૧, " |
| | જગન્નાથ ગોાવદ ભોઈ. | " " " |

મે. ઉ. ભા. ના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબની ઑફિસ.
તા. ૮ મી ઑક્ટોબર સને ૧૯૦૯.

(સહી) F. B. P. LORY,
Educational Inspector,
N. D.

---

## જાહેર ખબર.

( મે. ઉ. ભા ના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના સને ૧૯૦૯ તા. ૨૮મી ઑક્ટોબરના હુકમ નં. ૭૧૩૧ ઉપરથી ). ચુંટી કઢાયલા મિડલ સ્કૂલ. સ્કૉલરોએ સ્વીકારાયલી કોઈ પણ ઍંગ્લો-વર્નાક્યુલર સ્કૂલમાં નિશાળના નવા વર્ષની શરૂઆતમાં દાખલ થઈ જવું. જો કોઈ સ્કૉલર જાન્યુઆરીની પહેલી તારીખ પહેલાં આવી નિશાળમાં દાખલ થશે નહિ તો તેની સ્કૉલરશિપ રદ્દ કરવામાં આવશે.

(સહી) P. LORY,
Educational Inspector,
N. D.

## જાહેર ખબર.

( મે. ઉ. ભા.ના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના સને ૧૯૦૯ તા. ૮મી નવેંબરના હુકમ નં. ૭૫૫૬ ઉપરથી ).

સને ૧૯૦૯ તા. ૨૪મી સપ્ટેંબરના કેળવણીખાતાને લગતા ઠરાવ નં. ૧૮૮૨ ઉપરથી આ ઇલાકાની પ્રાથમિક શાળાના ઉપયોગ માટે નીચેની યાદીમાં બતાવેલી કૉપીબુકો અને નકશાઓ સરકાર તરફથી મંજુર કરવામાં આવ્યા છે.

### સરકાર તરફથી મંજુર થયેલા નકશા અને કૉપીબુકોની યાદી.

| પુસ્તકનું નામ. | કર્ત્તાનું નામ તથા સરનામું | દર પ્રતની કિમ્મત. |
|---|---|---|
| ઉર્દુ. | | રૂ. આ. પા. |
| તશીલ-ઉલ-મશ્ક ( કૉપીબુક ચાર ભાગમાં ) | મિ. અહમદ એલીખાન, હેડ માસ્તર, હિન્દુસ્તાની સ્કૂલ, ઇલીચપુર-સીટી, ( વરાડ ) | ૦—૧—૯ |
| ગુજરાતી. | | |
| ગુજરાતપ્રાન્તનો ' હોમ-મૅપ ' | મિ. એન-એન-દાતાર, ઘર નં. ૬૮, બુધવાર પેઠ, પૂના સીટી. | *૦—૩—૦ |
| ભરૂચ જિલ્લાનો ' હોમ-મૅપ ' | | ×૦—૨—૦ |
| હિન્દુસ્તાનનો ' વૉલ-મૅપ ' | | ૪—૦—૦ |
| મુંબાઈ ઇલાકાનો ' વૉલ-મૅપ ' | | ૩—૦—૦ |

---

*કપડા ઉપર ચોડેલા અને રંગીન નકશાની દરેકની કિમ્મત ચાર આના અને કપડા ઉપર ચોડેલા, તેમજ લાકડી ઉપર જડેલા અને વાર્નિશ કરેલા તૈયાર નકશાની દરેકની કિમ્મત ૭ આના.

×કપડા ઉપર ચોડેલા દરેક નકશાની કિમ્મત ત્રણ આના અને કપડા ઉપર ચોડેલા, તેમજ લાકડી ઉપર જડેલા અને વાર્નિશ કરેલા તૈયાર નકશાની દરેકની કિમ્મત પાંચ આના.

( સહી ) P. LORY,
Educational Inspector,
N. D.

## જાહેર ખબર.

( મે. ઉ. ભા. ના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના સને ૧૯૦૯ તા. ૨૦ મી નવેંબરના હુકમ નં. ७७૩૪ ઉપરથી ).

* મિ. કેશવજી. વિ. ત્રિવેદીનાં બનાવેલાં "સતીમંડળ, ભાગ ૧ લો" ને "સતીમંડળ ભાગ ૨ જો" એ બે પુસ્તકો મે. પબ્લિક ઇન્સ્ટ્રક્શનના ડિરેક્ટર સાહેબે એમના સને ૧૯૦૯ તા. ૬ ઠ્ઠી નવેંબરના હુકમ નં. ૮૩૪७ થી આ ઇલાકાની ગુજરાતી પ્રાથમિક શાળા માટે ઇનામ તેમજ લાયબ્રેરી તરીકે મંજુર કર્યા છે.

પુસ્તકની દર પ્રતની કિમ્મત નીચે મુજબ છે.

| | | | રૂ. આ. પા. |
|---|---|---|---|
| સતીમંડળ, | ભાગ | ૧ લો. | ૨—૮—૦ |
| સતીમંડળ, | ભાગ | ૨ જો. | ૨—૮—૦. |

* કવીશ્વરની પોળ
ખાડીઆ, અમદાવાદ.

( સહી ) P. LORY,
Educational Inspector,
N. D.

## જાહેર ખબર.

( મે. ઉ. ભા. એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના સને ૧૯૦૯ તા. ૧૦ મી નવેંબરના હુકમ નં. ७७૧૩ ઉપરથી ).

આ ઉપરથી ખબર આપવામાં આવે છે કે સને ૧૯૦૯ ના એપ્રિલથી ઑક્ટોબર માસ દરમ્યાન નીચે જણાવેલા માસ્તરો અને આસિસ્ટંટોને તેઓનાં નામ સામે જે કારણો આપવામાં આવ્યાં છે તે બાબે તેઓને કેળવણીખાતામાંથી બરતરફ કરવામાં આવ્યા છે. કેળવણીખાતાના મે. ડરેક્ટર સાહેબની તેમજ મે. ઉ. ભા. ના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબની અગાઉથી મંજુરી મેળવ્યા સિવાય ખાતા તરફથી સ્વીકારાયલી કોઈ પણ નિશાળમાં તેઓને રાખવા નહિ.

( ૧ ) સને ૧૯૦૯ તા. ૪ થી જુનના મે. ડિરેક્ટર સાહેબના હુકમ નં. ૨૫૪૦ ઉપરથી ઇસપભાઈ બાપુજી પટેલ ( ડિરેક્ટરી નં. ૧૪૪ પૃ. ૧૪૮ ) જિલ્લે ભરૂચ, તાલુકે ભરૂચ, ઝણોર લોકલબોર્ડ સ્કૂલના માસ્તરને વગર રજાએ ગેરહાજર રહેવા માટે તેમજ હુકમનો અનાદર કરવા માટે.

(૨) સને ૧૯૦૯ તા. ૧૪ મી સપ્ટેંબરના મે. ડિરેક્ટર સાહેબના હુકમ નં. ૬૪૦૮ ઉપરથી ચુનીલાલ છગનલાલ શાહ (ડિરેક્ટરી નં. ૭૮ પૃષ્ઠ ૧૦૪) જિલ્લે ભરૂચ, તાલુકે અંકલેશ્વર સીસોદ્રા લોકલ બોર્ડ સ્કૂલના માસ્તરને અનિયમિત વર્તણુક અને સતત ખરાબ કામ માટે.

(૩) સને ૧૯૦૯ તા. ૧૬ મી સપ્ટેંબરના મે. ડિરેક્ટર સાહેબના હુકમ નં. ૬૫૩૦ ઉપરથી સોમેશ્વર હરજીવન જાની (ડિરેક્ટરી નં. ૧૪૦ પૃ. ૭૦) જિલ્લે ખેડા, તાલુકે બોરસદ, રાસના લોકલ-બોર્ડ સ્કૂલના માજી મહેતાજીને પોતાના આસિસ્ટંટ અને મોનિટરનો પગાર પહેલી આપવામાં પોંચાળો કરવા માટે.

(૪) સને ૧૯૦૯ તા. ૩૧ મી માર્ચના મે. ઉ. ભા. ના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના હુકમ નં. ૧૧૦૬૨ ઉપરથી અંબાલાલ નાથાભાઈ, (ડિરેક્ટરી નં. ૧૯૩ પૃષ્ઠ ૧૧૬.) જિલ્લે ભરૂચ, તાલુકે આમોદ, દાંડ લોકલ બોર્ડ સ્કૂલના અશિક્ષિત (અન્ટ્રેન્ડ) માસ્તરને અમુક દિવસે કામ પર પાછા હાજર થવાના હુકમના અનાદર માટે.

(૫) સને ૧૯૦૯ તા. ૨૭ મી ઑક્ટોબરના મે. ઉ. ભા.ના એડ્યુકેશનલ ઇન્સ્પેક્ટર સાહેબના હુકમ નં. ૭૦૮૮ ઉપરથી જગન્નાથશંકર કૃષ્ણરામ ભટ્ટ, (ડિરેક્ટરી નં. ૨૮૫ પૃષ્ઠ ૧૨૨.) જિલ્લે ભરૂચ, શેરપુરાની લોકલ બોર્ડ સ્કૂલના અશિક્ષિત માસ્તરને તેમજ તેના આસિસ્ટંટ આદમ વલીને પોતાની નિશાળના સામાન્ય રજીસ્ટરમાં એક છોકરાની જન્મ તારીખ ખોટી રીતે સુધારવા માટે.

(સહી) P. LORY,
Educational Inspector,
N. D.

---

## શિક્ષકોના પગારમાં વધારો.

મુંબઈ ઇલાકાના માજી ડિરેક્ટર સાહેબે પ્રાથમિક શાળાઓના શિક્ષકોની આર્થિક સ્થિતિ સુધારવાના ઇરાદાથી નીચે મુજબ માગણી કરી હતી:—

(૧) પાંચ વરસ અને તે ઉપર નોકરી કરી હોય તેવા અશિક્ષિત

અને કોઈ પણ પ્રકારના સર્ટિફિકેટની લાયકાત વિનાના શિક્ષકોનો પગાર વધારી દર મહિને રૂ. ૧૦ કરી આપવો.

( ૨ ) બધા શિક્ષિત મુખ્ય મહેતાજીના પગાર વધારી દર માસે ઓછામાં ઓછો રૂ. ૧૨ કરી આપવો.

( ૩ ) બધા શિક્ષત આસિસ્ટંટ માસ્તરોનો પગાર વધારી દર માસે ઓછામાં ઓછો રૂ. ૧૨ કરી આપવો.

( ૪ ) બધા અશિક્ષિત મુખ્ય મહેતાજીઓનો પગાર વધારી દર માસે ઓછામાં ઓછો રૂ. ૧૨ કરી આપવો.

( ૫ ) પાંચ વરસ કરતાં ઓછી નોકરીવાળા અશિક્ષિત અને કોઈ પણ પ્રકારના સર્ટિફિકેટની લાયકાત વિનાના આસિસ્ટંટોનો પગાર દર માસે ઓછામાં ઓછો રૂ. ૯ રાખવો.

શિક્ષિત અને અશિક્ષિત મહેતાજીઓ વચ્ચે ભેદ રાખવા નામદાર મુંબઈ સરકાર તરફથી એવું ઠરાવવામાં આવ્યું હતું કે અશિક્ષિત મુખ્ય મહેતાજીનો પગાર મે. ડિરેક્ટર સાહેબની માગણી પ્રમાણે રૂ. ૧૨ ને બદલે રૂ. ૧૧ રાખવો.

નામદાર સરકારને ( ૫ ) મી માગણી ઘણીજ જરૂરી જણાવાથી મંજુર કરવામાં આવી હતી અને પ્રૉવિન્સ્યલ રેવન્યુઝમાં રૂ. ૯૭,૪૪૦ નું વધારે ખરચ પાડી ગયે વર્ષે અમલમાં મૂકવામાં આવી હતી. ( જુઓ સને ૧૯૦૮ તા. ૧૭ મી ઑક્ટોબરની નં. ૨૫૨૫ ની પ્રેસ નોટ ).

પાંચ વરસની નોકરી પછી પ્રાથમિક શાળાના મહેતાજીનો પગાર વધારી રૂ. ૧૦ કરી આપવાની માગણી નામદાર સરકારને બીજે નંબરે વિશેષ અગત્યની જણાઈ હતી અને તેથી ઉપરની પ્રેસ નોટમાં જણાવ્યા મુજબ જ્યારે નાણાંની સગવડ હોય ત્યારે તે માગણી અમલમાં મૂકવાના હુકમ નામદાર સરકારે બહાર પાડયા હતા.

નામદાર ગવર્નર-ઇન-કાઉન્સિલે હવે નીચે બતાવેલી ૭ માગણીઓ નીચે પ્રમાણે ખરચ પાડી મંજુર કરી છે.

| | ખરચ. રૂ૦ |
|---|---|
| ( ૧ ) પાંચ અને પાંચ વરસની ઉપરના અશિક્ષિત અને સર્ટિફિકેટની લાયકાત વિનાના શિક્ષકના પગાર વધારી દર મહિને રૂ. ૧૦ આપવા માટે. | ૧૭,૩૨૮. |
| ( ૨ ) બધા શિક્ષિત મુખ્ય મહેતાજીનો પગાર વધા- | |

| | | |
|---|---|---|
| | રી ઓછામાં ઓછો દર મહિને રૂ. ૧૨ કરી આપવા માટે. ... ... ... ... ... | ૪,૬૨૭. |
| ( ૩ ) | બધા શિક્ષિત આસિસ્ટંટોના પગાર વધારી ઓછામાં ઓછો રૂ. ૧૧ કરી આપવા માટે... | ૩,૫૧૬. |
| ( ૪ ) | બધા અશિક્ષિત મુખ્ય મહેતાજીના પગાર વધારી ઓછામાં ઓછો દર મહિને રૂ. ૧૧ કરવા માટે... ... ... ... ... ... | ૬૫,૫૬૦. |
| ( ૫ ) | સિંધમાં સર્ટિફિકેટની લાયકાતવાળા પણ અશિક્ષિત શિક્ષકોનો દર મહિને ઓછામાં ઓછો રૂ. ૧૦ અને વધારેમાં વધારે રૂ. ૧૫ કરવા માટે... ... ... ... ... ... | ૨૨,૦૯૦. |
| ( ૬ ) | તળ ઇલાકાના શિક્ષિત શિક્ષકોને સર્ટિફિકેટમાં જણાવ્યા મુજબ—મુકરર કરેલાં નાણાં પહોંચતાં હોય તો—પગાર આપવા માટે... ... ( જેઓની નોકરીની મુદત ઘણી થઇ હશે તેને પહેલી પસંદગી આપવામાં આવશે ). | ૨૧,૫૨૯. |
| | કુલ રૂ. | ૧,૪૪,૫૬૦. |

ત્રણ વરસ સુધી આ બધું ખરચ નામદાર સરકાર ઉઠાવશે અને તે મુદતની અંતે અર્ધાઅર્ધ ખરચ લાગતી વળગતી લોકલ અને મ્યુનિસિપલ બોર્ડો આપશે. સિંધમાં રૂ. ૧૪૦૦ ની રકમ જે ત્યાંની મ્યુનિસિપાલિટી ત્રીજા પારેગ્રાફ્માંના નં. ૫ ની માગણીના ખરચ પેટે અત્યારે આપી શકે એમ તે તરતજ વસુલ કરવામાં આવશે જેથી ચાલુ વરસમાં કુલ ખરચ કમી થઇને માગણી સામે જે રૂ. ૨૨૦૦૦ ની રકમ બતાવવામાં આવી છે તેટલી થઇ રહેશે. સને ૧૯૦૭ ના એપ્રિલ માસની પહેલી તારીખથી પગારમાં કરેલો વધારો મંજુર કરવામાં આવ્યો છે. વધારે ગ્રાન્ટ દ્વારા બોર્ડોને આ ખરચ આપવામાં આવશે.

અશિક્ષિત અને સર્ટિફિકેટની લાયકાત વિનાના શિક્ષકો જેઓનો પગાર વધારી આપવામાં આવ્યો છે, તેઓ જો મે ડિરેક્ટર સાહેબે મુકરર કરેલા વખતમાં વર્નાક્યુલર ફાઇનલ પરીક્ષા પસાર કરશે નહિ તો તેઓને બરતરફ કરવામાં આવશે અથવા પેન્શન નહિ મળી શકે તેવા પગારમાં ઉતારી મૂકવામાં આવશે.

ખાસ કેસમાં આ નિયમોમાં અપવાદ કરવા માટે ગે. ડિરેક્ટર સાહેબને સત્તા આપવામાં આવી છે.

## જોઈએ છીએ.

એક ટ્રેન્ડ શિક્ષક ( બીજા વર્ષની પરીક્ષામાં પસાર થયલો ) રૂા. ૧૫ પગારથી જોઈએ છીએ તો જેમને રહેવા વિચાર હોય તેણે નીચેના ર રનામે અરજી મોકલાવવી. વધારે વિગતવાર ખુલાસો કાગળથી કરવો.
પગાર લાયકી મુજબ વધારવામાં આવશે.

હેડમાસ્તર, એલ. આર. ગુ. સ્કૂલ જોડીયા બજાર કરાંચી



## જોઈએ છીએ.

મુંબાઈ માંડવી એંગ્લો વર્નાક્યુલર સ્કૂલ માટે સિનિયર ટ્રેન્ડ પુરુષ શિક્ષક જોઈએ છીએ. પગાર રૂ. ૨૦ થી ૨૫ આપવામાં આવશે. ઉમેદવારોએ નીચેને સરનામે અરજી કરવી.

જી. એન. પટેલ,
હેડમાસ્તર-મુંબાઈ, માંડવી
એંગ્લો-વ-સ્કૂલ.

---

## શુદ્ધિપત્ર.

### સુધારોવધારો.

(જુઓ શાળાપત્ર અંક ૧૧ મો.)

| પૃ. | પં. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૩૩૦. | ૭. | પહર. | પ્રહર. |
| ૩૩૧. | ૧૩. | કોઈ. | કોઇ. |
| ૩૩૧. | ૧૫. | વણ. | વ્રણ. |
| ,, | ,, | તો થયો. | નીપજ્યો. |
| ,, | ૨૫. | સ્નેહે. | ગ્નેહે. |
| ૩૩૩. | ૪. | ત્વર્ષે. | વિષે. |
| ૩૩૩. | ૯. | 'મનવાંછના. | "મનવાંછનાં. |
| ૩૩૩. | ૧૯. | યુવકયૂથો ત્યાં. | યુવકયૂથો, |

---

રા. રા. નરસિંહરાવ ભોળાનાથ દિવેટીઆના 'અકીક' સંબંધી આવેલા ચર્ચાપત્રના સંબંધમાં નીચે પ્રમાણે સુધારોવધારો કરવામાં આવ્યો છે (જુઓ શાળાપત્ર જૂન-જુલાઈ ૧૯૦૯ પૃ. ૧૮૩)

'અકીક' લાલ સિવાય પીળા, પીળા, ભૂખરા, વગેરે રંગના હોય છે. તે રાજપીપળા સંસ્થાન, મોરબી રાજ્ય, વગેરે સ્થળોમાંથી ખંભાતમાં આવે છે ને ત્યાં તેના ઉપર કારીગીરી કરવામાં આવે છે.

